# પૃથુરાજ ચોહાણ

અને

# ચંદ બરદાઈ

આવૃત્તિ પાંચમી

કિંમત રૂ. ૧-૪-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

કાળબાદેવી રોડ, મુંબઈ.

# પૃથુરાજ ચૌહાણ

અને

# ચંદ બરદાયી


કર્તા

**મણિલાલ છબારામ ભટ્ટ**

ગુજરાતની જુની વાર્તાઓ, ઋતુવર્ણન વગેરેના કર્તા, અને બર્નિયરનો
પ્રવાસ તથા લૉર્ડ લૉરેન્સ આદિના ભાષાંતરકર્તા.


**पुराणमितिहासाश्च तथाख्यानानि यानि च ।**
**महात्मनां च चरितं श्रोतव्यं नित्यमेव च ॥**

महाभारत.


**પાંચમી આવૃત્તિ**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ**





સંવત ૧૯૮૫. સને ૧૯૨૯.

કિમ્મત રૂ. ૧-૪-૦

# રા. મણિલાલ છબારામકૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| | ૧ રતિસુન્દરી-સાંસારિક નવલકથા. ( સચિત્ર ) | ૧—૮—૦ |
| | ૨ પૃથુરાજ ચૌહાણ ને ચંદ બરદાયી. ( સચિત્ર ) | ૧—૪—૦ |
| | ૩ લૉર્ડ લૉરેન્સ ( "ગુજરાતી" પ્રેસ ) ... | ૧—૪—૦ |
| | ૪ બર્નીયરનો પ્રવાસ ( ગુ. વ. સોસાઇટી ) | ૧—૦—૦ |
| | ૫ ગુજરાતની જુની વાર્તાઓ. ( સચિત્ર ) | ૨—૮—૦ |
| | ૬ ઝાંશીની રાણી. ( સચિત્ર ) ... ... | ૩—૦—૦ |
| * | ૭ ઋતુવર્ણન ... ... ... ... ... | ૧—૦—૦ |
| * | ૮ સીમંતિની આખ્યાન ... ... ... | ૦—૨—૦ |
| | ૯ પતિવ્રતા સતીઓ. ( સચિત્ર ) ... ... | ૩—૦—૦ |
| * | ૧૦ સુન્દર બેન ... ... ... ... | ૦—૧૨—૦ |
| * | ૧૧ અનિલ દૂત ( ખંડ કાવ્ય ) ... ... | ૦—૪—૦ |
| | ૧૨ મુંબાઈની શેઠાણી ( સચિત્ર ) ... ... | ૧—૮—૦ |
| * | ૧૩ આત્મપુરાણ ... ... ... ... | ૮—૦—૦ |
| * | ૧૪ મેના ( એક નાની વાર્તા ) ... ... | ૦—૧૦—૦ |
| | ૧૫ પ્રતિમા નાટક ... ... ... ... | ૧—૦—૦ |
| | ૧૬ કાવ્યપીયૂષ ... ... ... ... | ૦—૮—૦ |

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.**

*આ નીશાનીવાળાં પુસ્તકો હાલમાં મળતાં નથી.

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં પહેલો પ્રશ્ન તો એ જ થાય છે કે, 'પૃથુરાજ ચૌહાણ' નામનું એક પુસ્તક સાક્ષર શ્રી આત્મારામપ્રણીત છે, તો પછી આ બીજાની શી જરૂર હતી ?' આ પ્રશ્નનો ઉત્તર હું મારા બોલોમાં નહિ, પરંતુ એક બાહોશ અંગ્રેજ લેખકના શબ્દોમાં આપવો જ યોગ્ય ધારું છું. 'રૂલર્સ ઑફ ઇન્ડિયા' નામની ઐતિહાસિક ગ્રંથમાળાનું પુસ્તક 'લૉરેન્સ' લખતાં સર ચાર્લ્સ એચ્ચિસન, કે. સી. એસ આઈ. એમ. એ. એલ્ એલ્, ડી. પંજાબના માજી લેફ્ટેનંટ ગવર્નર, જેઓ એ પુસ્તકના કર્ત્તા છે તેઓ આવે જ પ્રસંગે પોતાની પ્રસ્તાવનમાં લખે છે કે:—

"The life and achievements of Lord Lawrence have bean already written, both in large and small. There is the exhaustive work of Bosworth Smith; there are sketches by Captain Trotter, Robert Cust, Dr. George Smith, and others; and there is the vignette by Sir Richard Temple in the 'Men of Action' series. The circumstsnces and events of his time have been recorded by many pens. It would seem, therefore, as if there was no room for another monograph. But the series of the 'Rulers of India,' without a notice of the men who both saved India and ruled it, would be so incomplete that, as there may still be variety of treatment, even if nothing new be said, I have been induced to try."

"લૉર્ડ લૉરેન્સનું જીવન અને તેનાં પરાક્રમો સંક્ષિપ્ત તેમ જ વિસ્તારથી બેઉ રીતે લખાયલાં છે. બોસ્વર્થ સ્મિથનું સંપૂર્ણ પુસ્તક, કેપ્ટન ટ્રૉટર રોબર્ટ કસ્ટ, ડૉ. જ્યોર્જ સ્મિથ અને બીજાઓનાં સંક્ષિપ્ત પુસ્તકો, તેમ જ 'મેન ઑફ

એક્ષન ' ગ્રંથમાળામાં સર રિચર્ડ ટેમ્પલવાળો પણ એક લેખ છે. એના વખતના હેવાલ પણ ઘણા લેખકોએ નોંધી રાખેલા છે. આથી સહજ જ એમ લાગશે કે, હવે એ સંબંધી બીજા લેખની અગત્ય નથી. પરંતુ જો કંઈ નવું લખવાનું ન હોય તો પણ, બધું કંઈક જૂદી રીતે લખી શકાશે, એમ સમજીને હું આ યત્ન કરવાને લલચાયો છું. ”

મારો પણ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આ જ ઉદ્દેશ છે. પૃથુરાજ ચૌહાણ અને ચન્દની વાતો રજપૂસ્થાન, કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતમાં, ઘરડાં તેમ જ જુવાન કંઈક અલૌકિક સદ્‌ભાવથી સાંભળે છે અને મારી ‘ગુજરાતની જુની વાર્ત્તાઓ ’ જેમાં માત્ર ગુજરાતની જ ત્રણ ઐતિહાસિક વાર્ત્તાઓ લખી છે, તે લોકને પસંદ પડી. એનાં નાટકો થયાં છે અને ભાષાની સરળતા સાથે બહુ લોકપ્રિયતા પણ તેણે મેળવી છે. એ પુસ્તક વાંચનારા મિત્રોની ઇચ્છા ‘ પૃથુરાજ ચૌહાણ અને ચન્દ વિષે મારી પાસે કંઈક લખાવવાની હતી અને આજ મેં તે સંપૂર્ણ કરી છે. આને માટે મેં પણ કેટલોક શ્રમ લીધો છે, છતાં તે શ્રમ દેખાડવાનું અહિં કારણ નથી. સુજ્ઞ વાચકો પુસ્તક વાંચતાં જ તે શ્રમ અને મારા મિત્રોએ બતાવેલી જિજ્ઞાસા યથાર્થતાએ પહોંચ્યાં છે કે નહિ, તેની મારા કરતાં વધારે સારી પરીક્ષા કરી શકશે. અત્રે એ વિષે વધારે વિસ્તાર કરવાનું પ્રયોજને નથી. જે કંઈક છે તે આમાં જ લખાયું છે અને વિદ્વાનોએ તે જોવાનું છે.

•

વિક્રમાર્ક સંવત્ ૧૯૫૪<br>આષાઢ સુદિ ૧<br>સોમવાર.

લી૦<br>**મણિલાલ છબારામ ભટ્ટ.**

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

**वार्ता च कौतुकवती विमला च वाणी**
**लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः ।**
**तैलस्य बिन्दुरिव वारिणि दुर्निवार-**
**मेतत्त्रयं प्रसरति स्वयमेव भूमौ ॥**

( जयदेव. )

'ગુજરાતની જુની વાર્તાઓ' અને 'ઝાંશીની રાણી' વગેરે ગદ્યાત્મક વાર્તાઓ લખ્યા પછી 'પૃથુરાજ ચૌહાણ' લખવાને મારા મિત્રોએ આગ્રહ કર્યો. તેમની ઇચ્છાને હું અનુસર્યો અને આ પુસ્તક, તેનું ઇતિવૃત્ત તથા જનકથાઓ ધ્યાનમાં રાખી લખી કાઢયું. લોકને તેમ જ વિદ્વાનોને તે ગુજરાતમાં પસંદ પડયું, એટલું જ નહિ પરંતુ ઉત્તર હિન્દુસ્તાનના વિદ્વાનોને પણ તે પસંદ પડયું અને હિન્દુસ્તાની ભાષામાં તેને જેમનું તેમ ઉતારી લેવામાં પણ આવ્યું. મુરાદાબાદનિવાસી પંડિત મથુરાપ્રસાદ ઉપાધ્યાયાત્મજ પંડિત જયંતિપ્રસાદ ઉપાધ્યાયે હિન્દુસ્તાની ભાષામાં તેનું ભાષાન્તર કર્યું અને પંડિત મદનમોહન જ્યોતિષી તથા વિશ્વંભર દયાળશર્મા—ઇતિહાસપ્રકાશ કાર્યાલયના કાર્યભારીઓએ સને ૧૯૦૧ માં 'તંત્રપ્રભાકર પ્રેસ'માં છપાવી પ્રસિદ્ધ કયુ. મારા લેખનો આ એક અપૂર્વ વિજય હતો, એટલે હું તો મૌન રહ્યો. પરંતુ પંડિત જયંતિપ્રસાદે પોતાના હિન્દુસ્તાની ભાષાન્તરની પ્રસ્તાવનામાં લખ્યું હતું કે-"**यह ग्रन्थ किसी खास पुस्तकका अनुवाद नहिं है, बरन ५-६ वर्षके कठोर परिश्रमका फल है.**" આ વચનો મારા મિત્રો સહન કરી શકયા નહિ અને મિ. વેલીનકર વકીલ-હાલ બારિસ્ટર-એટ-લો-દ્વારા મિ. જયંતિપ્રસાદ ઉપર એક નોટિસ મોકલવામાં આવી. મિ. જયંતિપ્રસાદનું જુઠાણું બહાર પડી ગયું અને સંયુક્ત પ્રાંતોની કોર્ટમાં મુકદમો લડવા જવાની તથા બીજી કડાકૂટને લીધે મેં આગળ પગલાં ભર્યાં નહિ.

આની ખોટી અસર ગુજરાત—અમદાવાદના લોભી અને સાહિત્યનો ભવ બગાડનારા બુકસેલરોમાં પણ થઈ. મારા 'પૃથુરાજ ચૌહાણની' માગણી

ભારે અને ખપત ઘણી હોવાથી હિન્દુસ્તાની ‘ પૃથુરાજ ચૌહાણ ’ જે મારા ગ્રંથનું અક્ષરે અક્ષર અનુકરણ હતું તે ઉપરથી તેમ જ મારા મૂળ ‘ પૃથુરાજ ચૌહાણ ’ ઉપરથી મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલરે કલ્યાણજી રણછોડજી વ્યાસ પાસે ગુજરાતીમાં ‘ પૃથિરાજ ચહુઆણ ’ નામે પુસ્તક તૈયાર કરાવરાવી ‘જૈન ’ પ્રેસમાં છપાવ્યું. મેસર્સ એન્જલો અને ગુલાબચંદ સોલીસીટરોની મારફતે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેને નોટિસ કરી. પરંતુ મારો ગ્રંથ તે વખતે ખપી ગયો હતો તેથી અને મારા બંધુ, ભાઈ મણિલાલ પીતામ્બર ભટ્ટ, બી. એ., એલ્‌એલ્ બી. એ વચમાં પડીને સમાધાન કરવાથી તેમની સામે પણ મેં આગળ પગલાં ભર્યાં નહિ.

આ બનાવો બન્યાને ઝાઝો વખત ગયો નહિ હોય એટલામાં ભરુચના એક સાહસિકે પણ મારા ગ્રંથનું અનુકરણ કરી તે છપાવ્યુ.

આ પ્રમાણે આ પુસ્તકને બે ચાર જણાઓએ ગુજરાતીમાં અને હિન્દુસ્થાનીમાં પ્રકરણે પ્રકરણ, વાકયે વાકય અને અક્ષરે અક્ષર છપાવી પોતાનાં ખીસાંમાં જે કંઈ લાભ મળ્યો તે ભરી લીધો, તથાપિ મને તેથી કશો ગેરલાભ થયો નહિ, સામી મારા ગ્રંથની, વાર્ત્તાની રચનાની અને ભાષાશૈલીની લોકપ્રિયતા વધી. લોકો ચુંથાચુંથ કરતા હોવાથી આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ કરવાની મારી તો વૃત્તિ ન હતી, પરંતુ મારા પરમમિત્ર મિ. નરહરરામ માધવરામ ત્રિપાઠીએ ‘ નિર્ણયસાગર ’ જેવા ઉત્તમ છાપખાનામાં આ આવૃત્તિ કાઢવાનો ઉત્સાહ બતાવ્યાથી આ નવીન સંસ્કરણ કરવામાં આવ્યું. મિ. નરહરરામનો અને પ્રુફ ઇત્યાદિ જોઈ જવા માટે મિ. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. નો આ સ્થળે હું અત્યંત ઉપકાર માનું છું.

આ બીજી આવૃત્તિ તૈયાર કરતાં પહેલાં ચન્દ બરદાયીએ બનાવેલો કહેવાતો ‘ પૃથુરાજ રાસો ’ જેના કેટલાક ભાગો એશિયાટિક સોસાયટીની કલકત્તાની શાખા તરફથી છપાયા છે તે મેં જોયા, અને પૃથુરાજના રાજકાળ ઉપર પ્રકાશ પાડતા ઐતિહાસિક શોધખોળના જૂના લેખો વાંચ્યા. પરંતુ તેથી કાંઈ અસલ વાર્ત્તામાં ફેરફાર કરવાનું ઉચિત જણાયું નહિ. રાસામાં ચન્દ બરદાયીનું લખાણ કેટલું છે ને પાછળથી કેટલો ઉમેરો થયો છે તે તારવી કઢાય તેમ નથી. વળી વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે, ઉપલબ્ધ રાસો

એક કવિની કૃતિ નહિ, પરંતુ ઘણાક ભાટ કવિઓની કૃતિઓનો સંગ્રહ છે. ઇતિહાસની દૃષ્ટિએ જોતાં રાસામાંની ઘણીક બાબતો યુક્ત જણાતી નથી અને ઠેકઠેકાણે જોતાં રજપૂતસ્થાનના દેશકાળ પ્રમાણે ભાટ કવિઓએ બહુ જ અતિશયોક્તિઓ કરેલી છે. ખુદ પૃથુરાજના ચરિત સંબંધે પણ તેમાં બનાવટી બાબતો ઘણી છે. એટલે આ વાર્ત્તા જે અસલ લોકકથા ઉપરથી લખેલી છે તેમાં ફેરફાર કરી રચનામાં અને શૈલીમાં ડહોળાડહોળ કરવી, એ મને ઠીક લાગ્યું નથી. સંસ્કરણમાં માત્ર જોડણી અને વાકયરચનામાં સહજ સહજ કિંચિત્ ફેરફાર કરવા સિવાય બીજું બધું જેમનું તેમ જ રાખવામાં આવ્યું છે. સંસ્કૃત ભાષામાં पृथुराज विजयी નામનું એક કાવ્ય છે તેમાં પણ ઘણી બાબતો જુદે જુદી છે. રાસામાં, કાવ્યમાં, દંતકથામાં અને ઇતિહાસમાં ઠેકઠેકાણે ફેર હોવાથી જે વાત વર્તમાન કાળે પ્રચલિત હોય તે જ લેવી અને તેની ઉપર જ કથાપ્રવાહ ચાલુ રાખવો, એ મને યોગ્ય જણાયું છે. ધર્મની અને વહેમની બધી વાતોને થોડે ઘણે અંશે યથાપ્રસંગ અવકાશ આપ્યો છે અને વાર્ત્તાકૌતુકને જેમનું તેમ ચાલુ રહેવા દીધું છે. વળી આ પુસ્તક કંઈ ઇતિહાસ નથી કે જેમાં ખરી જ હકીકતો અને સિદ્ધ બાબતો આવે. પૃથુરાજ, જેની વાર્ત્તા લોકોને કૌતુકથી વાંચવી ગમે છે તે તેવા જ સ્વરૂપમાં શુદ્ધ, સરલ અને લોકગમ્ય વાણીમાં મેં અત્રે વિસ્તારી છે. ઉપર્યુકત શ્લોકમાં જણાવ્યા પ્રમાણે કૌતુકવાળી વાર્તા, વિમળ વાણી અને કસ્તુરી એની મેળે જ લોકમાં પ્રસરે છે. આ વાર્તા પણ એવી જ રીતે લોકમાં પ્રસરી સઉને પ્રિય થઈ પડે છે.

બ્રિટિશ સરકારે લોકને કેળવણી આપવાની ગોઠવણ કરી ત્યાર પછી જ ગુજરાતી ભાષામાં ગદ્ય લખાવા માંડયું એમ કહેવામાં વાંધો નથી. શરૂઆતના, ગુજરાતી ગદ્યના જે ગ્રંથો લોકમાં ઉત્સાહથી વંચાય છે તેમાં 'ગુજરાતની જુની વાર્તાઓ,' 'ઝાંશીની રાણી' અને 'પૃથુરાજ ચૌહાણ તથા ચન્દ બરદાયીનાં પુસ્તકો પણ છે, અને તે મને મારા પરિશ્રમના ફળ તરીકે પૂર્ણ સંતોષ અને આનંદ આપે છે. લોકપ્રિય કૌતુકવાળાં કથાનકો અને શુદ્ધ સરલ વાણીને એ મારો વિજય આભારી છે, એમ સોલ્લાસ મને મ્હને કહ્યાવગર ચાલતું નથી. ગદ્ય લખાણમાં અત્યારે ઘણા પ્રકાર ચાલે

છે. કોઈ સંસ્કૃતમય, કોઈ ફારસીમય અને કોઈ અંગ્રેજી શૈલીમય લખાણ લખે છે. પરંતુ તે કોઈ પણ પ્રકાર કરતાં શુદ્ધ સરલ સર્વગમ્ય સહેલી ગુજરાતી શૈલીનો પ્રકાર જ લોકને વધારે રુચતો જણાય છે અને એ જ શુદ્ધ સરલ પ્રકાર ગુજરાતીમાં તેમજ બીજી ભાષાઓમાં પણ વખાણાય છે. સંસ્કૃતમાં કવિકુલમણિ કાલિદાસની અને અંગ્રેજીમાં એડીસનની શૈલી જ વખાણાય છે. માટે ગુજરાતીમાં પણ લોકગમ્ય સહેલી ભાષામાં અને સરલ શૈલીમાં ગદ્ય લખવું એ યોગ્ય છે. સરકાર તરફથી પુસ્તકોની પરીક્ષા કરનાર ખાતાના વડા મિ. કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી કહે છે કે, 'ગદ્ય કે પદ્ય વાંચતાંને વાર સમજાય તે જ ઉત્તમ. વિષયપરત્વે ભાષા લખવી જોઇએ. તોપણ શાસ્ત્રના વિષયોની ભાષા પણ કિલષ્ટ તો હોવી જોઇએ જ નહિ. વિદ્વાનથી આરંભી સ્ત્રી અને બાળ પર્યંત સઉ સમજી શકે તે ભાષા ઉત્તમ કહેવાય છે.' ઘણાક અનુભવ પછી હું પણ આવા જ વિચાર ઉપર આવ્યો છું અને તેને જ પસંદ કરવાથી મારી ભાષાશૈલી વિદ્વાનોને તથા લોકને પસંદ પડી છે. લખાણો બહુ મોટે ભાગે જાહેર લોકને માટે લખાય છે માટે તે લોકગમ્ય જ હોવાં જોઇએ, એ સત્ય છે.

ધીરે ધીરે લોકો વાંચનના શોખીન થતા જાય છે. વીશ વર્ષ ઉપર જેટલાં પુસ્તકો ખપતાં તેના કરતાં હાલ વધારે ખપે છે અને ગ્રંથકર્તાઓને લોકોમાંથી આશ્રય મળી રહે એવો સમય લગભગ પાસે આવી લાગ્યો છે. એટલે ગુર્જર સાહિત્યમાં આગળના કરતાં વધારે ગ્રંથો પ્રકટ થવાનો સંભવ છે. દોષ વગરનું તો કશું છે જ નહિ, છતાં આગળના કરતાં હમણાં ગ્રંથો પણ સારા પ્રકટ થાય છે અને ભાષા, તેની શૈલી જોડણી, ને શુદ્ધિ પણ દિવસે દિવસે સુધરતાં અને કંઇક સ્વરૂપ લેતાં જાય છે. જોડણીનો એકાદ નિશ્ચય થવાની જરૂર છે. મોટામોટા વિદ્વાનોમાં જોડણીને માટે મતભેદ છે અને લેખકો અમુક પોતપોતાના મંડળને રુચતા નિયમો પ્રમાણે લખે છે. સારા સારા ગ્રંથકારોને પણ પોતાના ગ્રંથોની આવૃત્તિઓ કરતાં જોડણીમાં વારંવાર એક કે બીજી રીતે ફેરફાર કરવો પડે છે. અદબદ હાલતમાં ગમે તેમ જોડણી કરાયે જાય છે. હું પણ આ અનિશ્ચિતતાના વમળમાં જ છું, કારણ કે, મારે પણ આ આવૃત્તિમાં પ્રથમાવૃત્તિની કેટલીક જોડણી ફેરવી નાંખવી પડી છે.' શાસ્ત્ર કે

વ્યવહાર ગમે તેને અનુસરીને પણ એક સરખી જોડણી થાય તો તે બહુ જ ઇચ્છવાયોગ્ય ગણાય. પણ તેમ થવાનો હમણાં તો સંભવ જણાતો નથી. ભાષાની બીજી શુદ્ધાશુદ્ધતા ઉપર તો સારા ગ્રંથકારોને માટે કંઈ ગુંચવાડો છે જ નહિ. મેં મારાં પુસ્તકો લખતી વેળાએ અને તેની દ્વિતીયાવૃત્તિઓ કરતી વેળાએ જે જે મુખ્ય નિયમો સાચવ્યા છે તે એ જ છે કે, જેમ બને તેમ રસ રહે તેમ વાર્ત્તા ટુંકાણમાં લખવી, ભાષા શુદ્ધ, સરલ અને સર્વ કોઈ સમજી શકે તેવી રાખવી, અને જોડણી બને ત્યાં સુધી કેળવણી ખાતાએ સ્વીકારેલા નિયમો ઉપર રહેવા દેવી. આ પુસ્તકમાં આ નિયમો સાચવવાનો બને તેટલો યત્ન કર્યો છે. તેમ વાચકોને છેવટ મારી માત્ર એટલી જ વિનંતિ છે કેઃ—

## ગીતિ

**હંસગુણે સજ્જન જન,**
**વિરલ છતાં ગુણ ગ્રહી હૃદય ધરજો;**
**દોષ તણા દરીઆમાં,**
**હું પામરનાં સ્ખલન ક્ષમા કરજો.**

**इति शिवम्.**

મુંબઈ તા. ૧ લી નવેમ્બર ૧૯૦૯.

**મણિલાલ છબારામ ભટ્ટ.**

# અનુક્રમણિકા







# પૃથુરાજ ચૌહાણ

અને

# ચંદ બરદાચી

## પ્રકરણ ૧ લું

### ચૌહાણ વંશ

**क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः ।**
**तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम्* ॥**

પૃથુરાજ રાસામાં ચંદ બારોટે લખ્યું છે કે, આબુ પર્વત ઉપર જ્યારે ઋષિઓ રહેતા હતા ત્યારે તેની આસપાસના પહાડી પ્રદેશમાં ધર્મકર્મમાં વિઘ્ન નાંખનાર રાક્ષસોનો વાસ હતો. ઋષિઓના પવિત્ર આશ્રમોમાં આવી તેઓ તેમનાં યજ્ઞાદિક કર્મમાં વારંવાર વિઘ્ન કરતા. રાક્ષસોના આવા ઉપદ્રવથી કંટાળી, એક વાર સઘળા મુનિઓ એકઠા થઈ, ભગવાન વસિષ્ઠ મુનિ આગળ ગયા અને તેમને એવી વિનંતિ કરી કે, "ભગવન્! અમારાં ધર્મકર્મમાં આબુનાં જંગલોમાં વસતા રાક્ષસો નિરંતર વિઘ્ન નાંખે છે, અમારી હોમધેનુઓને વનમાં ચરતી જ મારી નાંખે છે અને કોઈ કોઈ વાર તો ધ્યાનસ્થ તપસ્વીઓ ઉપર શસ્ત્રના પ્રહાર પણ કરી જાય છે." વસિષ્ઠ મુનિએ તેમનાં આવાં વચન સાંભળી આબુના મોટા અને પ્રાચીન યજ્ઞકુંડમાં કોઈ એક વીર પુરુષની ઉત્પત્તિ માટે યજ્ઞ કરવા જણાવ્યું.

---

* સૂર્ય ભગવાનથી ઉત્પન્ન થયેલો વંશ ક્યાં? અને અલ્પ દર્શનવાળી આ મતિ ક્યાં? મારો આ વ્યવસાય એક નાના હોડકાથી દુસ્તર મહાસાગરને તરવાની ઇચ્છા જેવો છે.

સ્વસ્થાનમાં પાછા આવી, તેમણે પછી યજ્ઞનો આરંભ કર્યો અને જ્યારે તેમાં વીરઆહૂતિઓ અપાઈ ત્યારે યજ્ઞનારાયણે તેમને પ્રત્યક્ષ દર્શન દઈ વર માગવાનું કહ્યું. મુનિમંડળે તેમની પાસે યજ્ઞનું રક્ષણ કરે એવા વીર પુરૂષોની માગણી કરી. 'તથાસ્તુ' કહી યજ્ઞનારાયણ વર આપી અંતર્ધાન થયા કે તરત જ મોટા યજ્ઞકુંડમાંથી મહા તેજસ્વી ચાર વીર પુરુષો ઉત્પન્ન થયા: ચૌહાણ, પડીહાર, પરમાર અને સોલંકી. આ ચાર વીર પુરુષોએ મુનિઓના ચરણકમલમાં મસ્તક નમાવી નમાવીને પ્રણામ કર્યા અને વિનવ્યું કે, "હવે અમને શી આજ્ઞા છે તે કહો?" ઋષિઓએ તેમને આશીર્વાદ દઈ આબુની ચારે દિશાઓનું રક્ષણ કરવાનું ફરમાવ્યું. ચૌહાણ પુરૂષે તે દિવસથી તપોધનોના નિર્વિઘ્ન તપશ્ચરણ અને સત્કર્મના ચાલુ નિર્વહણ માટે ઉત્તર દિશાનું રક્ષણ કરવા માંડ્યું. એ આદિપુરુષને અણહલ નામે એક પુત્ર ઉત્પન્ન થયો. અણહલ પછી તેનો પુત્ર અજયપાળ થયો કે જેણે ચૌહાણ વંશનું રક્ષણ પાટનગર 'અજમેર' પ્રાચીન દ્રોણદુર્ગના ખંડિયેર ઉપર પર્વતની તળાટીના બહુ જ સુંદર પ્રદેશમાં વસાવી પોતાના નામને અમર કર્યું.

ઉજ્જયિનીના મહા પરોપકારી અને પ્રતાપી દાનવીર મહારાજ વીર વિક્રમાદિત્યના રાજ્ય પછી હિન્દુસ્તાનના રાજાઓનું ઐક્ય છિન્નભિન્ન થઈ ગયું હતું. તેઓ અન્યોન્યમાં મિથ્યા કલહ કરી ખોટી લડાઈઓ લડી નબળા પડી ગયા હતા. નાના નાના પ્રાંતના રાજાઓ પણ યશોગાનની કવિતાઓમાં પૃથિવીપતિ કહેવાતા હતા, અને તેઓ પોતાના બળના અભિમાનમાં નાના પ્રદેશ ઉપર રાજ્ય કરતા તોપણ ભૂગોળના અજ્ઞાનને લીધે અને પોતાની મોટાઈના અભિમાનને લીધે પોતાના રાજ્યને આખી પૃથ્વી જ માનતા હતા.

આ સમયે દેશમાં પરદેશી લોકનો પગ પેસો હતો, તથાપિ રજપૂતસ્થાન છેક નિર્વીર્ય થઈ ગયું ન હતું. પરદેશીઓની સામે થવાને હજી રજપૂતસ્થાનના વીર રજપૂતો એકમત થઈ શકતા હતા. મુસલમાનો વેપારને અર્થે દેશમાં દાખલ થતા. ધર્મને નામે વહેમી લોકને પોતાના ઈલ્મથી કંઈક ચમત્કાર બતાવી ઇસ્લામ ધર્મમાં લેતા અને રાજનગરથી દૂરના ભાગોમાં જઈ ત્યાંના લોકોને ધર્મઝનુનથી દુઃખ પણ દેતા હતા.

લગભગ બાર સૈકાં થયાં દેશી અને પરદેશી પ્રજાઓ વચ્ચે ઝગડા ચાલતા અને લૂંટ તેમ જ હલ્લા થયાં કરતા. હુમલો લાવનાર પરદેશીઓ પાણીના પૂરની માફક દેશમાં ફરી વળી ઘણીક ખરાબી કરી જે કંઈ લૂંટ મળી તે લઈ પાછા ફરી જતા. પરંતુ ભરતખંડમાં હજી પરદેશીની ગાદી સ્થપાઈ ન હતી. છેવટ રજપૂતોના કુસંપે ઘર ઘાલ્યું અને આ ચરિતના શૂરવીર છતાં સાહસિક નાયકથી માંડીને હિન્દુસ્થાનના રજપૂત રાજાઓમાં એવો દ્વેષ દાખલ થયો કે, જેણે પરદેશીઓ અને મુસલમાનોને પોતાની ધારણામાં સફળ થવાનો માર્ગ સુગમ કરી આપ્યો. તેના અવસાન પછી થોડે જ વર્ષે શાહબુદ્દીન ઘોરીના એક શૂરવીર ગુલામ કુતબુદ્દિને હિન્દુસ્થાનમાં મોટી જિત મેળવી, મહાભારતમાં પ્રસિદ્ધ થયેલા અને પાંડવા જેવા પ્રતાપીઓથી એક વાર શાસિત થયેલા પ્રાચીન ઇન્દ્રપ્રસ્થના પ્રસ્તર ઉપર સ્થપાયલા દિલ્લી નગરમાં મુસલમાની રાજ્યની સ્થાપના કરી.

ચૌહાણ વંશના અજયપાળે જે ઠેકાણે અજમેર વસાવ્યું તે ઠેકાણે આગલો એક પુરાતન કિલ્લો પડી ભાગી ગયેલી હાલતમાં ઉભો હતો. પાંડવાના ગુરુ દ્રોણાચાર્ય ત્યાં આગળ પૂર્વે રાજ્ય કરતા. એમ લોકોમાં કહેવાતું હતું. કુરુક્ષેત્રમાં થયેલા કુરુ પાંડવોવાળા મહાભારતના યુદ્ધમાં સાત દિવસ સુધી તુમુલ-ઘનઘોર યુદ્ધ કરી, દ્રોણાચાર્ય વીરગતિને પામ્યા અને તેમનો ચિરંજીવી પુત્ર અશ્વત્થામા તેના મામા કૃપાચાર્યની સાથે વિન્ધ્યાટવીમાં જઈ રહ્યા ત્યારથી દ્રોણદુર્ગની પૈરતી થઈ એમ પણ કહેવાતું હતું. કાળચક્રના અનેક આંટા ફરી જવા છતાં પણ પર્વતના શૃંગ ઉપર બાંધેલો એક ગઢ તે કાળે કાયમ રહેલો હતો, તેથી અજયપાળે ત્યાં જઈ પ્રાચીન નગરનો પુનરુદ્ધાર કરવા, પોતાના નામ ઉપરથી અજમેર વસાવ્યું અને કિલ્લાને સમરાવ્યો. પૃથુરાજ રાસામાં ચંદ બારોટે તેનું બહુ જ મનોહર વર્ણન કરેલું છે. હાલ પણ એ કિલ્લો ભાગી તૂટી ગયેલી હાલતમાં મુસાફરોને દેખાડવામાં આવે છે. સમુદ્રની સપાટીથી તેની ઉંચાઈ ત્રણ હજાર હાથ જેટલી છે. અજયપાળ ચૌહાણે તેનાં મંદિરો ઉપર સોનાનાં કળશો નંખાવ્યા હતા અને દૂરથી જેમ તારા ચળકતા હોય તેમ તેનું તેજ રાત્રિદિવસ ચમકારા મારતું હતું, તેથી લોક તેને 'તારાગઢ' કરીને કહેતા

હતા. ચંદ કહે છે કે, પૃથુરાજે તેના ઉપર મસાલો સળગાવવા માંડી ત્યારથી તે તારાગઢ કહેવાયો, પરંતુ પૃથુરાજ રાસાનું એ લખાણ એટલું બધું વિશ્વસનીય નથી. વીર પુરુષોની અજય્ય ભૂમિ રજપૂતસ્થાન, અજમેર અને તારાગઢનો કિલ્લો વગેરે બધું, આજ પણ એનું એ જ હોવા છતાં, મોટા ગૌરવવાળા અસલ દેશી રાજયવૈભવના અસ્તને લીધે હમણાં તેની બધી શોભા ઝાંખી પડી ગઈ છે.

અજયપાળ ચૌહાણ પછીના અજમેરના કેટલાક રાજાઓનાં નામ મળતાં નથી, પરંતુ ચૌહાણ વંશમાં વંશપ્રદીપ જેવા બાલણના પુત્ર વિસલ ચૌહાણથી વંશાવલીની સાંકળના અંકોડા પાછા કંઈક બરોબર બેસતા આવે છે. રાસામાં લખ્યું છે કે, અખાત્રિજને દિવસે વિસલદેવ ચૌહાણ ગાદીએ બેઠો હતો અને રજપૂતસ્થાનનાં તે કાળનાં જુદાં જુદાં રાજ્યોના રાજાઓ તેના રાજ્યાભિષેક સમારંભ માટે અજમેરમાં એકઠા થતા હતા. વિસલદેવને રાજ્યાભિષેક થયો તે વખતનો હેવાલ રાસામાં નીચે પ્રમાણે આપેલો છે:

"વિસલદેવના મસ્તક ઉપર જ્યારે રાજયછત્ર ધરાયું ત્યારે બ્રાહ્મણોએ હોમકુંડની તૈયારી કરી તેમાં મંત્ર સહિત પંચશર મૂકયા. અગ્નિમાંથી ધુમાડા નીકળ્યો ને જવાળાઓ ચાલી. બ્રાહ્મણોએ મંત્ર ભણતાં અને આશીર્વાદ દેતાં રાજાને રાજ્યાભિષેક કર્યો અને સર્વ જનો અભિનંદન આપતાં બોલી ઉઠયા કે, "વિસલદેવ રાજા પૃથ્વીપાલ, યશવંત થાઓ ! યશવંત થાઓ !"

વિસલે આ ભૂમિ ઉપર ઇન્દ્રના જેવું સુખ ભોગવ્યું. શાન્તિ અને ન્યાય રાજ્યમાં પાછાં આણ્યાં. અજમેર નગરમાં રહેતાં ને શત્રુને વશ કરતાં તેણે ઘણાં વર્ષ સુધી નિર્વિઘ્ને રાજ્ય કર્યું. ઘણાં મોટાં નગરો તાબે કર્યાં અને ભાટો તો કહે છે કે, એના રાજ્યમાં 'આખું જગત' એકછત્ર નીચે આવી ગયું હતું. "વિશ્વકર્માએ જાણે તેનું નગર શોભાવ્યું ન હોય એમ તેણે અજમેરને વિવિધ રીતે શોભાવ્યું હતું. અધર્મનું જડમૂળ કાટી નાંખી તેણે પોતાના રાજ્યમાં અને અજમેરમાં સનાતન ધર્મ પ્રવર્તાવ્યો હતો. પાપનું કામ તેણે એકેય કર્યું ન હતું. પોતાને જેટલો હક્ક હોય તેટલું જ તેણે લીધું હતું. હક્ક ઉપરાંત તે જરાય વધારે

લોભ કર્યો ન હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ચારે વર્ણ ચૌહાણને તાબે હતી. છત્રીસ જાતના રજપૂતો તેની ચાકરીમાં હતા. વિસલદેવ રાજા ધર્મધુરંધર પૃથ્વી ઉપર દેવ જેવો પ્રતાપી હતો.”

વિસલદેવ ચૌહાણનો રજપૂતસ્થાનમાં યશ ગવાતો હતો, પરન્તુ જ્યાં ગુણ હોય ત્યાં દોષ પણ હોય, તેમ તેનામાં વિષયાસક્તિ રૂપી મોટામાં મોટો દોષ હતો. પરમાર રાજાની કુંવરી જે તેની નાની અને રૂપાળી રાણી હતી તેની ઉપર એ અત્યંત આસક્ત હતો. રાણીના રૂપમાં તે ઘેલો ઘેલો થઈ ગયો હતો. વિસલદેવ ચૌહાણનું વિષયસુખ અને ભોગવિલાસ વર્ણવતાં ચંદ કવિ લખે છે કે “કર્પૂર, ચંદન, ચુવા, અગર, કેસર અને કસ્તૂરી વગેરે સુગંધવાળા પદાર્થો ને નાના પ્રકારનાં પુષ્પો તેના અંતઃપુરમાં નિરન્તર મઘમઘી રહેતાં. વિનોદને માટે નાટકકારો અને ગવૈયા માંડી રાત સુધી નાચરંગ અને ગાનતાન કરતા.” વિષયમાં તે પોતાના રાજ્યનું રક્ષણ કરવાનું પણ તદ્દન ભૂલી ગયો અને મુસલમાન પરદેશીઓએ ઉપરા-ઉપરી હુમલા આણી તેની પ્રજા ઉપર જુલમ ગુજારવા માંડયો. લોકોથી જુલમ સહન થયો નહિ, ત્યારે તેઓ અવ્યવસ્થાની ફરિયાદ કરવા મુખ્ય પ્રધાનને ઘેર ગયા અને કહ્યું કે “સ્ત્રીપુરુષ બન્નેની ઉપર પરદેશી-ઓથી જુલમ ગુજરે છે માટે અમે તમારું નગર છોડી બીજા રાજ્યમાં ચાલ્યા જઈશું. તમે કિરપાળને તેડાવી રાજાને બધી વાત સમજાવો.” રાજાએ કિરપાળ નામના એક મુસદ્દી કાયસ્થને રાજકુંવરને ભણાવવા માટે સાંભરના કિલ્લામાં રાખ્યો હતો. પ્રધાનોએ તેને અજમેર તેડાવ્યો. પ્રજાની વિનતિ કિરપાળે રાજાના અંતઃકરણમાં ઉતારી, એટલે વિસલ-દેવની વિષયવૃત્તિ વીરવૃત્તિમાં બદલાઈ ગઈ. સિંહના પુત્રને તેની સ્થિતિનું ભાન આવ્યું અને તે હુંકાર કરી અંતઃપુરમાંથી બહાર નીકળ્યો. તેણે હાથમાં સમશેર લઈ, રાજ્યના ખંડિયા અને મિત્ર રાજાઓને પરદેશીઓને દેશમાંથી ઝાડી કાઢવા બોલાવ્યા. પડીહાર રજપૂતો, મંડોવરનો રાજા રામગોર, તુંવર, પાવાગઢનો ધણી, મેવાડનો મહા પ્રતાપી રાજા મહેશ, દુનાપુરનો રાજા ગોહિલ, સોરઠના યાદવ, વાઘેલા, મોરી, મોટા રાક્ષસ જેવા ગુજર્જર, અંતર્વેદનો રાજા કુરંભ, તચીપુરનો શત્રુને કંપાવનાર રાજા ચંદેલ

અને ટુંકામાં કહીએ તો સ્તંભતીર્થથી મુલતાન સુધીના રાજાઓ પોતપોતાની સેનાઓ લઈ લઈને ચૌહાણરાયના વાવટા તળે એકઠા થયા. બધા રાજાઓ આવ્યા પણ ગુજરાતનો અભિમાની ભીમદેવ સોલંકી રાજા આવ્યો નહિ. તેથી જોતસીએ અને ખટપટિયા ભાટચરણોએ રાજાના કાન ભંભેર્યાં. પરદેશીઓને હાંકી કાઢવાને તૈયાર થયેલું ચૌહાણોનું સૈન્ય લઈ વિસલદેવ પછી ગુજરાતના રાજાનો ગર્વ ઉતારવા ગયો.

અત્રે જણાવવું જોઇએ કે, આ કાળે લોકમાં અજાન અને અભિમાન બહુ વ્યાપી ગયાં હતાં. દેશમાં શૂરવીરો હતા, પણ વિદ્વાનો ન હતા. તેથી રાજાઓ એક બીજાની સ્પર્ધામાં કપાઈ મરતા હતા. બુદ્ધિ વગર બળ કંઈજ કામનું નથી, એ સિદ્ધાન્ત રજપૂતસ્થાનનો આ કાળનો ઇતિહાસ સિદ્ધ કરી આપે છે. પહેલી મજલે વિસલ સરોવર ઉપર મુકામ કરી બીજી મજલે ભાલોડ લઈ તેનો કિલ્લો જમીનદોસ્ત કરી તેઓ આબુમાં ગયા. વિસલદેવ ચૌહાણે અચલેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં અને ત્યાંથી રણના ઉત્તર ભાગ ઉપર થઈ કચ્છ જિતી, સોરઠ તરફ ઉતરી, દ્વારિકા તરફના લુંટારૂં કાબાઓ જે ત્યાં બળવાન થઈ પડ્યા હતા તે-વા ધેરોને વશ કરી, સોરઠના રાજાને નમાવ્યો. ચૌહાણનું સૈન્ય સાગરની ભરતીના માફક સોરઠમાં ચારે તરફ ફરી વળ્યું અને ત્યાંથી પૂર્વ તરફ પ્રયાણ કરતું અણહિલપુર તરફ વળ્યું. ગુર્જરેશ્વર ભીમદેવનો સેનાધિપતિ બાલુકરાય ચાલુક્ય છત્રીસ હજાર ઘોડેસ્વાર અને ગીનેર હાથીવાળું મોટું લશ્કર લઈ તેની સામે થયો. તેને પોતાને અટકાવવા આવતો સાંભળી, ચૌહાણે ગામડાં અને શહેર ઉજ્જડ કરી, લોકને મારી કાઢવા માંડ્યા. રાજાની આવી અયોગ્ય વર્તણુંક જોઈ શ્રીકંઠ બારોટે તેની પાસે જઈ કહ્યું કે 'તમારે જે પરાક્રમ કરવાનું છે તે રાજા સાથે કરવાનું છે, માટે પ્રજા પીડવા રૂપી અન્યાય છોડી ન્યાયથી વર્તો.' એમ કહેવાય છે કે, હાલ જે ઠેકાણે વિસનગર છે તે ઠેકાણે સોલંકી તથા ચૌહાણનાં સૈન્યો વચ્ચે ત્રણ દિવસ સુધી તુમુલ યુદ્ધ થયું. સોલંકીઓનું સૈન્ય એકત્ર થયેલા ઘણા રાજાઓવાળા ચોહાણના સૈન્યને પહોંચી વળે તેમ નહિ હોવાથી ગુજરાતના ડાહ્યા પ્રધાને અને બાલુકરાય સેનાધિપતિએ ચૌહાણની સાથે સમય જોઇને સંધિપત્ર કર્યું. વિસલદેવ પોતાના જયનું સ્મરણું રખાવ-

વાને માટે જે ઠેકાણે લડાઈ થઈ હતી તે ઠેકાણે એક નગર વસાવવાની, ગુજરાતની કન્યા પરણવાની અને કર્ણને કેદ રાખવાની શરતોએ સંધિ કરી. એક માસમાં નગરનો પાયો નંખાયા પછી ચૌહાણરાય વિસલદેવ પોતાના રાજનગર તરફ પાછો વળી ગયો.*

જેનો જશ વધે તેનો મદ વધે. તેમ આ જિતથી પરાક્રમી વિસલદેવને પણ થયું. બળથી, ધનથી અને કીર્તિથી રાજાને મોટો મદ ચઢયો. મદથી કામ વધ્યો અને કામે આખરે તેનો સમૂળ નાશ કર્યો. વરસાદથી પાણી ને ઘાસ ઉગતાં જેમ ક્ષેત્રના સુગમ માર્ગ છવાઈ જાય, તેમ ધનવૈભવના મદથી માણસના સન્માર્ગ પણ ઢંકાઈ જાય છે. રાજા વિસલદેવના સન્માર્ગ રૂપી ગુણો ધીરે ધીરે નાશ પામ્યા. તેણે એક રાણી ઉપર બીજી રાણી કરી અને એમ વિષયભોગની વૃદ્ધિ કરતાં કરતાં અંતઃપુર જુદી જુદી જાતની રાણીઓથી ભરી નાંખ્યું. લાકડાંથી જેમ અગ્નિ વધે છે તેમ ભોગવવાથી કામ પણ વધે છે. એક દંતકથામાં કહ્યું છે કે, વિષયવૃત્તિ વધી પડ્યા પછી રાજા વિસલદેવ કાશ્મીરમાંથી એક નાગ સરદારની કન્યા પરણી લાવ્યો હતો. કાશ્મીરની સ્ત્રીઓ ઘણી જ સ્વરૂપવતી હોય છે; તેમાં વળી ધનવૈભવમાં ઉછરેલી અને નાના પ્રકારના વિલાસી ભાવોની કેળવણી પામેલી આ નાગ કન્યાના[1] રૂપમાં, હાવમાં અને ભાવમાં કહેવું જ

---

* વિસનગર બહુ પ્રાચીન નગર છે. ઈ. સ. ની પહેલાં થઈ ગયેલો અશોક રાજા વિસનગર ગયો હતો અને ત્યાંની સ્ત્રીઓની સુન્દરતા જોઈ એક કન્યા પરણ્યો હતો.

૧ નાગકન્યા એટલી સાપની દીકરી, એવી સામાન્ય દંતકથા ચાલે છે અને તે રીતે આ અનુસંધાન મળે છે રાજાએ નાગકન્યા પરણી લાવી તેને તળાવના પાણીમાં છુપો મહેલ બાંધી આપી ત્યાં રાખી અંતઃપુરની રાણીઓને વિસારી દીધી અને રાજ્યકાર્ય કરી પાણીમાંના નાગકન્યાના મહેલે રાત્રીએ રહેવા લાગ્યો. નાગકન્યાએ રાજાને એક મણિ આપ્યો હતો તેમાં એવો ગુણ હતો કે, જેની પાસે એ મણિ હોય તે જળમાં જઈ શકે રાજા પોતાની પાઘડીમાં તે મણિ રાખતો. બીજી રાણીઓના જાણવામાં આવતાં તેમણે એક વાર બપોરને વખતે રાજાએ બોલાવી કામાંધ કરી મણિ ચોરી લઈ બાળી મૂકયો. જ્યારે સાંજે રાજા નિત્યના નિયમ પ્રમાણે નાગકન્યાને મહેલે જવા તળાવમાં ઉતર્યો ત્યારે જવાયું નહિ અને ઘેલો થઈ ગયો.

શું હોય? રાજા તેને વશ થઈ ગયો. નગરના ઉપકંઠમાં એક સુંદર સરોવરના કિનારા ઉપર એકાંત નવો મહેલ બંધાવી ત્યાં નિરંતર વિલાસવતી નાગકન્યા સાથે તેણે કામસુખ ભોગવવા માંડ્યાં. કાશ્મીરી રાણીનું સૌભાગ્ય વધ્યું ને અંતઃપુરમાં તે કરતાકારવતા થઈ પડી તેથી સપત્નીઓને તેના સુખનો દ્વેષ આવ્યો. હરેક પ્રકારે તેમણે તેના સુખસમાગમમાં અંતરાય નાંખવાની યુક્તિઓ ને પ્રપંચો ચલાવવા માંડ્યા. સપત્નીઓનો દ્વેષ શું નથી કરતો? સ્ત્રીઓનો ક્રોધ જગતનો નાશ કરે એવો હોય છે. રાણીઓએ મારાઓ રાખી નાગકન્યાને કોઈ ઠેકાણે મારી નંખાવી. એટલે તેની ઉપર મોહી રહેલો રાજા તેના વગર ઘેલો થઈ ગયો. વિસલદેવની રાણીઓએ સપત્નીનું સુખ નાશ કરતાં પોતાનું સુખ પણ નાશ કર્યું. રાજા નાગકન્યાની પાછળ એવો ચિત્તભ્રમ થઈ ગયો કે, અરવલ્લી પર્વતની વનાવલીઓમાં 'હે પ્યારિ, હે પ્યારિ, મને દર્શન દે' એમ જલ્પતો નિસંજ્ઞ જેવો થઈ ભટકવા લાગ્યો.

પૂર્વે ઉર્વશી અદૃશ્ય થવાથી કામઘેલો થઈ કુમારવનમાં ભટકતો પુરુરવ રાજા ઉર્વશી પુનઃ પ્રાપ્ત થતાં ઠેકાણે આવ્યો હતો અને યયાતિ રાજા ઘૃતાચીને લીધે ઘેલો થઈ ગંધમાદનના વનમાં ફરતાં તેના જ બંધુ યતિના અસરકારક બોધથી વૈરાગ્ય પામ્યો હતો. પ્રસંગે કહેવાયલું વચન મનુષ્યને બહુ ઊંડી અસર કરે છે. યયાતિને યતિનાં વચનોએ કામસેવન રૂપી પાપકર્મમાંથી તરત જાગ્રત કર્યો ને તે પોતાના નિઃશ્રેયસ્—આત્મકલ્યાણમાં લાગ્યો. યયાતિને એ પ્રમાણે બોધ લાગ્યો હતો પરંતુ ચૌહાણ વંશના વીર રાજાની તેથી બૂરી જ દશા થઈ. વનમાં ફરતાં ફરતાં એક વાર તેણે કોઈ સિદ્ધની અતિ સુંદર કન્યાને જોઈ તેની ઉપર બલાત્કાર કર્યો. ત્રાસ પામેલી મુનિ કુમારિકાએ તેને શાપ દીધો તેથી તે મનુષ્યભક્ષક થઈ વનમાં ભટકવા લાગ્યો. વિસલદેવ રાજા મનુષ્યના

---

નાગકન્યાઓ તે સાપની છોકરીઓ નહિ. રાજતરંગિણી નામના કાશ્મીરના પ્રાચીન ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કાશ્મીરના એક જાતિના લોકો સિથીયનો–'નાગ' એ નામથી ઓળખાતા. કાશ્મીરની સ્ત્રીઓ ઘણી જ સ્વરૂપવતી હોય છે હાલ ત્યાં એવો ધારો છે કે કોઈ પણ પરદેશીથી ત્યાંની કોઈ સ્ત્રી લેઈ પરવાના વગર બહાર જવાતું નથી. પૂર્વે કાશ્મીરમાંથી હિન્દના રાજાઓ નાગકન્યાઓ પરણી લાવતા.

લોહીનો સ્વાદ લેવા લાગ્યો અને ઘેલાઇમાં તેનું પરિણામ એવું ખરાબ આવ્યું કે, આસપાસના વાસ નિર્વાસ થઈ ગયા અને લોકો અતિ ત્રાસ પામી નગરમાંથી નાસી જવા લાગ્યા.

બીજી વાત આ પ્રમાણે છે: ગુજરાતમાં જિત મેળવી, વીર પુરૂષને શોભા આપે એવું પરાક્રમ કરી, ગુજરાતની મોટી સમૃદ્ધિ લઈ આવી, વિરહથી વ્યાકુળ થયેલો વિસલ રાજા અજમેર આવ્યા પછી પાછો પરમાર રાણીના અંતઃપુરનો પાળેલો પોપટ બની ગયો. આખરે રઘુવંશના છેલ્લા રાજા અગ્નિવર્ણની માફક અસાધ્ય ક્ષય–રાજરોગથી તેનો દેહાન્ત થયો. કેટલાક વળી એમ પણ કહે છે કે, રાજાને વિલાસભવનમાં રચાવેલા કુસમ-વિહારમાંના પુષ્પના પુંજમાં ભરાઈ રહેલી નાની કાળી નાગણ કરડી તેથી મરણ થયું અને પરમાર રાણી તેની પાછળ ઉછળતી આગમાં પોતાના પ્રેમની આહુતિ આપી સતી થઈ. નાના પ્રકારના વિષય ભોગવતાં, રતિ-શાસ્ત્રની વિવિધ ક્રીડાકેલીઓનો અનુભવ લેતાં અને કામને વધારનારાં ઔષધો ને વાજીકરણો કરતાં તથા સુખ લેતાં રાજા ઘેલો થઈ ગયો અને તેમાં જ મરણ પામ્યો. ચંદ બારોટ લખે છે કે, વિષયમાં ડુબી ગયેલા રાજાને પ્રજાએ રાજ્યગાદી લઈ વનમાં કાઢી મૂકયો તેથી ગાંડો થઈ જઈ મરણ પામ્યો. ગમે તેમ હો પરંતુ એટલું તો સત્ય જ છે કે અતિવિષયને લીધે તેનો નઠારો અંત આવ્યો હતો.

વિસલદેવ ચૌહાણની રૂપાળી અને કામઘેલી પરમાર રાણીએ સારંગ-દેવ નામના કુંવરને જન્મ આપ્યો હતો, પરંતુ મૂર્તિમતી પ્રવૃત્તિની માફક ભોગમાં જ આસક્ત થયેલી એવી તેણે—

> "દીકરાને જુજવા કરો, વણજારા રે,
> મને નથી ગમતી જંજાળ, સમજ મન મારા રે.
> બન્ને દીપક પ્રકટાવીએ, વણજારા રે,
> ભલી રમતાં રાતો જાય, સમજ મન મારા રે."

એ પ્રેમાનંદના પદાનુસાર પોતાના સ્વામીને કહી સારંગદેવને વિદ્યા-ભ્યાસને બહાને સાંભરના કિલ્લામાં કિરપાળ કાયસ્થના હાથતળે રખાવ્યો

હતો. કાયસ્થને હાથે શિક્ષણ પામેલો કુમાર સારંગદેવ જ્યારે તેના પિતાનો દેહાન્ત થયો ત્યારે મોટી ઉમ્મરે પહોંચેલો હતો. કિરપાળ અને બીજા રાજ-પુરુષોએ અજમેરમાં તેના નામની દુહાઈ ફેરવી અને ચૌહાણ વંશની પ્રતાપી રાજ્યગાદી ઉપર સારંગદેવ ચૌહાણનો અભિષેક કર્યો. દેવરાજ રાવળ રાજાની કુંવરી ગૌરી સાથે તે પરણ્યો હતો. તે રતિના જેવી રૂપાળી હતી એમ ચંદ બારોટ રાસામાં તેનું અલૌકિક રૂપ વર્ણવતાં લખે છે. જ્યારે તેના સ્વામીને રાજ્યાભિષેક થયો ત્યારે તે ગર્ભવતી હતી.

સારંગદેવ રાજાના રાજ્યમાં ઐતિહાસિક નોંધને યોગ્ય કંઈ પણ બનાવ બનેલો હોય એમ જોવામાં આવતું નથી. પરન્તુ એમ કહેવાય છે કે વિદ્યાનો પ્રચાર ઘટી જવાથી એના વખતમાં લોકોમાં અત્યંત વહેમ અને અજ્ઞાન વધી ગયું હતું. ઢોંગી, ધુતારા, ચોર અને લુચ્ચાઓના વધારાને લીધે શહેરમાં વારંવાર ખૂન થતાં હતાં તેથી વહેમી લોક એમ માનતા હતા કે, અવગતિઓ થયેલો વિસલદેવ ચૌહાણ રાક્ષસયોનિને પ્રાપ્ત થઈ, આ પ્રમાણે નગરનો નાશ કરે છે. ગાદીએ આવ્યા પછી તરત, આ કહેવાતા રાક્ષસને ભોગ પડતી રાણીને બચાવવા અને પોતાના વંશનો વેલો કાયમ રાખવા માટે પંચાસરના રાજા જયશિખરીની માફક તેણે પોતાની પ્રિય રાણી ગૌરી જે ગર્ભવતી હતી તેને રણથંભોરના કિલ્લામાં રક્ષણ માટે મોકલાવી દીધી અને પોતે પ્રજાનું રક્ષણ કરવા તથા રાક્ષસનો નાશ કરવાના કામમાં પડ્યો. રાક્ષસનો નાશ કરવા જતાં કહે છે કે તે જ તેનું બલિદાન થઈ પડ્યો.

સારંગદેવના પછી રાણી ગૌરીનો પુત્ર આનો ચૌહાણ કે જેનો જન્મ જગવિખ્યાત રણથંભોરના કિલ્લામાં થયો હતો તે ગાદી ઉપર આવ્યો. આ રાજા ધીર, વીર ને ખરેખરો ધર્મપરાયણ નર હતો. પોતાના દેશમાં તેણે ઘણો સુધારો વધારો કરાવ્યો એટલું જ નહિ પરન્તુ ગુજરાતના મહા પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહ દેવની માફક તેણે પોતાના જળ વગરના દેશમાં લોકોના ઉપયોગને માટે ઘણાંક જળાશય અને નવાણ બંધાવ્યાં. રાજનગરની પડોશમાં પશ્ચિમ દિશાએ મોટા બંધ બંધાવી તથા પાળો ચણાવી તેણે એક સુંદર સરોવર બંધાવ્યું, જે તેના નામ ઉપરથી લોકોમાં 'આનાસાગર'ને નામે પ્રસિદ્ધ થયું. એમાં અનેક

ઝરણો આવીને પડતાં. તેની પાળોના બંધ નવસેં ગજ લાંબા અને દોઢસો ગજ પહોળા છે. વર્ષા ઋતુમાં જ્યારે તે ટાંકોટાંક ભરાય છે ત્યારે તેનો વ્યાસ લગભગ ચાર ગાઉ જેટલો થાય છે અને શરદ ઋતુમાં અનેક પંખીઓથી ભરેલું તે અત્યંત રમણીય અને લક્ષ્મીના દર્પણ જેવું મનોહર દેખાય છે.

ચૌહાણુ અને ગુજરાતના પ્રતાપી રાજાઓ વચ્ચે ચાલતા કેટલીક પેઢીઓના જુના વૈરનો હજી અંત આવ્યો ન હતો. આનો ચૌહાણુ જ્યારે અજમેરની ગાદી ઉપર હતો ત્યારે ગુજરાતમાં જૈન ધર્મના મોટા સ્તંભ સમાન દયાધર્મધુરંધર કુમારપાળ રાજાનું રાજ્ય ચાલતું હતું. રાસમાળામાં કુમારપાળ અને આના નામના રાજા વચ્ચે થયેલા યુદ્ધનું વર્ણન કરેલું છે; પરન્તુ તેમાં એમ લખેલું છે કે, કુમારપાળની સાથે યુદ્ધ કરનાર આના તે અજમેરનો ચૌહાણુ નહિ પણુ નાગોરનો કોઈ બીજો રાજા હતો. પ્રબંધચિંતામણિનો કર્ત્તા મેરૂતુંગાચાર્ય તેને વિસલદેવનો પૌત્ર કરીને લખે છે, એટલે આનો રાજા, તે નાગોરનો કોઈ બીજો રાજા નહિ, પણુ અજમેરનો આનો ચૌહાણુ રાજા જ હતો એમ કહેવાય છે. ચૌહાણો અને સોલંકીઓને યુદ્ધ થાય તથા તેઓ એક બીજાની સામે બાથ ભીડી શકે એ સંભવિત હતું, કારણુ કે તે બન્ને વંશ એક બીજાની સમાનતા કરે એવા તે સમયે બળવાન હતા. કુમારપાળના મંત્રીનો પુત્ર બાહડ આનાના પક્ષમાં જઈ રહેલો હોવાથી એ બે રાજાઓ વચ્ચે લડાઈ થઈ હતી. કુમારપાળની સત્તા ઘણી મોટી હતી. ગુજરાત, કાઠિયાવાડ, માળવા અને છેક ગોદાવરીની ખીણો સુધી તેની આણુ ફરતી હતી. આવા બળવાન રાજાની સામે આનાએ પોતાની રણવટ સાચવી, ચઢી આવેલા બળવાન શત્રુઓનું સ્વાગત કર્યું. અજમેરથી કેટલેક દૂર અરવલ્લીની ખીણોનાં મેદાનમાં યુદ્ધ થયું, તેમાં ચૌહાણુ વીરોએ પોતાનું વંશપરંપરાનું રજપૂતસ્થાનમાં અપરિહાર્ય ગણાતું પરાક્રમ દેખાડ્યું, છતાં ગુજરાતના મોટા બળ આગળ તેમનો જય થયો નહિ.

આના ચૌહાણે પોતાના નામને શોભે તેવા સંગ્રામમાં વીરતા દેખાડી, ચૌહાણુ શૂરવીરોનું નામ રાખ્યું, તેમ પ્રજાને પણુ પોતાની પ્રજાની માફક

પાળી. અજમેરમાં પેઠેલો રાક્ષસ, જેણે સારંગદેવનો ભોગ લીધો હતો એમ કહેવાય છે, તેની સામે ન થતાં આ રાજાએ રાજનીતિનો સુગમ માર્ગ લીધો. રાક્ષસ તેની ચાલચલગતથી પ્રસન્ન થયો અને સામો તેને વરદાન આપી તથા અજમેરને હમેશનું અભય બનાવી યમુના તરફ ચાલી ગયો. કેટલાક લોક કહે છે કે, રાક્ષસયોનિમાંથી પતિત થઈ તે રાક્ષસ વરાહયોનિને પ્રાપ્ત થયો અને અજમેરની આસપાસનાં વનોમાં ફરવા લાગ્યો. અજમેર આ પ્રમાણે ઉપદ્રવ રહિત થયા પછી આનાજીએ તેને સારી પેઠે આબાદ કર્યું. ઘણાં વર્ષ સુધી રાજ્યસુખો ભોગવી આનાએ સ્વર્ગવાસ કર્યો. તેનો પુત્ર જયસિંહ તથા જયસિંહનો પુત્ર આનંદદેવ એમ બે રાજાઓ અજમેરની ગાદી ઉપર થયા. પરંતુ તેમના સમયનો કોઈ અસધારણ બનાવ ઇતિહાસ વા રાસાઓમાંથી આપણને મળી આવતો નથી. આનંદદેવ ચૌહાણનો પુત્ર સોમેશ્વર જ્યારે ગાદી ઉપર આવ્યો ત્યારે ગુજરાતમાં મહા પ્રતાપી રાજા ભોળો ભીમદેવ સોલંકી રાજ્ય કરતો હતો. બે પેઢી સુધી મંદ પડી ગયેલું વેર આ બે રાજાઓ વચ્ચે પાછું સજીવન થયું અને સોમેશ્વરના પુત્રે તે વેરને અને પોતાની વિષયાસક્તિને એવે ખરાબ પરિણામે પહોંચાડ્યાં કે, જેથી આખો ભરતખંડ પરદેશી લોકોના હાથમાં જઇ પડ્યો.

આનંદદેવ ચૌહાણનો પુત્ર સોમેશ્વર નાનપણથીજ કાબેલ, શૂરવીર અને તોફાની હતો. છોકરાંમાં પણ તે રમતની લડાઈઓ લડાવતો તથા મરદાની રમતોમાં રાજા રૂપે પોતે રહી હારનારને સખત શિક્ષા કરતો. એના સંબંધમાં એક એવી દંતકથા ચાલે છે કે, સોમેશ્વરે મારેલાં છોકરાં જ્યારે રોતાં રોતાં તેમને ઘેર જતાં ત્યારે તેમની માતાઓ કહેતી કે, 'રડ્યા રાક્ષસના તો રાક્ષસ જ થાયને ?' 'પુત્રનાં લક્ષણ પારણામાં' થી જણાય, તેમ સોમેશ્વરનું બાલ્ય તેની નિર્દોષ રમતોમાં પણ તેના ભાવિ વીરત્વને દર્શાવતું હતું. સોમેશ્વરે એક વાર આને માટે પોતાની માતાને ખુલાસો પૂછ્યો હતો અને તેણે વિસલદેવ જે અધોગતિ પામ્યો હતો તે વાત તેને સમજાવી હતી. પોતાના પ્રપિતામહનો ઉદ્ધાર કરવાની તે દિવસથી એના મનમાં તીક્ષ્ણ લાગણી થઈ આવી હતી. ભરતખણ્ડના

વાતાવરણમાં શ્વાસોચ્છ્વાસ લેતાં ગમે તેવો ઉચ્છૃંખલ શૂરવીર મરદાનગીની રમતગમતોમાં જ ઉછરેલો હોય તોપણ તેના મન ઉપર ધર્મની છાપ સજ્જડ હોય છે. ઇતિહાસોમાં આવાં ઘણાંક દૃષ્ટાંતો છે કે ક્રૂરમાં ક્રૂર આર્ય રાજાઓ પણ કંઈ ને કંઈ ધાર્મિક લાગણીવાળા હતા.

આનંદદેવના પછી ગાદીએ આવતાં જ જુવાન અને ઉત્સાહભર્યાં પરાક્રમપ્રિય સોમેશ્વરે પોતાનાં પરાક્રમથી રજપૂતાનાના રજપૂતોને છક્ક કરી નાંખવા માંડ્યા. સોલંકીઓ સાથેનું વેર તેણે વધારી દીધું. ગુજરાત તરફની પોતાની સરહદ નક્કી કરવાનો પ્રશ્ન ઉપાડી, આબુના પ્રાંત ભાગના રાજાઓને બળથી તથા રાજ્યનીતિના કાવાદાવાઓથી દબાવી દઈ, અજમેરના રાજ્યની હદ જે પર્વતોની હારની પેલી તરફ હતી તેને તેણે ઘણી આગળ વધારી. પારકી લડાઇમાં માથું મારી, પરાક્રમ કરવાનો તે હમ્મેશ પ્રસંગ શોધતો હતો. મોટી મોટી લડાઇઓ લડીને યશ મેળવવાની હોંશમાં ને હોંશમાં પોતાનું રાજ્ય બહુ ચોંપથી ચલાવતો હતો, એટલામાં દિલ્લીના તુંવર રાજા અનંગપાળ અને કનોજના રાઠોડ રાજા વિજયપાળ વચ્ચે કોઈ કારણે લડાઈ જાગી. લડાઈના સમાચાર આવતાં સોમેશ્વરે કહ્યું કે "આવે વખતે મારે શાન્ત બેસવું જોઇએ નહિ. રણસંગ્રામમાં પરાક્રમ કરીને જેણે આ ક્ષણભંગુર જગતમાં પોતાનો યશ વધાર્યો નથી તેવા ક્ષત્રિયના જીવતરને ધિક્કાર છે.' આમ વિચાર કરી, શૂરવીર સામંતોને બોલાવી સેનાની તૈયારી કરાવી અને મોટું લશ્કર લઈ અનંગપાળની કુમકે ગયો. સોમેશ્વર ચૌહાણને પોતાની કુમકે આવતો જોઈ અનંગપાળ બહુ પ્રસન્ન થયો તથા તેને લેવાને પોતાના મુખ્ય પ્રધાનોને સામા મોકલ્યા. અનંગપાળ અને સોમેશ્વરની સંયુક્ત સેનાઓ યમુનાના કિનારા ઉપર ડેરા નાંખી પડી. અનંગપાળ રાઠોડની પ્રતિજ્ઞા બર લાવવા તેઓ લડાઈ કરવા ઉત્સુક થઈ રહ્યા. તુંવર અને રાઠોડો વચ્ચે યુદ્ધ થયું તેમાં ચૌહાણે મોટા પરાક્રમથી રાઠોડ ઉપર ધા કરી તેને સંગ્રામ-માંથી પાછો નસાડ્યો. અનંગપાળને વિજયશ્રીએ વરમાળ આરોપી અને રણશ્રીએ સોમેશ્વરને યશ અપાવ્યો તથા દિલ્લીમાં ઘેરઘેર તેનું વીરત્વ વખાણાયું. વગર તેડ્યે પોતાની કુમકે આવી વિજય અપાવનાર ચૌહાણનો ઉપકાર ઉતારવાને અનંગપાળ તુંવરે પોતાની રૂપવતી કમળાદેવી નામની પુત્રી તેને પરણાવી અને હાથી, ઘોડા તથા અનેક દાસ, દાસીઓ વગેરેથી તેનો સત્કાર કરી મોટા માન સાથે અજમેર વિદાય કર્યો.

કમળાદેવી સોમેશ્વરને પરણી અજમેર આવી. રાજારાણી વચ્ચે દાંપત્યપ્રેમની મજબુત ગાંઠ બંધાઈ. સુખભોગ ભોગવતાં ઘણો કાળ જતો રહ્યો પણ તેમને કંઈ સંતાન થયું નહિ. આખરે 'કાગનું બેસવું અને તાડનું પડવું' એ કહેવતના જેવો એક પ્રસંગ ઘડાઈ આવ્યો ત્યાર પછી તુંવર રાણીને ગર્ભ રહ્યો. એ દંતકથા એવી છે કે, અજમેરના એક બ્રાહ્મણે રાજા પાસે જઈ કહ્યું કે, તમારા પ્રપિતામહ અધોગતિ પામ્યા છે તેથી તમને સંતાન થતાં નથી. પિતરોનો ઉદ્ધાર કરવામાં આવે તો સંતાન થાય. રાજાએ તે જ બ્રાહ્મણ પાસે પ્રપિતામહનો ઉદ્ધાર કરાવરાવ્યો. અને તેના કહેવા પ્રમાણે વરાહ-યોનિને પ્રાપ્ત થયેલા પ્રપિતામહનો વધ કરી, રાજાએ સામંતો સાથે તેનું માંસ ખાધું. જેટલાએ તે ખાધું તેટલા બધાયને પુત્રો થયા. રાજાને પૃથુરાજ નામે આ વાર્તાનો વીર અને વિલાસી નાયક કુંવર થયો. મહાકવિ ચંદને માટે એમ કહેવાય છે કે, ઉક્ત વરાહની જીભ ચંદના પિતાના આરોગવામાં આવી હતી તેથી તેને ચંદ જેવો વીર અને વળી કવિ પુત્ર થયો. સામંતોના પુત્રો મોટા થતાં સોમેશ્વરના પુત્રના સામંતો થયા અને બારોટનો પુત્ર ચંદ મોટો થતાં પૃથુરાજનો માનીતો મિત્ર અને સરદાર થઈ તેનાં પરાક્રમને કાળની શાંખ ઉપર અમર કરનાર રાજકવિ થયો.*

---

*બીજી રીતે આ દંતકથા આમ ચાલે છેઃ અજમેરમાં એક દરિદ્રી બ્રાહ્મણ રહેતો હતો. બાઇડી તેને રળવા માટે નિરંતર ટોકયાં કરતી હતી. પોતાનામાં રળવાની હોંશ ન હોવાથી બાઈડીથી કંટાળી, એક વાર તેણે આત્મઘાતનો વિચાર કર્યો. પણ તે બીકણ હોવાથી તેનાથી કુવોહવાડો થઈ શકયો નહિ ત્યારે વનમાં વનપશુથી પોતાનો ઘાત કરાવવા ગયો. ઘેલો થયેલો વિસલ મનુષ્યઘાતી તેને મળ્યો, પરંતુ માર્યો નહિ અને ધન આપી, પાછો મોકલતાં પોતાના પ્રપૌત્ર સોમેશ્વરને કહેવરાવ્યું કે "હું વરાહ થઈશ અને મારા માંસનું ભક્ષણ કરનારને પુત્ર થશે. બ્રાહ્મણે ઘેર આવી, ધન આપી, કુભારજાનો કંકાસ મટાડી, રાજાને સંદેશો કહ્યો. રાજાએ શિકારે જઈ, વરાહ મારી, સામંતો સહિત તેનું માંસ ખાધું. એટલે સર્વને પરાક્રમી પુત્રો થયા. કુટુંબીઓ અને ખાસ કરીને પિતાનું માંસ ખાવાથી માણસ પરાક્રમી થાય છે એવી નિરાધાર ગપ્પો ઘણી છે અને તે લોકમાં પ્રચલિત વાર્તાઓમાં ઉતરી આવી છે. પાંડુ રાજાનું માંસ ખાવાથી પાંડવોને પણ એવું કંઈક પ્રાપ્ત થયું હતું એમ લોકમાં કહેવાય છે. યજ્ઞનો બલિ ખાવાથી દશરથની રાણીઓને પુત્રો થયા હતા. આવી જાતિની આ દંતકથા છે.

પોતાના રાજ્યને આબાદ કરવામાં સોમેશ્વરે ઘણો શ્રમ લીધો હતો. આસપાસના રાજાઓ સાથે સ્નેહ વધારી, સામંતોની જાગીરમાં તેણે વધારો કરી આપ્યો હતો. અજમેરની ગાદીને છત્રીસ* જાતિના ચૌહાણ રજપૂતો માન આપતા હતા. સોમેશ્વર પણ તેમનું માન રાખતો હતો. દિલ્હી, કનોજ, પંજાબ, અને ગુજરાતમાં ચૌહાણ રાજાઓને માટે યશનાં આસન હતાં. રજપૂતસ્થાન અને ભરતખંડના રાજાઓમાં અને સામાન્યતઃ સઘળી પ્રજાઓમાં અજ્ઞાન વધી ગયું હતું. કીર્તિ અને કન્યાને માટે તેઓ મિથ્યા મોટાઈની લડાઈઓ લડવામાં પોતાના જીવનનું સાફલ્ય માનતા હતા. બ્રાહ્મણો પણ વિદ્યાથી બહિર્મુખ થઈ ગયા હતા. ભાટ, ચારણો અને વૈશ્યવૃત્તિ કરનાર કેટલાક વણિકોમાં થોડું ઘણું અક્ષરજ્ઞાન રહ્યું હતું, પરંતુ રાજ્યનીતિનું જ્ઞાન તો કોઈનેયે ન હતું. અજ્ઞાન અને વિપર્યયપણાઓમાં ઉચ્છૃંખલ થઈ ગયેલા રાજાઓ અને રજપૂતો કોઈક ડાહ્યા માણસ કંઈ કહે ને સાંભળે તેવા રહ્યા ન હતા. ગુજરાતમાં જૈન સાધુઓએ બ્રાહ્મણોની સાથે લડીને તથા રાજ્યમાં દાખલ થઈને જ્ઞાનને છેલ્લો ફટકો માર્યો હતો, જ્યારે

* રજપૂતસ્થાનમાં અજમેરની આસપાસ આ છત્રીસે જાતિના રજપૂતોનાં નાનાં નાનાં રાજ્ય હતાં. એ જુદી જુદી શાખાઓનાં નામ પૃથુરાજરાસામાં આ પ્રમાણે આપેલાં છે:—

**छप्पय.**

**रवि, शशि, जादव वंश, कोकस्थ, परिमार सदाघर,**
**चहुआण, चालुक्य, चंद, सेलार, अभियर,**
**दोयमत, मकवाण, गरुअगोह, गोहेलपत,**
**चापोत्कट, परिहार, राव राठोड सुरोसजुत;**
**देवडा, टांक, सिंधव, अनंग, पोतक पडिहार, दधिखट;**
**कारटपाल, कट्टुपाल, हन, हरितक, गारे, कमाख, मट.**

**दुहो.**

**ध्यानपालक, निकुंभवर, राजपाल कवनीश;**
**कालच्छकर के आद दे बरने वंस छत्तीस.**

રજપૂતસ્થાનમાં તો વિદ્યાપજીવી બ્રાહ્મણોની સંખ્યા બહુ હતી જ નહિ. ભાટ-ચારણો હતા તે માત્ર રાજાઓને ખાલી ફૂલમાં ફસાવનાર અને મીઠું બોલનાર હતા. બ્રાહ્મણોની પડતીએ જ દેશની પડતી આણી હતી, કારણ કે, બધું હોવા છતાં આ વખતે દેશમાં વિદ્યા જરાયે ન હતી અને વિદ્યા ન હોવાથી રજપૂતોનાં પ્રખર પરાક્રમને નીતિને માર્ગે દોરનાર કોઈ રહ્યું ન હતું. વિદ્યાથી બહિર્મુખ લોકસ્થિતિએ રજપૂતસ્થાન, ઉત્તર હિન્દ અને ગુજરાતના રાજાઓને દેશવિચ્છેદક આંતરિક કલહમાં નાંખ્યા હતા.

---

## પ્રકરણ ૨ જું

### યૌવરાજ્ય

**दुहो**

**जननी जणजे जन भला, कां दाता कां शूर,**
**नाहितर रहेजे वांझणी, मत गुमावीश नूर.**

સાંભરેશ્વર સોમેશ્વરની માનીતી રાણી અને દિલ્લીના તુંવર રાજાની કુંવરી કમળાદેવીએ વિક્રમાર્ક સંવત ૧૨૧૫ એટલે ઇ. સ. ૧૧૫૯ માં જ્યારે આ વીરકથાના નાયકને જન્મ આપ્યો ત્યારે રજપૂતસ્થાનનાં છત્રીસે રજપૂત રાજ્યોમાં આનંદનાં દુંદુભિ વાગી રહ્યાં. રજપૂતસ્થાનનાં આ નાનાં નાનાં રાજ્યો એકબીજાની ઉપર બંધુભાવ રાખતાં હતાં. તેમ રજપૂતસ્થાનની રાજ્યવ્યવસ્થા કરનારાઓએ રજપૂતો વચ્ચે પ્રાંતોની એવી રીતે વહેંચણી કરી હતી કે, જેથી તેઓ એકબીજાને ચહાતા, અનુસરતા અને માન આપતા રહેતા. પૃથુરાજના જન્મ સુધી તેઓ વચ્ચેનો સુસંપ ચાલુ રહેલો હતો. સાંભરેશ્વરને પોતાનો નેતા માન-નારા રજપૂતો પૃથુરાજના જન્મથી બહુ આનંદ પામ્યા. દિલ્લીમાં ભાણેજના જન્મની વધામણીઓ જતાં અનંગપાળ તુંવરે મોટો ઉત્સવ કરાવરાવ્યો. અજમેરમાં સાકરો વહેંચાઈ, માગણ તથા ભાટચારણોને સોનાનાં કડાં અને શેલાંના સિરપાવ મળ્યા તથા જોશી અને બ્રાહ્મણોના

ભાગ્યના દરવાજા ઉઘડી ગયા. કનોજનો જયચંદ અને ગુજરાતનો ભોળો ભીમદેવ આ સમાચાર સાંભળીને પ્રસન્ન થયા નહિ. પૃથુરાજરાસામાં પૃથુરાજનો જન્મદિવસ અને કુંડળી વગેરે આપ્યું છે; પરંતુ જ્યોતિષના ગણિત પ્રમાણે તેનો બરાબર ટાળો મળતો નથી, એમ હાલના કુશળ જ્યોતિષીઓ કહે છે. ઇતિહાસ પ્રમાણે પણ તે બરાબર હોય એમ લાગતું નથી, છતાં વાચકોને અધીર નહિ રાખતાં આપણે તે જેવાં ને તેવાં જ અત્રે સાદર કરીશું.

**दुहो**

**एकादससें पंचदह, विक्रम संवत साज;**
**तिहीरिपुपूरजयहरन, भयो राज पिथुराज,**

**पद्धरी**

**संवत्त इक्कदस पंचअग्ग, वैशाख तृतीया पख कृष्णलग्ग**
**उषा प्रकाश इक धरियराति, पल तीस अंशत्रय बलजाति**
**'गुरुबुधशुक्र परिदसें थान, अष्टमे बार शनिफलविधान.**

અખાત્રીજને દિવસે પૃથુરાજનો જન્મ થયો હતો એમ ભાટ લોકો કહે છે, એ કદાપિ ખરૂં હશે તો પણ, તેઓ જે સાલ આપે છે તે તો કોઈ રીતે વાસ્તવિક હોય એમ લાગતું નથી. પૃથુરાજની પછી રાણી કમળાદેવીએ બે કુંવરીઓને જન્મ આપ્યો હતો. ચરિત લખવાનો રિવાજ અજ્ઞાનમય કાળમાં બંધ પડી ગયેલો હોવાથી હિન્દુસ્થાનના વીર અને પરાક્રમી પુરુષોનાં ચરિતો લખવા જેવી વિશ્વાસને યોગ્ય હકીકત મળી આવતી નથી. માત્ર જુદા જુદા લેખોમાંથી તેનાં અનુમાનો જ ઉપજાવી શકાય છે. રાસામાં વર્ણવેલી હકીકતો ઘણીખરી વધારીને સ્તુતિના રૂપમાં લખાયેલી છે. વળી પાછળથી ઘણા ઘણા ભાટચારણોએ તેમાં પોતપોતાની તરફથી ભાટાઈ ઉમેરેલી છે, તેમ છતાં પૃથુરાજના બાલ્ય સંબંધી તેમાંથી કંઈ ચમત્કારિક અનુમાન ખેંચવા જેવો લેખ પણ મળતો નથી. તેમ છતાં ભાટચારણોમાં ચાલતી વહેમી વાતો, દંતકથાઓ, અને રાસડાઓમાંથી જે કંઈ મળ્યું તે સંભાળથી આ પ્રકરણમાં ઘટિત સુધારાવધારા સાથે આપ્યું છે.

વીર પુરુષનું બાલ્ય પણ હમ્મેશ કંઈ ને કંઈક ચમત્કારથી ભરેલું હોય છે. સોમેશ્વર જેમ નાનપણમાં રજપૂતોના બાળકોમાં હારજિતની રમત રમતો હતો, તેમ પૃથુરાજ પણ સામંતોના બાળકોમાં રાજા થઈ નવા નવા દેશ જિતવાની રમતો રમતો હતો. તે કાળે વિદ્યામાં વિદ્યા એ જ ભણાતી. રજપૂતનો છોકરો હિંડતાં શીખતો ત્યારથી જ તીરકામઠું લઈ બહાર નીકળતો. રજપૂતસ્થાનમાં તે સમયે બ્રાહ્મણોનો વાસ થોડો હોવાથી કોઈ વિદ્યા ભણતું નહિ. પ્રજામાંના ગૃહસ્થો આબુમાં જઈ, ઋષિઓની સેવા કરી, કંઈ થોડી ઘણી વિદ્યા ભણી આવતા. ક્ષત્રિયના નાના છોકરા પોતાની હિમ્મત પ્રમાણે શિકારે જતા, નિશાન મારતાં શીખતા અને ડુંગર પાછળ વિંટ નાંખી, શત્રુનાં નગરોને કેમ ઘેરો ઘાલવો તેનાં શિક્ષણ મેળવતા. દારૂગોળાનો વપરાશ વધારે ન હતો* મોટી લડાઈઓ પણ તીરકામઠાં, ભાલા, બરછી અને તરવારોથી લડાતી હતી. તીર ફેંકવામાં, દૂરનાં નિશાન પાડવામાં અને તરવારથી પટા ખેલવામાં પૃથુરાજ નાનપણથી જ એકકો હતો. નિશાનબાજીમાં તે એવો તો હોંશિયાર હતો કે, શબ્દ સાંભળી તેને આધારે તીર મારી શકતો, અર્થાત્ રઘુવંશના બળવાન રાજા અને પ્રસિદ્ધ રામચંદ્રજીના પિતા દશરથના જેવો તે શબ્દવેધી હતો. સામંત સરદારોના જે છોકરાઓ તેની સાથે રમતા, તે એની હોંશિયારીથી તેના ઉપર અનુરકત રહેતા. મિત્રોમાં એવો પ્રેમ હતો કે તેઓ એક બીજાથી કદિ પણ જુદા પડતા નહિ. મોસાળમાં લાડકો હોવાથી પૃથુરાજ જ્યારે દિલ્લી જતો, ત્યારે તેઓ પણ તેની સાથે ત્યાં જતા. પરાક્રમથી ચકિત થયેલા અને બાલ્યના પ્રેમથી ગુંથાયેલા તેના સરદારો તેનાં બીજાં અંગ જેવા હતા. ભાગ્યશાળી હોય તેને જ એવા અનુકૂલ સરદારો મળે છે. †

પૃથુરાજ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનાં પરાક્રમો રજપૂતસ્થાનમાં પ્રકાશ પામતાં અને પ્રસિદ્ધ થતાં ગયાં. આબુનાં જંગલોમાં શિકારને માટે ઉતરી પડી કોઈ કોઈ વાર તે પરમારોની રાજધાની ચંદ્રાવતી સુધી

---

* ઈંગ્લંડ અને યૂરોપમાં પણ દારૂગોળાનો ઉપયોગ તે કાળે નહતો. ચાદમા સૈકા પછી ઈંગ્લંડમાં દારૂગોળો વપરાવા માંડયો છે.

† શિવાજી મહારાજના મિત્રો અને સરદારો પણ તેમને અનુકૂલ બાળમિત્રો હતા.

જઈ આવતો હતો. ગુજરાતનો ભોળો ભીમદેવ તેનાં પરાક્રમ સાંભળી બળતો, એટલું જ નહિ પરંતુ પોતાની હદમાં આવે તો તેને પકડી લેવાને માણસો પણ રાખતો. રજપૂતો તેના પરાક્રમથી પ્રસન્ન થતા ત્યારે, વેપાર અર્થે દેશમાં આવતા મુસલમાનો ઉગતા ચૌહાણસૂર્યનો તાપ સાંખી શકતા નહિ, અને શત્રુઓ અદેખાઈ કરતાં. પૃથુરાજને માટે જેવો પ્રેમ રજપૂતસ્થાનમાં હતો તેવો જ પ્રેમ દિલ્લી તરફ પણ હતો, કારણ કે ત્યાં અને અજમેર, એમ બેઉ ઠેકાણે તે થોડું થોડું રહેતો અને જ્યાં રહેતો ત્યાં લોકને પોતાનાં પરાક્રમોથી ભુરકી નાંખતો. રાજાને યોગ્ય રીતભાતથી તે પ્રજાની તથા રાજદ્વારીઓની પ્રીતિ મેળવતો હતો. અનંગપાળની તેના ઉપર અનહદ પ્રીતિ હતી.

પૃથુરાજ કુંવરની ઉમ્મર જ્યારે દશ બાર વર્ષની થઈ ત્યારે દરબારના વૃદ્ધ સામંતોએ સોમેશ્વર ચૌહાણને તેનો યુવરાજપદ ઉપર અભિષેક કરવાની ભલામણ કરી. યુવરાજપદે આવ્યા પછી જ રાજાના કુંવરને કંઈક ચીવટ લાગે છે, તેનાથી વ્યવહાર સમજાય છે, અને રાજ્યની નીતિરીતિનું જ્ઞાન મળે છે. સોમેશ્વરને એ વિચાર ગમ્યો. જોશીઓને બોલાવી મુહૂર્ત જોવરાવ્યું અને મુખ્ય વંશ, શાખા તથા તેની પેટા શાખાઓ મળી રજપૂતસ્થાનમાં જે છત્રીસ જાતિના ચૌહાણ રજપૂતો હતા, તેમને સર્વેને આમંત્રણ મોકલ્યાં. અજમેરમાં મોટો સમારંભ મંડાયો. આબુ ઉપરથી વિદ્વાન્ બ્રાહ્મણોને તેડાવવામાં આવ્યા અને યુવરાજપદાભિષેકની ક્રિયા ચાલુ થઈ. શાસ્ત્રની વિધિએ પૂજન અને દાન વગેરે કર્યા પછી સોમેશ્વરની જોડે એક નવા સિંહાસન ઉપર જ્યારે મંગળ આભૂષણથી શોભતા યુવરાજ પૃથુરાજ કુંવરને બેસાડવામાં આવ્યો, ત્યારે કિલ્લાના ઉંચા બુરજો ઉપરથી તોપો ફોડવામાં આવી તથા નગરમાં ઠામઠામ વાદિત્રો વાગ્યાં. બ્રાહ્મણોએ આશીર્વાદ દીધા અને ખંડિયા રાજાઓએ કુંવરના પાદપીઠ બાજઠ આગળ જઈ, મણિ અને માણેકથી જડેલા મુગટ નમાવી, નજરાણાં ધર્યાં. રાજરીત પ્રમાણે મંડોર, ચિતોડ, લુદ્રવા, કનોજ અને ચંદ્રાવતી વગેરે મોટાં મોટાં રાજ્યોના પ્રતિનિધિઓને યુવરાજને હાથે શિરપાવ અપાવવામાં આવ્યા. સામંતોના કુંવરોને રત્નજડિત તરવારો, તથા પોષાકો અને ભાટચારણોને તાંબાને પતરેં પસાયતાં કરાવી આપવામાં આવ્યાં.

'રાજાના કુંવરને પટ્ટાભિષેક સમયે જ ચાંલ્લો થવો જોઈએ,' એવી રજવાડાંમાં ચાલુ રીત હોવાથી ચંદ્રાવતીના પરમાર રાજા જેતસીના પ્રતિનિધિએ ઉઠી, તે જ સમયે ઇચ્છનકુમારીનું નાળીએર આપ્યું. પહેલા નાળીએરવાળી કન્યા રાજ્યાભિષેક સમયે મહિષીની પદવીને પામતી હોવાથી 'જેતસીની કુંવરી પટ્ટરાણીના પદને પામી' એમ કહેવાયું, અને ઉભયની શોભાને અનુરૂપ સંબંધ થયો, એમ ભાટચારણો ગર્જી ઉઠ્યા. એટલામાં પૃથુરાજના મિત્ર કૈમાસ દહિમાને ઉઠી, બીજું નાળીએર પોતાની બહેનનું આપ્યું. બેઉ નાળીએર દરબાર માંથી રણવાસમાં ગયાં અને રાણીની મંજુરી રૂપ ગોળધાણા અને મૂલ્યવાન વસંતની છાબો લઈ, વડારણો દરબારમાં પાછી આવી. સભામાં આનંદનો ઉદધિ રેલ્યો અને જયજયકાર ઉચ્ચારતા માગણો તે સમયની રીત પ્રમાણે મોટી બડાઈ મારી બક્ષીસ લઈ વેરાયા. કુમાર પૃથુરાજનો યુવરાજપદ ઉપર અભિષેક કરી, સોમેશ્વર આનંદ પામ્યો અને રાજ્યમાં પણ તે દિવસથી નવો જીવ આવ્યો.

હવે પૃથુરાજનું યૌવરાજ્ય ચાલવા માંડ્યું. ઉભરતા સામંતો પોતાના થનાર રાજાને આનંદ આપતાં નાનો જેવા અધિકાર ભોગવવા લાગ્યા. કુંવરની કચેરી થાય. રાજરીત પ્રમાણે ત્યાં કામકાજ શીખાય અને વડીલોની દેખરેખ નીચે રાજ્યનાં મોટાં કામ પણ ક્વચિત્ તેમને હાથે કરાવાય. આ ક્રમ પ્રમાણે કામ ચાલતાં અજમેરમાં એકકે સમયે નાના મોટા બે રાજાઓ રાજ્ય કરતા હોય એમ લાગતું. ઘરડાંનાં મન તેમના વ્યવસાય જોઈ પ્રસન્ન થતાં અને બાળ રાજા તથા સામંતો રાજ્યનો અનુભવ મેળવતા.

આ સમયની એક દંતકથા એવી ચાલે છે કે, એક વાર બાળ રાજા અને તેના મિત્ર સરદારોમાં વિચાર થયો જે 'આપણા રાજ્યમાં ચંદ્રની ક્ષયવૃદ્ધિ થવી જોઈએ નહિ,' પ્રત્યેક સામંતે જુદા જુદા વિચાર જણાવ્યા, પરંતુ રાજાને તે પસંદ પડ્યા નહિ. આખરે એવો ઠરાવ થયો કે, તારાગઢ ઉપર રાત્રિને વખતે મશાલો સળગાવવી. ચંદ્ર અસ્ત થયા પછી અને કૃષ્ણ પક્ષમાં હમ્મેશ એ મશાલોનું અજવાળું ચંદ્રની માફક દુનિયાને દીપાવશે. ઠરાવ થયા પ્રમાણે અમલ થયો અને હમ્મેશ તારાગઢ ઉપર મશાલો



પૃથુરાજનો પટ્ટાભિષેક અને ઇચ્છનકુમારીના નાળીએરનો સ્વીકાર.

ચિત્રકાર રા. ર. મ. રાવળ.]

[ પૃષ્ઠ ૨૦.

સળગવા માંડી. રાસામાં ચંદ બારોટે એક ઠેકાણે તારાગઢ અને તેની ઉપરની રોશનીનું અચ્છું વર્ણન કર્યું છે, તેમાંનો એક દુહો આપણે અત્રે ટાંકીશું:—

**दुहो**

**सात कोशको दुर्ग है ता पर जरत मशाल**
**सो देखिअ पठान मीर अरु उठिअ दिल झाल. ***

તારાગઢ ઉપર સળગાવવામાં આવતી મશાલોની વાત દેશદેશાંતરમાં ફેલાઈ અને શત્રુના મનમાં પૃથુરાજના આવા વૈભવે વેરનાં બીજ વાવ્યાં. આ વાત સરહદ ઉપરના એક મુસલમાન સરદારના સાંભળવામાં આવતાં તેણે અજમેરના મોટા વૈભવની ખાતરી કરવાનો મનસૂબો કરી રોશનઅલી નામના એક પ્રણિધિને અજમેર મોકલ્યો. તેણે અજમેર જઈ, ચૌહાણના રાજ્યનો વૈભવ જોયો અને પાછા ફરતાં પહેલાં લોકના મનમાં પોતાને માટે કંઈક છાપ પાડવા તથા લોકોને ચમત્કાર બતાવવાનો વિચાર કર્યો. 'આનાસાગર' દરવાજે ધુણી ધખાવી મસ્ત ફકીરનો વેષ લઈ તે બેઠો. લોકનાં ટોળાં તેની આગળ એકઠાં થયાં અને આખા શહેરમાં વાત ઉડી. મસ્ત ફકીરની ધુણીને લીધે દરવાજાનો માર્ગ રોકાઈ ગયો. પૃથુરાજનો નાનો સાળો અને રાજ્યનો એક વીર સરદાર ચામુંડરાય ત્યાં ગયો. રોશનઅલીના ઢોંગ જોઈ, તેણે તેને ધમકાવ્યો પણ મસ્ત

* તારાગઢનો કિલ્લો ઉંચા શિખર ઉપર બાંધેલો છે. પૂર્વે તે સાત કોશ ઉંચો હતો. એમ કહેવાય છે કે, અમુક ગાઉ એટલે કોશ નહિ, પરંતુ કુવામાંથી પાણીથી ભરેલો કોશ જમીનની સપાટી ઉપર આવતાં કોશે જોડેલા બળદોને જેટલી જમીન કાપવી પડે તેટલા અંતરનો એક કોશ. મારવાડ તરફ કુવા બહુ ઉંડા હોય છે અને ઢોલને ઢમકે પાણી આવે છે. એટલે 'કોશ'–નું આ માપ વાસ્તવિક હશે. તારાગઢ ઉપરની મશાલોનું અજવાળુ અરબસ્તાનમાં આવેલા મક્કામાં ત્યાંના મીરે દીઠું તેથી તેના મનમાં દ્વેષની ઝાળ ઉઠી એમ બીજી પંક્તિનો ભાવ છે. આબુમાં જ્વાળામુખી પર્વત છે અને તેને લીધે તારાગઢ નીચો ઉતરી આવ્યો હોય એ પણ બનવા જોગ છે. રાસામાં જ્વાળામુખીને ઉદ્દેશીને નહિ, પણ ચમત્કારને લઈ એમ લખેલું છે કે તારાગઢ પછવાડેથી જમીનમાં ઉતરી પડયો હતો. રાસામાં અહીંથી માંડીને આપેલી વાતો વહેમથી ભરેલી અને આજના જમાનામાં ન મનાય તેવી છે, પણ એમાંથી નીકળતાં સત્ય પ્રસંગોપાત્ત આપણે બતાવ્યાં છે.

ફકીર બનેલા તેણે ગણકાર્યું નહિ. બીજે દિવસે તેણે બજારમાં જઈ ઢોંગ મચાવ્યો અને પૃથુરાજને માટે જતું દહિં અભડાવ્યું. દહિં વેચનારી ગુર્જરીઓનું તેણે અપમાન કર્યું. યુવરાજને રોશનઅલી સંબંધી ફરિયાદ થતાં તેણે તેની આંગળી કાપી નાંખવાનો હુકમ કર્યો. એક સરદારે રોશનઅલીની આંગળી કાપી તેને બજારમાંથી ઉઠાડી મૂક્યો.

એમ કહેવાય છે કે, રોશનઅલીની કાપેલી આંગળી મીર જ્યાં દરબાર ભરીને બેઠો હતો ત્યાં જઈ પડી. થોડે દિવસે અપમાન પામેલો રોશનઅલી પણ મીર પાસે ગયો અને જયશિખરીના ભાટે જેમ ભૂવડને ઉશ્કેર્યો હતો તેમ તેણે મીરને અજમેર ઉપર ચડાઈ કરવાને ઉશ્કેર્યો. મીરની પાસે ઝાઝું લશ્કર ન હતું તેથી તેણે ખ્વાજાપીરની બંદગી કરી. ખ્વાજાએ તેને જીહાદ એટલે ધર્મની લડાઈ કરવાની સલાહ આપી અને કબરસ્તાનમાં જઈ કયામતની લડાઈ માટે બંદગી કરવાનું કહ્યું. કબરસ્તાનમાં જઈ બંદગી કરી, એટલે કબરોમાંથી આગલા જમાનાના પહેલવાન પુરુષો ઉઠયા અને એક દેવતાઈ ઘોડો પણ નીકળ્યો. આ 'બેંગ' નામનો દેવતાઈ ઘોડો અને સિપાઈઓ લઈ મીર ચડાઈ કરવા તયાર થયો. પરંતુ રોશનઅલીએ કહ્યું કે, 'લશ્કર લઇને જતા હો તેમ જવાશે નહિ. હિન્દુઓ બહુ બળવાન છે, માટે ઘોડા વેચનાર સોદાગર થઇને ચાલો.' મીરે તે વાત કબૂલ કરી અને સોદાગરને વેષે સઉ અજમેર આવ્યા. નગરથી કેટલેક દૂર તંબુ નાંખી તેઓ પડ્યા.

'અરબસ્તાનના ઘોડા આવ્યા છે' એવી વાત યુવરાજને કાને જતાં કૈમાસ દહિમાને તેણે ઘોડા ખરીદવા મોકલ્યો. આરબ સોદાગરની ઘોડાર જોતાં બેંગ ઘોડો કૈમાસને ગમ્યો. પરંતુ મીરે તેની કિમ્મત ધાર્યા કરતાં બહુ જ વધારે માગી. પૃથુરાજે પોતાના સરદારનું માન રાખવા ખજાનો ખુલ્લો મૂક્યો. ઘોડો મોટી એબવાળો હતો, છતાં તે અપશકુનીઆળ ઘોડાને મમતને લીધે મોટી કિમ્મતે ખરીદ કરવામાં આવ્યો. જે દિવસે એ ઘોડાને પાયગામાં લાવીને બાંધવામાં આવ્યો તે જ દિવસે અજમેરમાં મોટો ધરતીકંપ થયો. તારાગઢનો કિલ્લો કેટલોક જમીનમાં ઉતરી ગયો અને નગરમાં ઘણું નુકશાન થયું.

લોકોના ગભરાટનો લાભ લઈ સોદાગર મુસલમાનોએ લુંટ ચલાવી. એટલે યુવરાજ પૃથુરાજ અને તેમની વચ્ચે લડાઈ થઈ. મીરે લડાઈ ન કરતાં દ્વંદ્વયુદ્ધની માગણી કરી. એક પૃથુરાજનો માણસ અને એક મીરનો માણસ, એમ બે માણસ લડાઈ કરે અને તેમની હારજીત અન્યોન્યે કબૂલ રખાય એવો ઠરાવ થયો. મીર તરફથી યુસબેગ નામનો બળવાન સરદાર બહાર પડયો. આ સરદાર બહુ બળિઓ હતો. રાસામાં તેના બળનું વર્ણન કરતાં ચંદ બરદાયી લખે છે કેઃ—

**सुज शेखजात युसबेग नाम मीरां प्रधान पुनि जुध धाम।**
**चालीश दुनजिनि पीठ ढाल चालीश दुन उर कंठमाल।**
**पचाश दुन पहिले कवच पचीश दुन शिरपेच टोपरच।**
**झंबीर पंच दूनको उठार हजार तीर जिनि माथ सार**
**कबानकु झुकावते पीर बीर दुपद कोशलो लगावत तीर।**
**लगत बान पाषान भेद, रिपुजन जोतजात हरत मेद।**

મીરે આ પ્રમાણે એક્કાના યુદ્ધની માગણી કરી અને ચંદે તેના બળનું વર્ણન કર્યું, એટલે પૃથુરાજે પોતાના સરદારોની સભા ભરી યુસબેગ સામે લડવા જનાર માટે સભામાં બીડું ફેરવ્યું. બે વાર બીડું સભામાં ફર્યું, પરંતુ કોઈએ તે ઝડપ્યું નહિ ત્યારે પૃથુરાજે પોતાના વીર સામંતોને સખ્ત મહેણાં માર્યાં. યુવરાજનાં કઠણ વચન સાંભળી દેવીભક્ત ચામુંડરાય મીરના સરદાર સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો. ત્રીજી વારનું બીડું તેણે ઉપાડ્યું અને સભાસદોએ હર્ષોદ્ગારથી તેને વધાવી લઈ, તેનાં બળપરાક્રમનાં વખાણ કર્યાં. કૈમાસ જેવા બુદ્ધિમાન્ અને રાજ્યનીતિમાં કુશળ હતો તેવો જ ચામુંડરાય યુદ્ધના, મલ્લયુદ્ધના તથા દ્વંદ્વયુદ્ધના દાવપેચમાં અને મર્દાની કસરતોમાં તથા કુસ્તી લડવામાં કુશળ હતો. તે બદ્ધવીર્ય, કસરતી અને બહુ જ નિયમિત માણસ હતો. ભીમની માફક તેનો આહાર ઘણો અને બળ અત્યંત હતું. ચંદે રાસામાં તેના આહારનું વર્ણન કરતાં લખ્યું છે કેઃ—

**छप्पय**

**पीए दूध मन पंच, सेर पेंत्तीश ससक्कर,**
**अन्न खाय नवताकडी, और बडो इक बक्कर;**

**काळकूट त्रणसेर, सवामन घृत सु पोखण,**
**कस्तुरी इक सेर दो केसर चोखन;**
**मन चार दधी महिषींतरन, आसव इक मटकी भरै,**
**सवापोर दिन चढत हि, सिरामनी चामुंड करै.**

મીર સાહેબની માગણી સ્વીકારવામાં આવી તથા દ્વંદ્વયુદ્ધનો સમય નક્કી કરવામાં આવ્યો. પછી સર્વેની અનુજ્ઞા લઈ, ચામુંડરાય દેવીના મંદિરમાં ઉપાસના કરવા ગયો. ઇન્દ્રજિતની માફક તેણે ત્યાં જઈ હોમહવન કર્યાં. દેવીને બલિદાન આપ્યાં, પણ તેનાં પ્રત્યક્ષ દર્શન થયાં નહિ. ચામુંડરાયે વધારે બલિદાન આપી ઘણી સ્તુતિ કરી, ત્યારે દેવીએ અંતર્ધાન રહી, તેને જણાવ્યું કે 'હે ભક્ત! હવે હિન્દુઓની પડતી આવી છે. ભરતખંડમાં મ્લેચ્છ લોકોનું રાજ્ય થવાનું છે અને આવનાર વસ્તુને કોઈ અન્યથા કરી શકનાર નથી. છતાં હું તને આ સમયે સાહાય્ય કરીશ અને તારો કદાપિ આજ જય થશે, તોપણ આખર જય થવાનો નથી. રજપૂતોનો પ્રતાપસૂર્ય ઉતરતા આકાશને માર્ગે ચાલવા માંડ્યો છે અને હવે કોઈ તેને અટકાવી શકે તેમ નથી.'

ચામુંડરાય દેવીનાં વચન સાંભળી ખિન્ન થયો તથાપિ પોતાનો વિજય થશે એવું વરદાન મળ્યું તેથી પ્રસન્ન થઈ ઘેર ગયો. બીજે દિવસે સવારે લાખો લોકનાં ટોળાં તેમનું યુદ્ધ જોવાને અખાડામાં એકઠાં થયાં. નક્કી કરેલી વેળાએ બેઉ વીર પુરુષો ત્યાં હાજર થયા. લોકોના શૌર્યોત્તેજક શબ્દો સાથે તેઓ મેદાન પડ્યા. બેઉ જણે કેટલોક સમય દાવપેચમાં ગાળી, છેવટે શસ્ત્ર લીધાં. પ્રથમ ઘા કરવાને તેમની વચ્ચે કેટલીક રકઝક થયા પછી ચામુંડરાયે પ્રથમ ઘા કર્યો. મુસબેગ બહુ બળવાન અને ખરેખરો પહેલવાન હોઈ ચામુંડરાયથી કાંઈ ન્યૂન તેવો ન હતો. તેણે પણ ચામુંડરાય ઉપર પ્રહાર કર્યાં, પરંતુ આખરે મુસબેગ ધરણી ઉપર ઢળી પડ્યો અને આકાશને ફાડી નાંખે એવા હિન્દુઓએ આનંદનો ઉદ્ઘોષ ઉઠાવ્યો. મુસલમાનો ઝાંખા પડી ગયા અને મીર તેમની હારજિત ઉપર થયેલી શરત નામંજુર કરી, પોતાના માણસોને કત્લ ચલાવવાનું કહેવા લાગ્યો. હિન્દુમુસલમાન વચ્ચે ભયંકર કાપાકાપી ચાલી. યુવરાજના સરદારો આ સમયે પહેલી જ વાર લડાઈની કસોટીએ ચઢ્યા. કેટલીક વાર સુધી મુસલમાનો ટકાવ કરી રહ્યા,

પરંતુ રજપૂતો જ્યારે તેમના ખરા શૌર્ય ઉપર જઈ લડવા લાગ્યા ત્યારે તેમણે પુંઠ બતાવી નાસવા માંડ્યું. પૃથુરાજે તેમની પાછળ વીર લોકને ઉશ્કેરી એવી કત્લ ચલાવરાવી કે ઘણામાંથી માત્ર થોડા જ નાશી છૂટવા પામ્યા. મધ્યાહ્‌ન થતાં રૂધિરથી છંટાયલાં વસ્ત્રવાળા રજપૂતો વિજય કરી અજમેરમાં પેઠા. સાંજે સભા થઈ તેમાં પૃથુરાજે શત્રુઓના બળનાં વખાણ કરી, માર્યા ગયેલા પહેલવાનોનો શોક કર્યો અને પોતાના વિજય માટે ઇશ્વરનો ઉપકાર માન્યો. યુવરાજ અને તેના સરદારોને માટે પ્રજામાં ઉત્તમ અભિપ્રાય બંધાયો તથા સોમેશ્વર પણ પુત્રનું પરાક્રમ જોઈ પ્રસન્ન થયો.

કેટલાક દિવસ પછી યુવરાજ પોતાના મિત્રોની સાથે મોસાળ તરફ ગયો. દિલ્લીમાં અનંગપાળ તુંવરે વિજય કરી આવેલા દૌહિત્રને મોટું માન આપ્યું અને જયચંદ્ર જે પૃથુરાજનું હમ્મેશ ઘસાતું બોલતો હતો, તે તેને મળેલાં માન આવકારથી બળ્યોઝળ્યો થઈ ગયો. અનંગપાળને પૃથુરાજ ઉપર પહેલેથી જ બહુ સ્નેહ હતો. ચૌહાણ જેવા વીર દૌહિત્રને ગાદી આપવાની ભાવના જે ઘણો સમય થયાં તેના મનમાં રમી રહી હતી તે વધારે દૃઢ થઈ, અને વિજયવંત દૌહિત્રને વાત્સલ્યભેર ભેટતાં એક વાર તેનાથી બોલાઈ જવાયું કે **पृथुस्तु विनयाद्राज्यं**. ખરી રીતે **पृथुस्तु विनयाद्राज्यं** નહિ પણ **पृथुस्तु विजयाद्राज्यं** એમ કહેવાવું જોઈએ. જયચન્દ્રને આ વચનો કારી ઘા જેવાં લાગ્યાં.

---

# પ્રકરણ ૩ જું

## ભીમને મોહિની

**यो येन भावेनाविष्टः सुखदेनेतरेण वा ।**
**स तदाहितसंस्कारः सर्वं पश्यति तन्मयम् ॥**

આ જયપાળનો નાનો ભાઈ, ભીમદેવ બીજો—ભોળો ભીમદેવ. અથવા બીજો સિદ્ધરાજ દેવ, જેને ગુજરાત અને રજપૂતસ્થાનના લોકો નારાયણનો અવતાર કરીને કહેતા હતા તેનાથી આ વખતે ગુજરાતની રાજગાદી શોભતી હતી. બાળ મૂળરાજની પછી ભાભીની વતી પ્રથમ

રાજ્યકાર્યભાર ચલાવવો શરૂ કરી, પાછળથી ગુજરાત ઉપર ચઢી આવનાર શાહબુદ્દીન ઘોરીની સામે થઈ, તેને હરાવી, જગતમાં પોતાનાં પરાક્રમનો પ્રકાશ કર્યા પછી, તેણે અણહિલપુરના રાજ્યની સ્વતંત્ર લગામ પોતાના હાથમાં લીધી હતી. ગુજરાતના ઇતિહાસકારોએ તેના વિષે ઝાઝું લખ્યું નથી. પરંતુ મુસલમાન ઇતિહાસકારો 'તબકામ-ઇ-નાસિરી' નો કર્તા અને બીજાઓએ હાથીઓનાં ઝુંડનાં ઝુંડવાળું તેનું લશ્કર બહુ મોટું હતું અને તે જાતે પણ મહા બળવાન્ ક્ષત્રિય વીરપુરુષ હતો, એમ લખી, તેના પરાક્રમનાં બહુ વખાણ કર્યાં છે. પૃથુરાજરાસામાં પણ તેને નારાયણનો અવતાર કહી, મોટા વીર પુરુષની ઉપમા આપેલી છે. દિલ્લીનો અનંગપાળ તુંવર, મંડોરનો નરહરરાય, ચિત્તોડનો રાણો, લુદ્રવાનો ભોજદેવ, કનોજનો જયચંદ્ર, ચંદ્રાવતીનો જેતસી અને માળવાનો સાહદ દેવ વગેરે રાજાઓમાં ભોળા ભીમદેવની હાક વાગતી હતી. માળવાના સાહદ દેવને તેણે ગુજરાત ઉપર ચઢી આવતાં ધધડાવી નાંખ્યો હતો, અને સિંધના રાજાને હરાવી, સિંધુનદના કિનારા ઉપર ફરતાં વહાણ ઉપર અણહિલપુરના ચાલુક્ય રાજ્યના વાવટા નંખાવ્યા હતા; તથા સોરઠ અને કચ્છના ચાંચીઆઓને કચરી નાંખી, સમુદ્રકિનારાને ઉપદ્રવથી રહિત કર્યો હતો. મોટા મોટા સીત્તેર કિલ્લાઓ, ઘણાક સામંત રાજાઓ અને પૂર્વે ધારના રાજ્યમાં ઘણાંક થાણાં એના તાબામાં હતાં. જૈન કવિઓએ યશોગાન કરતાં એને ત્રિલોકપતિ કહેલો છે, એ ખરેખર વાસ્તવિક જણાય છે. ગુજરાતના રાજ્યનો વિસ્તાર તેના વખતમાં ઘણો મોટો હતો, એટલું જ નહિ, પરંતુ સમૃદ્ધિથી દેશની સ્થિતિ શત્રુના મનમાં પણ દ્વેષ ઉત્પન્ન કરે તેવી હતી. આવો વૈભવ, આવાં પરાક્રમ અને આવી કીર્તિ એ સઘળું છતાં રાજા ભીમદેવ ભોળો તે ખરેખર ભોળો જ રાજા હતો. તેના મનમાં જે વાત વસતી તે કદિ પણ તે કર્યાં વગર રહેતો નહિ.

ભીમદેવ ગુણવાન હતો, પરંતુ ભોળો એટલે જરા તરંગી રજપૂત હતો. તેને કોઈ વાતનો રંગ ચઢી જતાં વાર લાગતી નહિ. ચંદ્રાવતીના જેતસીની પુત્રી ઇચ્છનકુમારીના રૂપનાં વખાણ એને કાને પડ્યાં ત્યારથી તે એની ઉપર મોહી પડ્યો હતો. હમ્મેશ ઇચ્છનકુમારી તેને યાદ આવતી અને રાણીઓમાં બેસવું ગોઠતું નહિ. આવા વિચારોમાં તે કાળક્રમણ

કરતો હતો એટલામાં એક વાર યાત્રાએ ગયેલા પાટણના ભાટો યાત્રાથી પાછા ફરી, તેને મળવા આવ્યા. ભીમદેવે ચંદ્રાવતી વિષે પૂછ્યું, એટલે રાજાના મનને જાણનારા ભાટોએ કહ્યું કે, 'અહો ! ચંદ્રાવતીનું રાજ્ય તો કંઈ નથી પણ–' રાજાએ ઈંતેજારીથી તેમને જેતસીની પુત્રી વિષે પૂછ્યું, ત્યારે તેને અત્યત આતુર જોઈ, તેમણે નીચે પ્રમાણે કહ્યું:—

**ઢાળ**

યાત્રા કરતા ફરતા ફરતા, ઉતર્યા આબુ દેશ,
ચંદ્રાવતીનું રાજ્ય નાનું, વૈભવ માંહિ વિશેષ;
\+ + + + +
જેતસી પરમારને ત્યાં, વરતે લીલાલ્હેર,
ઇચ્છની થઇને અવતર્યાં છે, લક્ષ્મી જેને ઘેર.
કુંમકુંમ પગલાં ચાલે પડે છે, અંગે બેંકે છે બરાસ,
ચાદ વરસની ચતુરા છે પણ, જાણે સર્વ વિલાસ.
બહુ બહુ શું વરણવીએ એનું, પ્હોંચે ન શેષની વાણ,
સુવર્ણે જેમ હોય સુગંધી, ત્યમ રૂપ ગુણની છે ખાણ.
\+ + + + +

બળતામાં ઘી હોમાય તેમ ભાટલોકથી ઇચ્છનકુમારીનાં વખાણ સાંભળી રાજાને થયું. તે દિવસથી તેનો અનુરાગ એટલો બધો વધી ગયો કે વાત વાતમાં પણ તેનાથી એનું નામ દેવાઈ જતું. અમરસિંહ સેવડાએ રાજાનો અનુરાગ જોઈ, તેને માગું કરવાની સલાહ આપી. ભીમદેવ તેની સલાહથી પ્રસન્ન થયો અને માગું કરવાનું કામ તેને સોંપ્યું. સિદ્ધરાજ અને કુમારપાળ સમયથી ગુજરાતમાં જૈન લોકોએ રાજદરબારમાં દાખલ થઈ, પોતાની 'હાજી હા'ની વૈશ્યનીતિ ચલાવી, બહુ લાગવગ મેળવી હતી. તેમાં વળી આ ભોળો રાજા તેમના હાથમાં આવ્યાથી તો જે ને તે વાતમાં તેમના જ પોબાર પડતા હતા. અમર સેવડો રાજાની ઉપર ઘણી લાગવગ ધરાવતો હતો. તે બહુ જ ખટપટી અને વખત જોઈ મન મેળવી લેનાર વાણિયો હતો. જૈન સાધુઓ અને અમર સેવડા જેવા દરબારી જૈનોની સલાહ આગળ બીજા માણસોની સલાહનું કંઈ ચાલતું નહિ. અમર અને કેટલાક યતિઓ જેટલું પાણી પાય તેટલું પાણી તે પીતો. ધર્મ, સંસાર,

વ્યવહાર અને છેવટ રાજ્યકાર્યમાં પણ તેઓ આગ્રહપૂર્વક પોતાનો કક્કો ખરો કરાવતા અને રાજા આગળથી બીજાઓનું માન ઓછું થાય એવા વહેમી, સ્વાર્થવાળા અને મોટી ખટપટો ઉભી કરે એવા પ્રપંચ કરતા હતા. ભોળા ભીમદેવ જેવા રાજા આગળ પિંઢાનું પારેવું કરવું તે અમરસિંહ જેવાને મુશ્કેલ ન હતું.

અમરસિંહ પોતાના ધર્મની વૃદ્ધિ કરવાને નિરંતર યત્ન કરતો હતો. બ્રાહ્મણોનાં ઘર બાળી, પારકરના યાદવ રાજ્યમાં તથા સોઢાના મુલકમાં તેણે જૈન ધર્મ પ્રવર્તાવ્યો હતો. ચંદ્રાવતીમાં જૈતસી આગળ કંઈ ચાલ્યું નહિ, તેથી આ પ્રસંગનો તેણે લાભ લીધો. રાજા ભોળા ભીમદેવની આજ્ઞા લઈ તે આબુ ગયો, અને જૈતસી તથા તેના પુત્રને મળ્યો. પરમારે માનપૂર્વક ભીમદેવનો સંદેશો સાંભળ્યો અને તેની સરભરા કરી. પાંચમે દિવસે જવાબ દેવાનું કહી તેને માનપૂર્વક નગરમાં રાખ્યો. પિતાપુત્રે વિચાર કરી, રાજમહેલના એક એકાંત ઓરડામાં અમરસિંહને બોલાવી કહ્યું કે 'ગુજરાતના રાજાને કન્યા આપવામાં અમારી શોભા વધે તેમ છે, પરંતુ ચૌહાણના રાજકુમારને યૌવરાજ્ય મળ્યું તે જ મંગળ વખતે અમે એનું નાળીએર આપ્યું છે, એટલે હવે નિરુપાય છીએ.'

અમરસિંહ આ ઉત્તર સાંભળી રાતોપીળો થઈ ગયો અને બોલ્યો કે, 'આબુના ધણી! જરા વિચાર કરીને તો બોલો. ભીમદેવ તમારી કન્યાનાં વખાણ સાંભળી, ગાંડો ને ઘેલો થઈ ગયો છે, રાતદિવસ તે એનું ને એનું જ નામ રટ્યાં કરે છે, રાત્રીએ એનાં જ એને સ્વપ્નાં આવે છે અને એક ક્ષણ પણ તે એને વિસરતો નથી. ગુજરાતનો ધણી જ્યારે આવું સાંભળશે ત્યારે શું કરશે ? તેનો તો ખ્યાલ કરો. ગુજરાતના રાજ્યનો વિસ્તાર, તેની સમૃદ્ધિ, તેનું બળ અને રાજા ભોળા ભીમદેવનાં પરાક્રમનો કંઈક તો ખ્યાલ રાખો ? ઉત્તરમાં ચૌહાણો, પૂર્વમાં માલવેશ્વરો, દક્ષિણમાં ચાલુક્યો અને સિંધ તરફના યવન રાજાઓ જેની ફેરેજ કાઢી જાય છે, આવા મહા બળવાન્ રાજા તમારી સાથે સગાઈનો સંબંધ બાંધવા અને તમારા જેવા પર્વતની તલાટી-માં પડી રહેલા એક સામંતને માન આપવા—અરે! ઉદ્ધારવા તત્પર થયો છે ત્યારે પેલી કહેવતની માફક લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે



સલખ હાથમાં તલવાર લઇ ઉભો થયો.

ચિત્રકાર રા. ર. મ. રાવળ. ] [ પૃષ્ઠ ૨૯.



જોશી આર્ટ કોટ, મુંબઇ.

મોઢું ધોવા શું જાઓ છો ? બાપદીકરાએ બે ચાર દિવસ વિચાર કરી કરીને આજ ઉત્તર શોધી કહાડયો કે ? પરમાર રાજા, મન ઠેકાણે રાખી, કંઈક વિચાર કરો વિચાર. તમારો નકાર સાંભળતાંને વાર આ ઉંચા ટેકરા ઉપરથી એક ક્ષણમાં તે તમને ગબડાવી પાડશે, ચંદ્રાવતીના રાજ્યને તેના ઘોડા ઉજ્જડ કરશે અને જોતજોતામાં તમારી પુત્રીને લઈ અણહિલપુરની ગાદીની પટ્ટરાણી બનાવશે. માટે સમજો, હજી એક બે દિવસ વધારે વિચાર કરો, મને ઉતાવળ નથી, હું તો તમારા ભલાને માટે કહું છું.'

અમરસિંહનાં વચન સાંભળી જેતસીનો પુત્ર સલખ જે તેમની પાસે બેઠો હતો તે હાથમાં તરવાર લઈ ઉભો થયો અને અમરસિંહને સંબોધીને બોલ્યો કે 'ભીમદેવે અમારૂં રાજ્ય માગ્યું હોત તો તે અમે આપત, પરંતુ પરમારોની આબરૂ માગી તે અમારાથી અપાશે નહિ. ભીમદેવ શૈવ મટી જૈન થઈ ગયો છે, સ્ત્રીઓને વશીકરણ કરે છે અને મંત્રતંત્રથી લોકોને વશ રાખે છે. અમે અમારી તરવારે ગૌબ્રાહ્મણનું રક્ષણ કરતાં રજપૂતના સનાતન ધર્મને અનુસરીએ છીએ. સોરઠ અને સિંધના ચાંચીઆ જેવા એ અમને ધારતો હશે, પરન્તુ આબુના પરમારોના હાથ હજી તેણે દીઠા નથી.' પુત્રને વારી જેતસીએ કહ્યું કે, 'અમરસિંહ ! તમે માઠું લગાડતા નહિ. અણહિલવાડ જઈ તમે રાજાને કહેજો, કે વિવાહિત થયેલી રજપૂતની કન્યા બીજે ઠેકાણે દેવાય ? રાજા તરત રજપૂતધર્મને લીધે સમજી જશે, એવી મને આશા છે, તેમ છતાં જો તે અમારા ઉપર ચઢી આવશે તો અમે કંઈ ચુડીઓ પહેરીને બેઠા નથી. આબુની તળેટી બહુ વિશાળ છે. અમારાં નાનાં નાનાં રાજ્યો એક બીજાના સંકટને સમયે એક બીજાને સહાય થાય છે અને ચંદ્રાવતીને તાબે અઢાર ગાદીઓ તથા નાના મોટા અનેક સામંત રાજાઓ છે. અમારૂં રક્ષણ કરવાને હજી અમારી તરવારો છેક અસમર્થ થઈ નથી. માટે જાઓ, ખુશીથી તમારા રાજાને કહો કે પરમારોથી કન્યા અપાય એમ નથી અને તમારાથી થાય તે કરી લો. અમરસિંહ ! કીર્તિ અને કન્યા તે વળી કંઈ માગ્યાં મળતાં હશે ? તમારા રાજાની શુધબુધ ઠેકાણે નથી, નહિ તો વિવાહિત કન્યાનું માગુંજ ન કરે.'

જેતસી અને તેના પુત્રનાં આવાં નિશ્ચયાત્મક વચન સાંભળી, અમરસિંહ વધારે બોલી શક્યો નહિ. ક્રોધથી તે બળી ગયો અને તરત જ રાજમહેલમાંથી નીકળી પાધરો અણુહિલપુરને માર્ગે પડ્યો.

અમરસિંહના ગયા પછી જેતસી તથા સલખ કુમારે ભીમદેવ સામે થવાની તૈયારીઓ કરવા માંડી. ઇચ્છનકુમારીને અજમેરના યુવરાજની વેર વાગ્દાનથી આપેલી હોવાથી જેતસી પરમારે ચૌહાણરાયને પણ આ વાત જણાવવાનો મનસૂબો કર્યો. આબુ અને તેની આસપાસનો પ્રદેશ જે તેના સામંતોનો અને ભિલ્લ સરદારોનો હતો, તથા તેઓ તેને જોઇએ એટલી સાહાય્ય કરવાને સમર્થ હતા, તો પણ જેતસી ગુજરાત કે અજમેરના રાજાઓની સામે ટકાવ કરી શકે એવો મોટો અને બળવાન રાજા ન હતો, તેથી તથા વાગ્દાને અપાયલી કન્યા બીજાને હાથ જાય તો, તેમાં તેના કરતાં વાગ્દાન લેનારની કીર્તિ અને પરાક્રમને વધારે લાંછન લાગે એમ હતું, તેથી પોતાની શક્તિ ઉપર બધો આધાર રાખી, બેસી રહેવું તેને ઠીક લાગ્યું નહિ. આપ્ત રાજદ્વારીઓએ પણ ચૌહાણરાયને ખરી હકીક્ત સવેળા જણાવવી જોઇએ, એવો અભિપ્રાય આપ્યો, તેથી પિતાપુત્રે એકાંતમાં ખૂબ વિચાર કરી પોતાના વહેવાઈ અજમેરના રાજા સોમેશ્વરને નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

“ ચૌહાણ કુળમણિ સોમેશ્વરના ચરણને વંદન કરી, ચંદ્રાવતીથી જેતસી પરમાર લખે છે જે, અમારી કુંવરી ઇચ્છનકુમારીનું નાળીએર તમારા કુંવરને આપેલું છે, તેમ છતાં ગુજરાતનો ભોળો ભીમદેવ રાજા કન્યાનું માગું કરે છે. તે અમને કહાવે છે કે ‘ગમે તો આબુને ઉજ્જડ થવા દો કે ગમે તો ઇચ્છનકુમારીને સાસરવાસો કરી અણુહિલપુર મોકલી દો.’ અમારા દેશ ઉપર ગુજરાતનું કટક દળ ચઢી આવશે માટે તમે તમારી આબરૂ પ્રમાણે જે કરવું ઠીક લાગે તે કરવાની તૈયારી કરજો. વિશેષ હકીક્ત સલખ કુમાર રૂબરુમાં કહેશે. ”

મંત્રીઓ વગેરેને પત્ર દેખાડી, તથા સલાહ લઈ, સલખ અજમેર જવા તૈયાર થયો અને જેતસીએ તથા પ્રધાને મળી કુમકે આવવા સામંતોને આજ્ઞાપત્ર મોકલ્યાં.

આણી તરફ અણહિલપુર આવી, અમરસિંહે ભોળા ભીમદેવને જેતસીનો સંદેશો કહ્યો. ભીમદેવ તે સાંભળી ક્રોધથી ધમધમી ગયો. ગાદી ઉપરથી તેણે સિંહની માફક ગર્જના કરી, અને સામંતોએ તથા ભાટચારણોએ તેને શૌર્ય ચઢે એવાં વચનોથી ટેકો આપ્યો. કચ્છ, સોરઠ, ધારની ધરતી અને નર્મદાકાંઠા તરફ તેણે સૈન્ય તૈયાર કરી, શીઘ્ર પાટણ આવવાને સામંતોની ઉપર તાકીદના પત્રો મોકલાવ્યા, અને સેનાધિપતિને બોલાવી પાટણમાંની ચતુરંગિણી સેનાને કવાયત આપી, સજ્જ કરવાનો હુકમ કર્યો. ગુર્જરેશ્વરનાં આજ્ઞાપત્ર પહોંચતાં જ ખંડીઆ રાજાઓ અણહિલવાડ તરફ લશ્કર મોકલવા લાગ્યા. તેમના પગરવથી ઊડતાં ધૂળનાં વાદળથી ગુજરાતની દિશાઓ મલિન થવા માંડી, પાટણમાં આયુધો ઘડવાનું કામ ધમધોકાર ચાલવા માંડ્યું અને રાતદિવસ સરાણીઆ શસ્ત્ર ઉતારવા લાગ્યા. હથીઆરો અને દારૂગોળો બનાવવાનાં લશ્કરી કારખાનાં ધમધોકાર ચાલવા લાગ્યાં. ગિરનારનો ધણી, કતારીઓ લુવાણો, વીરધવલ વાઘેલો, સારંગદેવ શોડ, ડાભી ગંગ, અને કચ્છનો રાવ, વગેરે રાજાઓ મોટી મોટી સેનાઓ લઈ, આબુની ધરતી ઉજ્જડ કરવાની સ્વારીમાં સામેલ થવાને અણહિલપુર પાટણ આવ્યા. કુમકે આવેલા સામંત રાજાઓની છાવણીઓથી પાટણની પડોશમાં તંબુઓની પંક્તિઓ અને પંક્તિઓ પડવાથી પટમય નવું પાટણ વસ્યું હોય એવું થઈ રહ્યું. સઘળાં સૈન્ય અને રાજાઓ આવ્યા પછી, ભીમદેવે ભેગી થયેલી સેનાની સહસ્રલિંગના તીર ઉપર કવાયત લીધી અને સેનાધિપતિ, અનિકપતિ, વ્યૂહપતિ, તથા સેનાની, વગેરે સેનાધિકારની વર્ગણી કરી, શુભ ચોઘડીએ આબુના ઉત્સંગમાં આવેલી જેતસી પરમારની રાજધાની ચંદ્રાવતી ઉપર ચઢાઈ કરી.

જેતસીનો પત્ર પહોંચ્યા પછી તરત જ અજમેરમાં વળી એવા સમાચાર આવ્યા કે 'ભીમદેવ મોટું સૈન્ય લઈ ચંદ્રાવતીની સરહદ ઉપર ચઢી આવે છે અને પરમારરાય ખરેખરી મદદની જરૂરમાં છે.' બીજી તરફ પંજાબમાંથી એવા સમાચાર આવ્યા કે 'શાહબુદ્દીન ઘોરી મોટી બળવાન સેના લઈ, હિન્દુસ્થાન ઉપર ચઢી આવવાને ખબરઘાટને માર્ગે નીચે ઉતરે છે.' ચૌહાણને બે બાજુ સાચવવાની હતી. એક તરફ હિન્દની ભૂમિનું

અને બીજી તરફ પુત્રવધૂનું રક્ષણ કરવાનું હતું. આ બે બાબતો સોમેશ્વરના મન ઉપર આ વખતે આંટીઘુંટી નાંખી રહી હતી. પંજાબ, મધ્ય હિન્દુસ્થાન, રાજપુત્રસ્થાન, માળવા, અને ગુજરાતના ક્ષત્રિય રાજાઓ સામાન્ય શત્રુની સામે થવાને એકમત હતા અને વારંવાર તેમ થતું પણ હતું, છતાં આ સમયે ગુજરાતના ભોળા ભીમદેવની હઠે યવનોને રોકવાને ક્ષત્રિય રાજાઓ એકમત થઈ શક્યા નહિ. જાત, ધર્મ અને સંસારના જુદા જુદા પ્રસંગો સંબંધી ખોટા ટેક બહુ મજબૂત જડ ઘાલી બેઠેલા હતા. રાજાઓ સાંસારિક મોટાઈ સાચવવાના અભિમાનોમાં દેશસેવા જેવો મુખ્ય ધર્મ ભૂલી ગયા હતા. રાજપુત્રસ્થાનમાં તો ખાસ કરીને આવાં અભિમાનો બહુ બળવત્તર થઈ પડેલા હતાં. એટલે જો કે સોમેશ્વરને ઘોરીની ચઢાઈની ઉપેક્ષા કરવી, એ ઘણું જ હાનિકારક સમજાતું હતું, તોપણ તે પોતાના ટેકને બાજુએ મૂકે તેમ ન હતું. કુળની મર્યાદા અને રજપૂતોમાં માન રાખવા માટે પુત્રવધૂને પારકાને હાથ પડતી અટકાવવામાં તેણે પ્રથમ શોભા માની. કુળની આબરૂએ અને જાત્યભિમાને સ્વદેશસેવાથી સોમેશ્વરને વિમુખ રાખ્યો. શાહબુદ્દીનની સામે થવાને તૈયાર કરેલી મોટી સેનામાંનું થોડુંક સૈન્ય અજમેરમાં રાખી, તે જેતસીની કુમકે ગયો.

પૃથુરાજ દિલ્લીમાં હતો. 'સોમેશ્વર જેતસીની કુમકે ચંદ્રાવતી તરફ ગયા છે' એવા સમાચાર આવેલા, અને તેનો મિત્રો સાથે બેસી તે એ સંબંધી વિચાર કરતો હતો, એટલામાં એક મારવાડી બ્રાહ્મણે આવી કીનખાબના પડીકામાં વિંટેલો બીડો હાથમાં મૂક્યો. પૃથુરાજે તે પત્ર વાંચી ચંદના હાથમાં આપ્યો અને બ્રાહ્મણને પ્રતીહારી સાથે ઉતારા ઉપર રવાના કર્યો. ચંદે તે પત્ર જોઈ મિત્રોને કહ્યું કે 'મિત્રો ! આપણા યુવરાજમિત્રની સ્થિતિ કેવી છે તેનો ચિતાર આપવાને માટે મારે તેમને સઘળી બાબત ખુલ્લી રીતે કહેવાની જરૂર છે. મહારાજ સોમેશ્વર જેતસી પરમાર ઉપર ચઢી આવેલા ભીમની સામે ગયા છે, અજમેર ખાલી છે અને ઉત્તરમાંથી શાહબુદ્દીન ઘોરી રજપૂતસ્થાન તરફ ઉતરતો જાય છે. અજમેરનું રાજ્ય સાચવવાનો પિતાજીનો હુકમ છે, તેમાં આ પત્ર વળી બીજો જ ગુંચવાડો ઉભો કરે છે. જેતસી પરમારની કુંવરી અને આપણી થનાર મહારાણી યુવરાજને લખે છે કે

"ગુર્જરાતનો ભોળો ભીમદેવ મોટું સૈન્ય લઈ ચઢી આવે છે, પ્રલયકાળનો દાવાગ્નિ હોય તેમ ગામડાં અને વન ઉજ્જડ કરતો તે આગળ વધતો જાય છે. આબુના પ્રાંતપ્રદેશમાં બધે અવ્યવસ્થા થઈ ગઈ છે, ચોર અને લુચ્ચા લોકો રૈયતમાં જુદી જુદી જાતનાં ભય અને ત્રાસ ઉપજાવે એવાં ગુલબાન ઉરાડી, ધાસ્તી ફેલાવી, ગરીબ લોકોનાં ઘર લૂંટી લે છે. આ ત્રાસથી લોક ગુજરાત અને મારવાડ તરફ નાશી જાય છે, મારા પિતાનું સન્ય ગુર્જરેશ્વરના સૈન્ય સામે ટકાવ કરી શકે એમ લાગતું નથી. સસરાજીની કૂમક હજી આવી પહોંચી નથી અને તેમના આવતાં પહેલાં જો તે ચન્દ્રાવતી લેશે તો, મારે જરૂર મરવું પડશે. મારાં સાસુજીએ વસંતમાં મોકલેલી શીયળરક્ષક કટાર લઈને અત્યારે હું ચંદ્રાવતીને રામરામ કરી અચળગઢ તરફ જાઉં છું. તમને મળવાને તલસી રહેલું આ હૃદય એ કટારથી ચીરી નાંખવાનો સમય આવવા દેતા નહિ. વધારે શું લખું અને કયમ કરી આ ધડકી રહેલા હૃદયનો ઉભરો કાઢું તે સૂઝતું નથી, અને વળી—

કાગળ ભિંજાય ન દેખાય, ન લખાય,
સાંભરો તમે ને મારી આંખડી ભિંજાય.
વ્હેલા વળજો હો રાજ !

હવે વધુ નથી લખાતું અને વેળા વહી જાય છે, માટે મારા હૈયાના હાર! અને દેવી તુંવરકુમારી સાસુજી કમળાવતીના પુત્ર ! રૂકિમણીનો પત્ર વાંચી જેમ દ્વારકાધીશ તેમની વહારે ચઢ્યા હતા તેમ આ પત્ર વાંચી, છડી સવારીએ અચળગઢ આવજો અને તમારી દીન દાસીને દુઃખમાંથી છોડાવ્યા પછી જ પાણી પીજો."

આ સમયે વધારે વિચાર કરવાનો વખત નથી. રાણી ઇચ્છનકુમારી ઝુરી મરતાં હશે, માટે સત્વર તૈયારી કરવી જોઈએ. મહારાજ અને બીજા બે જણ તેમની સાથે અચળગઢ જાઓ, અને આપણે બધા અજમેર હિંડો, એમ કહી ચંદ બેઠો. એટલે પૃથુરાજે કહ્યું કે, "શૂરવીર બંધુઓ ! હું, ચંદ અને રામરાય ગુર્જર અચળગઢ જઈએ છીએ અને તમે અજમેર જઈ, હિન્દુસ્થાન ઉપર ચઢી આવતા મ્લેચ્છને શિક્ષા કરવાને જોઈએ તેટલા સૈન્યની તૈયારી કરી મૂકો. અચળગઢથી આવી તરત હું પંજાબમાં એની

સામે જવા ધારૂં છું. કાલે સવારે તમે તમારે રસ્તે અને અમે અજમેરને રસ્તે પડીશું." આમ સર્વેએ સંમતિ આપી અને તુંવર રાજાના ભાણેજનો ખાનગી દરબાર વિસર્જન થયો.

પરમાર રાજા મોટું સૈન્ય લઈ સોલંકીની સામે ચંદ્રાવતીની સરહદ ઉપર આવ્યો ત્યાર પહેલાં ઇચ્છનકુમારીને તેણે આબુ ઉપરના પ્રચંડ અને અજય્ય અચળગઢના કિલ્લામાં મોકલાવી દઈ, પરાજય થાય તો કેમ કરવું તેનો પણ બરોબર બંદોબસ્ત કરી નાંખ્યો. ભીમદેવની રણસ્વાગતા કરવાને તે તૈયાર હતો. પરંતુ ચોમાસું તરતનું ગયેલું હોવાથી ચાલુક્ય ધારેલી ઉતાવળે પ્રયાણ કરી શકતો નહિ. ઇચ્છનકુમારીની એને એવી રઢ લાગી હતી કે તે લશ્કરને મજલ દર મજલ કરાવતો હતો. સિપાઈઓ થાકી જતા અને પડાવનો સામાન ચોમાસે બંધ રહેલા માર્ગોને લીધે વેળાસર પહોંચી શકતો નહિ. ઇચ્છનકુમારીનો સમાગમ કરાવનારાં મનોરથજન્ય સ્વપ્નની તે વારંવાર ઇચ્છા કરતો. પરંતુ ઉંઘ તેનો તિરસ્કાર કરી ચાલી ગઈ હોય તેમ તેને પ્રાપ્ત થતી નહિ. તેના મુખમાંથી માત્ર પ્રયાણ કરવાના જ હુકમો નીકળતા હતા. ભર દરબારમાં અમુક સરદારને બોલાવતાં પણ તેનાથી જેતસીનું નામ ઉચ્ચરાઈ જતું. જેમ જેમ તેનું કટકદળ આગળ વધતું ગયું અને ચંદ્રાવતીના રાજ્યની સરહદ પાસે આવતી ગઈ, તેમ તેમ ભીમદેવ વધારે અને વધારે ઘેલો થતો ગયો.

દેશી રાજાઓમાં પેઠેલા કુસંપે અને હિન્દુસ્થાનના વૈભવે લોભાયલા ઉત્તર તરફના બળવાન લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. અફગાનીસ્તાનના મુસલમાન રાજાઓને હિન્દુસ્થાન હાથ કરવાની આના જેવી બીજી એકકેય તક ન હતી. ચૌહાણ અને સોલંકીને વેર હતું, સોલંકી અને માળવરાજને વેર હતું અને કનોજના રાઠોડ તથા અજમેરના રાજાને વેર હતું, એટલે આ સમયે જેટલા રાજાઓ પવિત્ર ભારતભૂમિનું રક્ષણ કરે તેવા હતા તે બધા અંદરઅંદરના દ્વેષથી કપાઈ મરતા હતા. અફગાનીસ્તાનના અમીરનો શૂરવીર ભાઈ શાહબુદ્દીન ઘોરી દરેક તક સાચવતો અને પ્રસંગ મળતાં સવારી કરવાને ચૂકતો નહિ. ગુજરાત ઉપર બાળ મૂળરાજના વખતમાં તેણે ચઢાઈ કરી હતી. ભત્રિજાની વતી ભોળો ભીમદેવ તેની સામે થયો હતો અને નાયકી દેવીના ઉત્તેજનથી સરદારોએ રણસંગ્રામમાં વીરત્વ દેખાડી, ગુજરાતની પ્રતિષ્ઠા રાખી હતી.

બાળ મૂળરાજની માતા નાયકી દેવી એવી રાજ્યકાર્યકુશળ સ્ત્રી હતી કે, આખા ગુજરાતના રાજ્યનો 'દિવાની' કાર્યભાર તે પોતે એકલે હાથે ચલવતી હતી. ભીમદેવ તેની વતી લડાયક રાજ્યનીતિ ચલાવતો હતો. જ્યારે શાહબુદ્દીન ચઢી આવ્યો ત્યારે ભીમદેવ તેની સામે લડવાને ગયો હતો, પરંતુ નાયકી દેવીને ધીરજ ન રહી, તેથી તે પણ તેની પાછળ લડાઈ ઉપર ગઈ હતી. લડાઈ ચાલતી ત્યારે બાળ મૂળરાજને ખોળામાં લઈ તે એક ઉંચી ટેકરી ઉપર બેસતી અને સૈનિકો તથા ભીમદેવને પોતાના બાળકની વતી લડવા જે ઉત્તેજન આપતી. શાહબુદ્દીન ગુજરાત ઉપરની લડાઈમાં હાર્યો અને પાછો ફર્યો તેનું માન રાણીની બુદ્ધિને ઘટે છે. ભીમદેવે તેમાં બહુ શૂરવીરતા દેખાડી હતી, પરંતુ એ જિતની તેને ખરાબ અસર થઈ. બહુ જ ઉચ્ચ પ્રકારની બુદ્ધિમત્તા અને નૈસર્ગિક ગંભીર સ્વભાવ હોય તે જ મનુષ્ય હમ્મેશ ચઢતીપડતીમાં પોતાના મનનું સમતોલપણું સાચવી શકે છે. ભોળા ભીમદેવમાં ઉક્ત ગુણો ન હતા, તે તો વાયુના ઘોડા જેવા ચપલ અને તેજસ્વી સ્વભાવનો રાજપુત્ર હતો તથા મનમાં આવી તે વાત કરવામાં દૈવસંયોગે હમ્મેશ પાર પડેલો હોવાથી તેને કોઈ પણ વાતની બીજી બાજુ જોવાનો કે અનુભવવાનો કદાપિ પ્રસંગ જ મળ્યો ન હતો. એવા પણ ભાગ્યશાળી પુરુષો હોય છે કે, જેમને વિષમ પ્રસંગોમાંથી જન્મભર પસાર જ થવું પડતું નથી. આવા ભાગ્યશાળીમાંનો એક ભોળો ભીમદેવ પણ હતો. અણહિલપુર પાટણનો પાયો નાંખનાર વનરાજના જેટલા લાંબા કાળ સુધી એણે પાટણની ગાદી ભોગવી હતી. પણ કોઈ વાર તેને વિષમ પ્રસંગ આવ્યો જ ન હતો. કદાપિ સાધારણ મુશ્કેલીઓ આવતી તો તે તેના તેજમાં જ સુગમ રીતે ગળી જતી હતી. ઘોરીને હરાવવાથી આ પ્રસંગે પણ તેને અત્યંત શાબાશી મળી અને રજપૂત રાજ્યોમાં એના શૌર્યનાં ભારે વખાણ થયાં. ચઢતા ભાગ્યે અને વખાણે તેને બહુ મગરૂર બનાવ્યો કે જેથી તેણે પોતાના બળવાન શત્રુને લેખવ્યો નહિ. વિજયના અભિમાનમાં તે મત્ત થઈ રહ્યો. પરિણામે આ અભિમાન અત્યંત હાનિકારક નીવડ્યું. અભિમાનથી બાહુબળના પ્રદેશની યથાર્થતાનો વિવેક એનામાં રહ્યો નહિ, અને શાહબુદ્દીન ચઢી આવે છે, એવા સમાચાર સાંભળ્યા છતાં અહંતા અને કામથી અંધ થયેલા ભીમદેવે ઇચ્છનકુમારીને સ્વભૂમિ

કરતાં પણ વધારે ગણી. પુત્રની કુળવધૂના સંરક્ષણને માટે અજમેરના રાજાને પોતાના રાજ્યનો બંદોબસ્ત કર્યા વિના બળવાન શત્રુને સૂનો મૂકી આબુ તરફ જવું પડયું, અને ભીમદેવની અહંતાથી ઉત્પન્ન થયેલી વિવેકશૂન્યતાએ પોતાને શરણ પડેલી કમનસીબ ભૂમિસુંદરીની ઉપેક્ષા કરાવી. ઇચ્છનકુમારીનું ભવિષ્ય નક્કી કરવા ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, આબુ અને માળવાની વચ્ચેના પ્રદેશના શૂરવીરો તથા રજપૂતસ્થાનના ચોહાણો રણસંગ્રામમાં એકઠા થયા.

વાંચનાર ! તારી પરતંત્રતાને માટે આ વખતના રજપૂત રાજાઓ જવાબદાર છે, તે આ ઉપરથી તને સમજાશે. આ સમય પહેલાં ઘણા વખતથી આપણાથી છૂટા પડવા એકપગે થઈ રહેલા, સંપદેવે હમણાં આપણને તરછોડ્યા. આપણે અંદરઅંદર કાપાકાપી કરવા મંડ્યા તેથી આપણા શત્રુઓને અનુપમ પ્રસંગ મળ્યો. આપણી આર્યભૂમિ પરદેશીઓના હાથમાં હમ્મેશને માટે જઈ પડી. પૃથુરાજ જેવા રજપૂતો પણ આ સમયના આવા અનિષ્ટ સંજોગોથી આપણી આર્યભૂમિના સ્વાતંત્ર્યનું રક્ષણ કરતાં ખપી ગયા અને લાચાર હિન્દ પરદેશીઓથી આક્રાન્ત થઈ નિર્ધન નિર્વીર્ય અને નિરક્ષર થઈ રહ્યું. "અમે 'આર્ય' એક મહાન પ્રજા છીએ, અને અમારૂં બળ અમારાપણામાં રહેલું છે" એ રાજ્યવિદ્યાનું ખરેખરું રહસ્ય અજ્ઞાનના આ કાળમાં ભૂલાઈ ગયું હતું. બ્રાહ્મણોનું અર્થાત્ જ્ઞાનનું બળ ઘટયું અને ક્ષત્રિયો, તેમને અકર્તવ્ય એવા જ્ઞાન–વેદાન્ત-જ્ઞાન વગેરેમાં માથાં મારવા લાગ્યા અને વૈશ્યોએ માત્ર વાણિજ્યવૃત્તિમાંથી ઉત્પન્ન થતા કેવળ સ્વાર્થ ઉપર લક્ષ આપી, બ્રાહ્મણ–જ્ઞાનનો અંકુશ ઉડાવી દીધો, તેથી દેશની અને આર્યપ્રજાના બળની પડતીનો પ્રારંભ થયો, જેમાં અજ્ઞાનના અને અભિમાનના વધારાએ આ સમયે પડતીને પરાકાષ્ટાએ પહોંચાડી અને વિષયી તથા અભિમાની રાજાઓએ એકબીજામાં એવો કલહ આરંભ્યો કે, જેણે પ્રજાના ઐક્યનો, દેશનો અને ધર્મનો સમૂળો નાશ જ કર્યો, એમ કહીએ તો તે અતિશયોક્તિ કરી કહેવાય નહિ. પૃથુરાજનો આ કાળ ખરેખર હિન્દનું ભાવી નક્કી કરનારો આણીબાણીનો ને કસોટીનો કાળ હતો અને તે પારખવામાં સૌની ભૂલ થઈ હતી. અસ્તુ. હવે આપણે આબુના અચળ-ગઢના કિલ્લામાં પૃથુરાજની રાહ જોતી ઇચ્છનકુમારી તરફ નજર કરીએ.

---

# પ્રકરણ ૪ થું

## ઇચ્છનકુમારી

પદ

"તેં ઘટ ઘટમાં ઘર કીધાં, વાલમ વરણાગીઆ રે;
કાળજ કોરાણાં, કંદ્રપનાં શર વાગીઆં રે—
તેં ઘટ ઘટમાં ઘર કીધાં, વાલમ વરણાગીઆ રે."

દયારામ

"પિતાજીએ કાસદ મોકલ્યાને મહિનો, અને ચંદ્રાવતી છોડચે આજ પખવાડિયું થયું, પરંતુ કંઈ સમાચાર જ આવ્યા નહિ. આ તે શું ? ભીમદેવ ધમધોકાર ચંદ્રાવતી તરફ આવતો જાય છે, પિતાજીના સૈનિકો સરહદ ઉપર કત્લ થતા જાય છે, સસરાજીની કૂમક 'આ આવી, ઓ આવી,' એમ સૌ કોઈ આંખો ખેંચીખેંચીને રાહ જુએ છે, પરંતુ કોઈ આવતુંએ નથી અને જતુંએ નથી. અરેરે ! શું થશે ? મને ભય રહે છે. ભીમદેવ બહુ બળીઓ રાજા છે. અફગાનીસ્તાનના શાહને જેણે મારી કાઢયો તેને ચંદ્રાવતીનું લશ્કર શા હિસાબમાં ? મારા કર્મમાં શું એક ભવમાં બે ભવ થવા લખ્યા હશે ? ચૌહાણની શી પતીજ ? રાજાના કુંવરોને કન્યાની કંઈ ખોટ છે ? પણ ના, ના, વિવાહની પહેલી વાતે જ એ મારા અને હું એમની કહેવાઈ છું, એટલે મારે માટે એમને પ્રીતિ ન હોય, એમ કેમ બને ? હું એમની પહેલી પટ્ટરાણી કહેવાઈ તે મારા રક્ષણને માટે એમને અભિમાન ન હોય, એમ બને જ નહિ. ચૌહાણના યુવરાજનો જગત જશ ગાય છે, પોતે ડાહ્યા, શૂરવીર અને ગુણવાન મિત્રોથી વિંટાયલા છે. તો શું તેમને મારે માટે પ્રીતિ નહિ હોય ? મન ! તું મિથ્યા અંદેશા આણે છે. એય તારી માફક અનુરાગી હશે. એમણે ક્યાં તને જેઈ છે કે તું એમને પસંદ ન પડી હોંઉ એવો સંશય આણે છે. પ્રેમીનાં હૃદય જ અનિષ્ટને ઉભાં કરી કરીને ભય પામે છે. ભલે એમને મારે માટે પ્રેમ નહિ હોય તો પણ હું તો પ્રેમનો પહેલો અર્થ પ્રથમ એમનામાં જ સમજી છું. એમનાં પરાક્રમે મને એમની બનાવી મૂકી હતી. એટલામાં પિતાજીએ પણ એમને પસંદ ક્યાઁ

અને યુવરાજપદ ઉપર એમનો અભિષેક થયો તે સમયે જ પહેલે નાળીએરે એમની સાથે મારૂં જીવન જોડાયું અને હું આખા જગતથી એમની કહેવાઈ ચૂકી.

"કાગળ લખીને મોકલ્યા પછી તો મને ઉઠતાં અને બેસતાં એ ને એ જ યાદ આવે છે, મન મારૂં મટી એમનું થઈ ગયું છે, અને આંખ મીચતાં ચારે તરફ એમને અને એમને જ મને રિસાયલીને મનાવતા અને વિનોદ કરાવતા મારી પાછળ ને પાછળ જાણે ફરતા જ જોઉં છું. રાત્રિએ પિંજરામાં બેઠેલો પોપટ પાંખો ફફડાવે છે, તો પણ મને એમના જ ભણકારા વાગે છે અને ભર ઉંઘમાંથી જાગી ઉઠું છું. સાથે સુનારી સાહેલીઓ મારાં એમના સંબંધીનાં સ્વપ્ન, પ્રજલ્પન અને ગોત્રસ્ખલન માટે હસતી હસતી સવારમાં મશ્કરીઓ કરે છે તથા હુંએ જાણે મને ભૂલી ગઈ હોઉં, તેમ સ્વપ્નમાં ભોગવેલા ભોગથી જાણે ખરેખર ક્ષત થઈ હોઉં તેમ તેમનાથી અંગ ચોરતાં મારા પોતાના મનથી ને મનથી વારંવાર લજ્જા પામી, તેમની મશ્કરીઓને વધારનારી થઈ પડું છું. સખીઓ મને પ્રસન્ન કરવાને અનેક યત્ન કરે છે, પરંતુ તેય મને ગમતા નથી. મન બીજા કશામાં લાગતું જ નથી. વહાલામાં વહાલી સાહેલીઓ, જેમની સાથે હું છેક નાનપણથી તે આજ સુધી ઉછરેલી છું અને જેમના વગર મારી એક ઘડી પણ પ્રથમ જુગ જેવી થઈ પડતી તે સૈયરોનો સમાગમે હવે મને ગમતો નથી, પરંતુ એમ થાય છે કે હું જાણે એમનાથી દૂર એકાંતમાં જઈ બેસી રહું. મનને અમૃતના પૂરમાં ઝુલાવનારા એ રાજવીને જાણે મારા હાવભાવોમાં ગાંડા અને ઘેલા કરી નાંખી, નવી જુવાનીના જોરમાં ને તોરમાં એમની સાથે ને સાથે નાના પ્રકારના વિહારો અને વિલસનોમાં ને વિલસનોમાં થકવી નાંખું. શું કરૂં અને શું નહિ. અરેરે! આ ભાવનાઓના ઉપરાઉપરી આવ્યાં જ કરતા ઉભરાઓને શમાવનાર વગર હું તે હવે ક્યાં સુધી મારા અધીરા જીવને ધરી રહું?

"હું તો આવી સ્થિતિથી કાયર કાયર થઈ ગઈ છું અને એક તરંગ આવીને ઉતરી જાય તે પહેલાં બીજો તરંગ આવે તે દરમીઆન બુદ્ધિની શુદ્ધિમાં આવીને વિચાર કરૂં છું તો મારી દશા મને પણ દયા ઉપજાવે છે. જ્યારે એમને મળાશે ત્યારે જ મળાયું જાણીશ. પિતાજીને મારે માટે મોટા બળવાનની સાથે

બાથ ભરવી પડી છે, તેમ છતાંએ શું થશે તે કોણ જાણે છે? મારે માટે હજારો જીવતા જીવને જોખમ લાગશે તેમ છતાંએ ચંદ્રાવતીથી આવતા સમાચાર કશી આશા બંધાવતા નથી. મને તો એમ થઈ આવે છે કે જાણે ઘોડે ચઢીને હું એકલી જ અજમેરને માગ પડું, પરંતુ કુળની મર્યાદા તેમ કરવા દેતી નથી.

"વિચાર કરી કરીને મન થાકી જાય છે અને કંઈ જ સૂઝ પડતી નથી. અરેરે! ક્યાં જાઉં અને કોની આગળ મારા મનનો આ ભાર ઓછો કરું? સખીઓની આગળે હવે તો વાત કરતાંયે મને શરમ આવે છે. પૃથુરાજ! પ્યારા પૃથુરાજ! તમે જ એક આ હૃદયના આશ્વાસક છો. નાથ! આમ નમેરા ન થાઓ. મારો પત્ર તમને પહોંચ્યો છે કે નહિ? પત્ર પહોંચ્યો હોય અને તેણેય તમને તમારી તરીકે મારા ઉપર પ્રેમ ઉત્પન્ન કર્યો ન હોય તો ખેર, એક દીન અબળા તરીકે તો તમને મારી દાઝ આવવી જોઇએ. રજપૂતનો ધર્મ તમને મારી વહારે ચઢવાને ઉત્તેજન નથી આપતો?"

આમ મન સાથે ગાંડુંઘેલું ભાષણ કરતી, વચ્ચે વચ્ચે દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ મૂકતી અને વળી વળીને પાછો વિચાર કરતી ઇચ્છનકુમારી એક સાંજે 'શ્રાવણભાદરવા' નામના સુંદર સરોવરના આલોકા ઉપર પડતી અચળગઢની રાજગઢીની રાવટીમાં બેઠી હતી.

સાંજ પડતી હતી, આખા દિવસના પ્રવાસના પરિશ્રમથી આરક્ત થઈ સૂર્યનારાયણ ધીરે ધીરે પશ્ચિમ દિશાના અંતમાં ઉતરતા હતા. વિવિધ રંગનાં વાદળ ભિન્ન ભિન્ન આકારે ક્ષિતિજમાં કોટ કરી રહ્યાં હતાં. પર્વતાવલિની દૂર દૂરની ખીણોમાંથી પક્ષીનાં ટોળાં ને ટોળાં દિશાઓમાંથી ઉડી આવીને મોટાં તથા ઉંચાં આસોપાલવનાં, શાલનાં, વટનાં ને બીજાં દેવવૃક્ષો ઉપર વિરામ લેતાં હતાં. શ્રાવણભાદરવાના એક ભાગમાં ખીલેલી કમલિનીનાં પત્ર બીડાતાં હતાં. કેતકી તથા કેવડાના અબીલવાળો વાયુ વહાવાથી ધુંધળી થઈ હોય તેમ દિશાઓ ધુમ્મસથી ઝાંખી થતી હતી. સરોવરમાં રૂપાના વાટા જેવી એક પછી એક નાની મોટી લહરીઓ ચાલી રહી હતી. દૂર દૂરથી ઉડી આવતાં સારસ પક્ષીનાં જોડાં જળાશય ઉપર ઉતરતાં હતાં. આખો દિવસ સાથે ને સાથે રહેલાં ચકવાચકવી રાત્રિ ગાળવાને સામસામી તીરે ઉપર જઈ બેસવાને વિયોગની વ્યાકુળતા દેખાડતાં હતાં. પતિથી

જુદાં પડવાનું દુઃખ જાણે સહન થશે નહિ, એમ ચકવી કલ્પાંત કરતી હતી અને નર ચક્રવાક તેના કલ્પાંતથી ગદ્‌ગદ થઈ જઈ 'હજી દિવસ છે, હજી દિવસ છે' એમ સંધ્યાકાળની તેમના મનથી ત્વરામાં પસાર થઈ જતી ઘડીઓને ગણતો હોય તેમ વારંવાર તેને આશ્વાસન આપતો હતો. બીજાં પંખીઓ પોતપોતાના માળામાં આવી બચ્ચાંને કલ્લોલ કરાવી રહ્યાં હતાં. બધો વનનો પ્રદેશ અને વૃક્ષઘટાઓ પંખીઓના કલરવથી વસ્તીવાળી અને આનંદકારક બની રહી હતી. પવન મંદ હોવાથી વાતાવરણ ચંબેલીના નવા ફાલની સુગંધથી મઘમઘી રહ્યું હતું. જંગલી પુષ્પના વેલામાં ખીલેલાં બેસુમાર પીળાં પુષ્પથી સામેનું ઉંચું ને રમણીય ઋષિશૃંગ કૈલાસના સોનેરી શૃંગની શોભાનો તિરસ્કાર કરી રહ્યું હતું અને ચંદ્રમાની વાટ જોતું ચકોર પક્ષી ઘડીમાં પાળ ઉપરથી અને ઘડીકમાં પાળ ઉપરના ઉંચા શાલ વૃક્ષની ટોચ ઉપરથી વારંવાર ઉંચે અને ઉંચે ઊડી ઊડીને પૂર્વ દિશાનું અવલોકન કરતું હતું.

પરમાર રાય જેતસીની લાડકડી પુત્રી ઉપર પ્રમાણે રાજગઢીની રાવટી-માંથી આવો સુંદર દેખાવ જોઈ વધારે ને વધારે મુંઝાતી હતી ત્યારે, આબુના અગ્નિકુંડને માર્ગે ત્રણ ઘોડેસ્વારો અચળગઢ તરફ જતા હતા. એ ત્રણે પ્રવાસી જુવાન હતા, મુંછના દોરા તેમને હજી હવે ફૂટતા હતા, પરંતુ શરીરે કદાવર અને પ્રફુલ્લ હતા. . તેમનાં વિશાળ કપાળ ઉપર જુવાનીનું શૌર્ય અને ઉત્સાહ ચમકી રહ્યાં હતાં. એ ત્રણમાંના એકનો ઘોડો, ચહેરો અને પોષાક જોનારને સહજ જ અનુમાન કરી આપતાં હતાં કે, અચળગઢ તરફ જનારી નાની મંડળીનો તે અધિપતિ હશે. તેમણે હથિયાર બાંધેલાં હતાં અને ઘોડા ચંચળ પણ છટાદાર ચાલથી પર્વતના પ્રદેશમાં ચાલ્યા જતા હતા. ભિલ્લ તથા ભાઉડાં તો આ પ્રવાસીઓને જોઇને જ નાશી જતાં હતાં. તેઓ લાંબેથી આવતા હતા, પરંતુ જમીન ઉપર પથરાયલી લીલી વનસ્પતિના આચ્છાદન ઉપર થઇને એટલે કે, કર્તાએ જેમાં નાના પ્રકારના રંગ પૂરેલા હતા એવા મજેના કુદરતી ગાલીચા ઉપર થઇને ઘોડા ખેલાવી જતા હતા. ફળ અને પુષ્પના ભારથી લચી પડતી શાખાઓવાળાં વૃક્ષોમાં સામસામે બેસી કલ્લોલ કરતાં પક્ષીઓના કીલકાર જોતા જતાં; અંબત્રીની વેલથી

ઢંકાઈ ગયેલાં થડવાળા વૃદ્ધ આંબાઓ ઉપર બેઠેલાં કુરુર પક્ષીના તીણા પણ મનોહર શબ્દોથી પ્રતિધ્વનિત થતી દિશાઓમાં થઇને આગળ વધતા જતાં: સામસામે વિસ્તાર પામતી શાખાઓનાં પરસ્પર ગ્રંથન થઇ જવાથી પિંપળામાં દેખાતાં નીંબનાં તથા નાંબમાં દેખાતાં પિંપરનાં ડાળ અને અશોકનાં ઝુંડને શોધી કાઢવા નીચે જતી અને ત્યાં સાંદ્ર ઘટાથી અત્યંત શીતળ લાગતા પ્રદેશમાં ચોંટી જતી આંખને મહા મહેનતે પાછી ખેંચી લેતા જતાં; સો વર્ષે એક જ વાર જેને પુષ્પ આવે છે એવા વૃદ્ધ ચંપાનાં પુષ્પથી સુગંધવાળા થયેલા સમીરણથી ઘ્રાણેંદ્રિયને તૃપ્તિ આપતા જતાં; ગાળેલા રૂપાના પ્રવાહ ઉતરી આવતા હોય એવા નાના નાના નિર્ઝરોનાં શીતળ અને મિષ્ટ જળ પાઈ ઘોડાઓના શ્રમને દૂર કરતા જતાં; જુવાનીના જોરમાં મત્ત થઈ, સીસમ કોરવા બેઠેલા લક્કડ-ખોદના ચંચુપ્રહારથી થતા તાંબાના રણકા જેવા અવાજની સામે ભડકેલા ઘોડાઓને દાબમાં રાખી જતાં; ઢોળાવ ઉપરથી ખીણના અને ખીણ-માંથી ઢોળાવ ઉપરના દેખાવો જોઈ તેની રમણીયતાનો ખ્યાલ કરતાં જતાં; પવિત્ર અને પુરાતન દેવાલયો ઉપર ચમર કરતાં હોય તેવા પવનથી ઝૂલી રહેલાં શિખર ઉપરનાં સોપારી વૃક્ષની શોભા જોતા જતાં; અને અતિ સંઘટ્ટ વનો, રમણીય ખેતરો, ધોવાયલી રેતીને લીધે સ્વચ્છ દેખાતા નિતંબવાળી નદીઓનાં ભાઠાંના પ્રદેશ, આંબાવાડિયાં, આસોપાલવ, મધુક, નાગ અને પુન્નાગના એક જ જથ્થે બની રહેલા મોટા વજીફાવાળા, શાદ્વલ પ્રદેશોમાં થઈ ને જતાં જતાં-તેમને માર્ગશ્રમ લાગ્યો હોય એમ જણાતું ન હતું. ઉત્સાહભેર આગળ ચાલતાં અને પૂર્વે થયેલા કોઈ મોટા ભૂસ્ફોટને લીધે ફાટી ગયેલા મોટા મોટા આરસના ડુંગરોવાળો પ્રદેશ વટાવી જતાં સામે જ આકાશને ટેકો દીધો હોય તેવા અચળગઢના મિનારા તેમની નજરે પડ્યા. અનેક ચોમાસાંને પસાર કરવાથી કાળાં પડી ગયેલાં, વિજળીઓ પડવાથી ચિરાઈ ગયેલાં અને ઝીણાં ઝીણાં સૂકાં ઘાસથી વિચિત્ર લાગતાં પ્રાચીન દેવાલયોનાં ધાબાં અને ઘુમ્મટ પણ થોડુંક આગળ ચાલતાં જણાવા માંડ્યાં. ચંદ્રમાના અમૃતથી જ માત્ર વૃદ્ધિ પામી રહ્યાં હોય એવાં ઋષિશૃંગનાં શિખર ઉપરનાં ખર્જુર વૃક્ષોની ઘટા તેમને સ્પષ્ટ દેખાવા માંડી, ત્યારે ભગવાન સૂર્યનારાયણ આથમી જવાથી, સેતુ તૂટતાં જેમ મોટા સાગરનું પાણી સપાટ પ્રદેશમાં ફેલાઈ જાય તેમ અજ્ઞાનનાં હૃદયના જેવી ઊંડી ગુફાઓમાં રહેલો અંધકાર દિશાઓમાં સર્વત્ર ફેલાઈ ગયો.

પવન પડી ગયો, ઘોડાના પગના પડઘા પડવા માંડ્યા, પક્ષીઓનો કોલાહલ શાન્ત થયો, અને ક્ષિતિજનાં વાયવી વાદળ વિખરાઈ વિખરાઈને મધ્ય ગોલક તરફ આવવા માંડ્યાં. સંધ્યાકાળ થઈ ગયો તો પણ તેઓ ઉભા રહ્યા નહિ. આસપાસના ડુંગરો ઉપરનાં તાપણાં અને ધુણીઓને આધારે ઘોડાઓને કંઈક વધારે વધારે ઉતાવળા ચલાવતાં તેઓ કિલ્લાની સામેના ઢોળાવ ઉપરથી નીચે ઉતરવા લાગ્યા. એટલામાં વદિ પાંચમનો ચંદ્રમા ઉગ્યો. ચક્રવાક પક્ષીના કલકલાટે, ચકોરની ઉત્સુકતાએ, દિગ્સુંદરીના હસતા વદને, અને તિમિર ભેદી આકાશની આરપાર નીકળી ગયેલાં દુગ્ધધવલ કિરણોએ પ્રવાસીઓને પ્રસન્ન કર્યા. વ્યોમગંગાની ઝળકી ઝાંખી થઈ, ઉષ્ણ ધુમ્મસમય વરાળનાં વાદળ બંધાયાં, દિશાઓમાંથી કિંચિદ્ ભીનો પવન વહાવા લાગ્યો અને દિગ્સુંદરીના લલાટમાં તિલક કર્યું હોય તેવું ચંદ્રમાનું બિંબ ક્ષિતિજમાંથી ઉંચે ચઢતું જણાયું. ઉગતા ચંદ્રનાં દર્શન કરી, એક જણ બોલ્યો કે, "યુવરાજ! ચંદ્રમા ઉગ્યો અને તે જ સમયે આપણે પરમારોના પ્રાચીન મહાલયના આંગણામાં આવી પહોંચ્યા. લાંબી વાટનો શ્રમ સફળ થયો અને નિર્વિઘ્ન ધારેલે ઠેકાણે આવી પહોંચાયું." આકાશની ઉર્જ્વલતાએ અને ઉંચાં શિખરો ઉપર પડતી ચંદ્રનીના પ્રકાશે આનંદ પામતા ને આગળ વધતા વધતા તેઓ એક મોટા ઢોળાવ ઉપર ચઢી, મિનારાઓવાળા રાજમહેલના ચોગાનમાં આવી ઉભા રહ્યા.

નિરંતર માર્ગપ્રતીક્ષા કરનારાઓથી તેમનું આવાગમન કુંવરી ઇચ્છનકુમારીને ક્યારનુંયે વિદિત થયું હતું. પ્રતિષ્ટિત પરોણાઓની આગતાસ્વાગતા કરવાના હુકમ દાસદાસીઓને થઈ ગયા હતા અને ટુંકમાં કહીએ તો, જેવો હર્ષ મુસાફરોનાં મનમાં હતો, તેવો જ અથવા તેથી વધારે હર્ષ મહેલનાં માણસોનાં મનમાં હતો. ચૌહાણનો ઘોડો ચોગાનમાં આવીને ઉભો રહેતાં જ એક ખવાસે સામે જઈ તેની લગામ ઝાલી લીધી અને દાસીઓનાં ઓવારણાં, ખમ્માખમ્માનાં [illegible]જસી હુલમણાં અને પરિચારકવર્ગનાં નમનનો સ્વીકાર કરતોકરતો યુવરાજ પૃથુરાજ રાજમહેલને પગથીએ ચઢયો. ખર્જુર વૃક્ષની છગારે બેઠેલા ચકોરે જે વખતે ચંદ્રબિંબને જોયું તે જ વખતે ઝરૂખે બેઠેલી ઇચ્છનકુમારીએ પૃથુરાજના મુખચંદ્રનાં દર્શન કર્યાં. યુવરાજ પૃથુરાજ, ચંદ બારોટ અને રામરાય ગુર્જર સેવક જનોએ બતાવેલે માર્ગે અંદર

ગયા. એક મોટા સભામંડપવાળા ઓરડામાં તેમને આદરપૂર્વક ઉતારો આપવામાં આવ્યો.

પૃથુરાજના નામની માળા ફેરવનાર, તેને એકાંતમાં મળી ઠપકો દેનાર, સખીઓની આગળ મનના ઉભરા કહાડનાર અને 'ક્યારે એમના વિશાળ હૃદયને ભેટી મારા બળેલા મનને શાન્ત કરૂં' એવી ઝંખના કરનાર, પરમારની કુંવરી પાસે આવેલા અભ્યુદયથી વ્યગ્ર થઈ ગઈ. અત્યાર સુધી જે અનેક મનોરથ કરતી હતી તે પાસે આવેલા સુખથી સંભ્રમમાં પડી ગઈ. મનોરથ-સૃષ્ટિની નિર્લજ્જતા લજ્જાના પૂરમાં બૂડી ગઈ અને મર્યાદાએ તેના ચંચળ મનને ખરેખરૂં અચલ તથા જડ બનાવી દીધું. ખરેખર કુળવાન કન્યાઓનાં હૃદય આવાં લજ્જાશીલ જ હોય છે. એકાંતમાં વરવરની ઝંખનાઓ કરનારી બાળાઓ વરને જોતાં જ જેમ લજ્જાથી અભિભૂત થઈ જાય છે તેમ ઇચ્છનકુમારીને પણ આ સમયે થયું.

સ્નાન અને ભોજન આદિ વ્યાપાર થયા. પરંતુ તેમાં કહિં પણ, ઇચ્છન-કુમારી જોવામાં આવી નહિ, તેથી પૃથુરાજને તેના સમાચાર જાણવાનું મન થયું. મોટા દિવાનખાનામાં જઈ બેસતાં તે મિત્રોને પૂછવા જતો હતો, એટલામાં બે ચતુર દાસીઓએ ત્યાં આવી ચંદ બરદાયી અને રામરાય ગુર્જરને પાનબીડાં આપ્યાં અને પૃથુરાજની સામું જોઈ, મંદ મંદ હસતે મુખે પરિહાસ-પૂર્વક કહ્યું કે, "યુવરાજનું તાંબૂલ અમને આપવામાં આવ્યું નથી." "એ તો એ પોતે જ આપશે" એમ રામરાયે તુરત જ વાક્ય–પૂર્તિ કરી. એટલે ચંદ બરદાયીએ નાક તરફ આંગળી લઈ જઈ કહ્યું કે, 'યુવરાજ! પધારો ત્યારે, બહુ સારૂં મુહૂર્ત છે.' ચંદના બોલ પૂરા થયા નહિ એટલામાં તો બીજી દાસીએ ઓવારણું લઈ મોટા સન્માનપૂર્વક "પધારો યુવરાજ ! આ માર્ગે," એમ કહી, આગળ ચાલવા માંડ્યું અને પૃથુરાજ તેની પાછળપાછળ અંતઃપુરમાં ગયો.

અચળગઢ ઉપરના રાજમહાલયનાં અંતઃપુર બહુ સુશોભિત તો નહિ, પરંતુ ઘણાં જ ઉંડાં અને શત્રુઓને અગમ્ય હતાં. આપત્તિના વખતમાં અનેક રજપૂતાણીઓ તેનો આશ્રય લઈ રહેતી હતી. કિલ્લાના મુખ્ય દ્વાર

તરફ જ ગઢ ઉપર ચઢવાનો માર્ગ હતો. મહેલના પાછલા ભાગમાં રાણીવાસ કહાડેલા હતા અને તેની તરફ ઉંચા ઢોળાવનાં પહાડી શિખર ગગનમાં વાતો કરતાં હોય તેવાં ઉંચાં હતાં. રજપૂતરાણીઓનાં શીયળનું રક્ષણ કરવા માટે અવિનાશીએ જ કુદરત કરી હોય તેમ, મહેલની ત્રણે બાજુ પર્વતથી સંરક્ષિત થયેલી હતી. ડુંગરમાંથી કોરી કહાડ્યાં હોય તેવાં મંદિર અદ્યાપિ પણ જોનારને તેને અદ્દ્ભુત કુદરતનો ખ્યાલ આપવાને ભાગીતૂટી અવસ્થામાં આબુ ઉપર ઉભેલાં છે. જેતસીની કુંવરી આવા રાણીવાસમાંના એક ઓરડામાં કુમાર પૃથુરાજની વાટ જોતી બેઠી હતી, એટલામાં પાન આપવા ગયેલી દાસી તેને તેડી અંદર આવી. ઇચ્છનકુમારીએ ઉભાં થઈ, સોનાનો વર્ગ ચડાવેલું તાંબૂલ યુવરાજના હાથમાં આપી નમન કર્યું અને પૃથુરાજ પૂર્ણચંદ્રને પણ ઝાંખો પાડે એવું એનું વદન જોઈ પ્રસન્ન થયો. તાંબૂલ આપી કન્યા કન્યાભાવથી લજવાઈ દૂર જઈ ઉભી રહી. પરંતુ તેની દાસી—સાહેલીએ કહ્યું કે "કુંવરબા! રાજવીને માટે ઝંખના કરતાં હતાં તે હવે કેમ અબોલા લઈ દૂર જઈ ઉભાં? આવો બેસો અને લાંબી મુસાફરીથી આવેલા ચૌહાણ-રાયની ખબર પૂછી, જે વિચાર હોય તે એમને વિદિત કરો. એમનાથી હવે શરમાવું ન જોઈએ." "તમે સઘળું જાણો છો અને એ વળી આપણાથી વધારે જાણતા હશે," એમ કહી શરમાતી શરમાતી ઇચ્છનકુમારી કંઇક આગળ આવી જરા દૂર એક આસન ઉપર બેઠી. પછી તેની સાહેલીએ કહ્યું કે, "મહારાજ! બાની ઝંખનાનું તો હું કેટલું યે વર્ણન કરૂં? તે સંબંધી વધારે કહેવાનુંયે શું પ્રયોજન છે? ચંદ્રાવતી છોડ્યાને જેટલા દિવસ થયા તેટલા દિવસ એમને ઉંઘ્યાને થયા હશે. અમારા મહારાજે ટપ્પો રાખ્યો છે તે રોજ સમાચાર આવે છે, પરતુ અમારી ધીરજ રહેતી ન હતી. આજ અમે નચિંત થયાં. તમે હવે અમારી ચિંતાના ધણી થયા, એટલે તમને જેમ ઠીક લાગે તેમ કરજો." "તમારે ચિંતા કરવી નહિ. ઠકરાણાંનું મુખ મને એમની ઝંખના માટે કહી આપે છે, કહેવાથી શું વધારે છે?" એમ પૃથુરાજે કહ્યું. એ સાંભળી ઇચ્છનકુમારીના નૂતન ગુલાબ જેવા લાવંણ્યભર્યા ગાલમાં મંદ હાસ્યથી ખાડા પડી ગયા, તેનું મુખ મલકાયું, આંખોમાંથી હર્ષ દ્રવી ગયો અને હૃદયના ઉમળકાએ કુચના ભારને વહન કરતા હૃદય ઉપરની મોતીની માળાને ઉછાળી અનુરાગની સાક્ષી આપી. વરવધૂનાં નેત્ર એક-




હું શું બોલું ? આપસઘળું જાણો છો.

ચિત્રકાર: રા. ર. રાવળ ] [ પૃષ્ઠ ૪૫.

બીજાની દૃષ્ટિને સ્થિર થવા દેતાં નહિ તોપણ તેમાંથી પ્રસરતો રાગ ચતુર દાસીથી કળી શકાયો. રાજદ્વારમાં રહી અનુરાગીઓનાં હૃદયનો અભ્યાસ કરી હોશિયાર થએલી ઇચ્છનકુમારીની પરિચારિકાએ પછી ધીરે રહી ઉભાં થતાં થતાં કહ્યું કે "મહારાજ ! આજ ઘણે દિવસે અમારાં કુંવરીબાને સુખ થયું અને હવે અમે એમને તમને સોંપીએ છીએ. સવારે આપણે જેમ ઘટિત હશે તેમ કરીશું." આમ કહી તે અંતઃપુરમાંથી ચાલી ગઈ.

ઝઘારે દીવા બળતા હતા, મંદ મંદ પવન વહાતો હતો અને વિખૂટાં પડેલાં ચક્રવાકનું કલ્પાંત જાળીને માર્ગે ઇચ્છનકુમારીને કાને પડી પતિ-સમાગમનો બોધ કરતું હતું. બન્ને એક બીજાના સામું જોતાં પણ કોઈ બોલતું નહિ. આંખો હસતી અને લજવાતી. આખરે પુરુષ પુરુષની અધીરાઇથી ઉભો થયો, તેની પાસે ગયો અને પોતાને સંમાન આપવાને ઉભી થયેલી કન્યાના ગંડસ્થળ ઉપર હાથ મૂકી બોલ્યો કે, "વાહ ! બોલશો પણ નહિ કે ? કાગળમાં તો બહુ બહુ લખ્યું હતું." પુરુષના કરનો સ્પર્શ થતાં કદંબની નવી કળીઓની માફક સર્વાંગ પુલકિત થયેલી કન્યા ધમધમી જતા હૃદયને સ્થિર કરતી હોય તેમ છાતીએ હાથ મૂકી નીચું જોઈ, ભૂમિ ખણતી-ખણતી મહા મહેનતે બોલી કે "હું શું બોલું, આપ સઘળું જાણો છો. હું લજવાઉં છું, કારણ કે જો મારા પિતાએ વિધિથી લગ્ન કર્યાં હોત અને ગોત્રજ પૂજી આપણે એકઠાં થયાં હોત તો મારા મનના કોડ પૂરાત. હું તમારો કુંવારો હાથ ઝાલી પટ્ટરાણી થાત, પરન્તુ વિધિએ એ લ્હાવો લેવા દહાડો આણ્યો નહિ અને પર્વતની કરાડો ઉપરના એકાંત મહેલમાં જ્યાં તમારો સત્કાર કરનારું પણ તમારૂં અંગ જ છે, ત્યાં હું શું બોલું ?" આટલું બોલી ઓછું આવવાથી ખિન્ન થઈ તે મૌન રહી. આંખમાં પાણી આવ્યાં તેનું માર્જન કરી, પૃથુરાજે કોમળ હૃદયને હૃદય સાથે ભીંડી આલિંગન દીધું. આશ્વાસન આપતાં અંબોડાથી મુખ ઉંચું કરી, 'વગર વિધિએ આપણાં વિધિએ લગ્ન કર્યાં છે અને પટ્ટરાણીપદ તને જ ઘટે છે દેવિ.' એમ કહી પ્રેમના પ્રથમ માર્ગરૂપ ચુંબન કર્યું. કન્યાનું હૃદય શાન્ત થયું. આલિંગન થતાં લજ્જા તેનો ત્યાગ કરી ગઈ અને એક ક્ષણમાં ઘણા કાળનાં પરિચિત હોય તેમ તેમનાં મને મન અને પ્રાણે પ્રાણ એક થઈ ગયાં. રાજકન્યાનો

પરિતાપ અને રાજપુત્રનો પરિશ્રમ જતો રહ્યો અને અમૃતથી ભરેલા અંત:પુરમાંથી દુ:ખનો નાશ થઈ અભેદ પ્રેમરસ સર્વત્ર પ્રસર્યો. બેલડીએ બાઝી તેઓ આસનપર જઈ બેઠાં, હૃદય ઉઘાડીઉઘાડીને વાતો કરી અને ઉભરાઈ જતા રતિરસસુખમાં લીન થયાં. શકુંતલા અને દુષ્યંતના ગાંધર્વ વિવાહનું દૃષ્ટાન્ત લઈ ઇચ્છનકુમારીએ તપ્ત થયેલા હૃદયને શાન્ત કર્યું અને ઘણા દિવસથી તલસી રહેલાં તેમનાં મન શાન્ત થવાથી નચિંત થઈ, નિદ્રાવશ થયાં.

અચળગઢ ઉપર આનંદ થયો. જેને માટે લડાઈ થતી હતી તે રજપૂત કન્યા પોતાના પતિને મળી. ભીમદેવને નકામી થઈ. પ્રભાતે સુખનો સુરજ ઉગ્યો. ચંદ અને રામરાય ગુર્જરને મળી પૃથુરાજે ચંદ્રાવતીની હકીકત કહી, એટલામાં નિયમ પ્રમાણે ત્યાંનો દૂત આવ્યો. ચૌહાણના કુંવરને તેણે સઘળી હકીકત કહેતાં સોમેશ્વરની કુમક આવી પહોંચ્યાના સમાચાર આપ્યા. વળી તેણે ઉમેર્યું કે ગુજરાત અને ચંદ્રાવતીની સરહદ ઉપર પ્રથમ અમારા મહારાજ ભીમદેવની સામે થયા હતા. પ્રતિપક્ષીઓ ઘણા બળવાન હતા. પહેલે સપાટે અમારો પરાજય થયો, પરંતુ ધરતીને રુધિરથી તૃપ્ત કર્યા પછી જ પરમારોએ સોલંકીઓને માર્ગ આપ્યો. લશ્કર છિન્નભિન્ન થઈ નાશી ગયું હતું તેને સેનાપતિએ એકઠું કરવા માંડ્યું હતું, એટલામાં મહારાજશ્રી સોમેશ્વર દેવ આવી પહોંચ્યા છે. સલખકુમાર તેમની સાથે રહી નવી કિલ્લેબંદી કરે છે અને હવે પછી જે થાય તે ખરું, પણ બાપા ! તીડનાં ટોળાં જેવું ગુજરાતનું કટકદળ ખૂટે તેમ નથી.

પરમાર રજપૂતોની પ્રશંસા કરતાં રામરાયે કહ્યું કે "હારજિત થવી એ તો દૈવાધીન વાત છે, પરંતુ પરમારોને માટે તો કવિઓએ કહ્યું છે તે સત્ય જ છે કે,

**ध्रुव चळे मेरु डगे, गम मरड गिरनार,**
**रणमांथी पण नव घर, पग पाछो परमार.**

ચંદ બારોટે રામરાયને ટેકો આપ્યો અને પોતાના રાજાનાં વખાણ સાંભળી પ્રસન્ન થયેલો દૂત કુંવરી પાસે ગયો. ઇચ્છનકુમારીએ તેને

પોતાના કુશળ કહી, પોતે પૃથુરાજની સાથે અજમેર જવાની છે માટે ચિંતા કરશો નહિ, એમ પોતાની માતાને સંદેશો કહાવી મોકલ્યો. દૂતના ગયા પછી સર્વેએ જવાની તૈયારીઓ કરવા માંડી.

ચઢતે પહોરે ઘોડાઓ ઉપર સાજ નંખાયાં અને જમી ઉઠી પુરુષોએ હથિયાર સજી કમ્મરો બાંધી. ઇચ્છનકુમારી અને તેની બે ખવાસણો તૈયાર થઈ. કન્યા વળાવાની ધામધૂમ વગર સાસરે જતાં ઇચ્છનકુમારીને ઓછું આવ્યું, પરંતુ પછી ન ચાલતે સોરઠી ઘોડી ઉપર સવાર થઈ. ત્રણ પુરુષ અને ત્રણ સ્ત્રી ઘોડેસ્વારોએ મોટા બુરજવાળા પ્રાચીન પરમાર રાજાઓના મહેલના આંગણાને પ્રસન્ન મને છેલ્લી સલામ કરી, ઘોડાઓ ચલાવ્યા. બપોર થતાં તેઓએ અગ્નિકુંડ ઉપર આવી વિસામો કર્યો. વર-કન્યાએ કુંડરક્ષકદેવ* તથા પરમારના પૂર્વજ આગળ નમન કર્યાં અને સાંજના તેઓ પાછાં પાર્વતી પ્રદેશમાં ઘોડા ખેડવા લાગ્યાં. સાંજ પડતાં પડતાં ઉતરતા ઢોળાવનો પહાડી પ્રદેશ પૂરો થયો અને રજપૂતસ્થાનમાં ઘોડાઓ ચાલવા લાગ્યા. ભીમદેવ જેને માટે ઝંખના કરતો હતો તે કન્યા આ પ્રમાણે પોતાના સ્વામી સાથે પિતાની સરહદ ઓળંગી ગઈ અને આણી તરફ મિથ્યા જ રજપૂતોનાં લોહી રેડાવા માંડ્યાં.

---

* અચળેશ્વરના દેવળ પાસે અગ્નિકુંડ છે. તે નક્કર પથ્થરમાંથી કોરી કહાડેલો નવસેં ફીટ લાંબો અને બસેં ચાલીસ ફીટ પહોળો છે. કુંડની વચ્ચે જગદંબાની ડેરી છે અને પૂર્વ બાજુએ પરમાર વંશની સ્થાપના કરનાર પરમારોના મૂળ પુરૂષના દેવળનું ખંડીએર છે. અસલી પોષાકનો પૂર્વની સ્થિતિનો તેમાં આબેહૂબ આકાર છે. ભસાસુર આ કુંડમાંનું પાણી પી જતો તેને મારવા ઉભેલી મૂર્તિ ઘણી જ સારી? ઢબછબમાં ગોઠવેલી હાલ જીર્ણ થઈ ગઈ છે.

# પ્રકરણ ૫ મું

## સોમેશ્વરનું મરણ

**हाहाकारोऽभवत्तत्र यत्र तत्र सहस्रशः ।**
**अन्योन्यं छिन्दतां शस्त्रैरादित्ये लोहितायति ॥**

**महाभारत.**

સામંતો અને મંત્રીઓની સલાહથી જેતસી પરમાર ચંદ્રાવતીની સરહદ ઉપર કિલ્લેબંદી કરીને પડ્યો હતો. પર્વતમાંથી ઉતરી આવતા જલપ્રવાહોથી ચોમાસે મોટા નદ રૂપ થઈ રહેતા એક સપાટ અને રેતાળ વહેળાની ઉત્તર દિશા કે જ્યાં ચંદ્રાવતીની સરહદના દક્ષિણ ખુંટ નંખાયલા હતા ત્યાં આવી પરમારોનું સૈન્ય ઉંચી અને મોરચાની જગ્યા હાથ કરી લઈ પડ્યું હતું. લશ્કરને દડમજલ કૂચ કરાવતો ભીમદેવ કેટલેક દિવસે ત્યાં આવી પહોંચ્યો અને નદના ગુજરાત તરફના નીચા ઢોળવવાળા કિનારા ઉપર છાવણી નંખાવી ચંદ્રાવતીના સૈન્યની સામે પડ્યો. ત્રણ દિવસ સુધી તેઓ વિશ્રાન્તિ લેતા પડ્યા રહ્યા. ચોથે દિવસે પહો ફાટતાં જ લડાઈની તૈયારીઓ કરવાના એક બીજાને સમાચાર અપાવ્યા. આખી રાત બેઉ છાવણીઓ ભારતમાંના ભીષ્મપર્વની કથાઓથી ગાજી રહી. અરુણોદય થતાં ઉભય પક્ષે રણતુર વગડાવ્યાં અને કમ્મર કશી તથા ભારે બખ્તરો પહેરી, સનિકો તૈયાર થવા લાગ્યા. બેઉ સેનાની વચ્ચેના રેતાળ મેદાનને રણભૂમિ તરીકે પસંદ કરવામાં આવ્યું હતું. પરમારોનો એવો વિચાર હતો કે, શત્રુના સન્યને આગળ વધવા દેવું નહિ, તેથી તેમણે પોતાની સરહદ ઉપરના ઉંચા કિનારા ઉપર ઘણી સારી ગોઠવણ કરી હતી, શત્રુના સન્યનો ઘાણ કહાડી નાંખે એવા પથ્થરની શિલાઓ ફેંકવાનાં યંત્ર ઉંચી ટેકરીઓ ઉપર આગળથી જ ગોઠવાવી મૂક્યાં હતાં. પરમારોના યુદ્ધ કરવાના ધોરણે પ્રભાતમાં જેતસી પરમારના સેનાધિપતિએ લશ્કરની ગોઠવણ કરી. ઘોડેસ્વાર ભાલાવાળા આગળ રાખી તેમની વચ્ચે વચ્ચે તીરંબાજ પલટણને ગોઠવી અને તેમની પાછળ તરવારવાળા સિપાઇઓની હાર કરી લશ્કરને રણમાં

ઉતરવાની આજ્ઞા આપી. ગુજરાતના લશ્કરની ગોઠવણ તેથી ભિન્ન હતી. જેમનાં તીર મદોન્મત્ત પાડાને વિંધી આરપાર ચાલ્યાં જાય એવા ચુંવાળના બળવાન ભિલ્લલોકની પલટણને મોખરે, તરવારવાળા સિપાઈઓ ને તેમની વચ્ચે, ઘોડેસ્વાર ધનુર્ધારીઓને, તેમની પાછળ અને સઉની પાછળ ભાલાવાળા ઘોડેસ્વારને રાખી ઉંચાં ગાડાં ઉપર ગોઠવેલા ગોળા અથવા પથ્થર ફેંકવાનાં યંત્ર અને પા કોશને છેટેથી ગોફણ મારી શકે એવા નર્મદાકાંઠાના દસ્યુ કોળીઓની ટુકડીઓને સેનાની બેઉ પાંખ ઉપર રાખવામાં આવી હતી. સેનાની આવી જ રચનાથી ભીમદેવે શાહબુદ્દીનને હરાવ્યો હતો.

આ પ્રમાણે ગોઠવાયલા સૈન્યને પછી રણમાં ઉતરવાની આજ્ઞા અપાઈ અને જયજયકારના માંગલિક આઘોષ અને યુદ્ધવાદિત્રના શૌર્યોત્તેજક નાદની સાથે તેઓ સંગ્રામમાં ઉતર્યા. એકબીજાને હુંકાર શબ્દથી ઉત્સાહ આપતા અને તુંકાર શબ્દથી શત્રુના ક્રોધને દ્વિગુણિત કરતા સૈનિકો સામસામે અસ્ત્રશસ્ત્રના પ્રહાર કરવા લાગ્યા. પરમારનું સૈન્ય ઘણા દિવસથી લડાઇને માટે આતુર થઈ રહેલું હતું, એટલે પ્રારમ્ભમાં તેઓએ વધારે ઉત્સાહ દેખાડયો. રણમાં ઉતરતા ગુર્જ્જર સૈન્ય ઉપર તેમણે એવો તો મારો ચલાવ્યો કે ચાલુકય સેનાધિપતિની મોટી ઉશ્કેરણી છતાં પ કેટલીક વાર સુધી તેઓ આગળ ધપી શકયા નહિ. મોરચા ઉપર યંત્ર ચલાવનારાઓએ એવું સપાટાબંધ કામ ચલાવવા માંડ્યું કે ગુજરાતનું પાયદળ લશ્કર રેતાળ મેદાનમાં આવતાં આવતાં ત્રાસ પામી ગયું. જ્વાળામુખીનું મુખ ઉઘડતાં તેમાંથી જેમ પથ્થરની શિલાઓનો વરસાદ વરસે તેમ પરમાર તરફના યંત્રવાળાઓએ પથ્થરો ફેંકવા માંડ્યા તેથી ગુજરાતની સેના ભયભીત થઈ ગઈ. જ્યારે હવામાં થઈ સુસવાટ કરતા પથ્થરો આકાશમાર્ગે તેના ઉપર આવવા માંડ્યા ત્યારે ગુર્જ્જર ધનુર્ધારીઓ નિશાન માંડી શકયા નહિ એટલું જ નહિ પરંતુ ભય પામેલા ઘોડાઓને વશ રાખતાં ઘોડેસ્વાર પલટણો પોતાનાં શસ્ત્રનો ઉપયોગ પણ કરી શકી નહિ. કેટલીક વારે પરમારોનાં યંત્ર પાસેના પથ્થર ખૂટયા અને આણી તરફથી ભોળો ભીમદેવ જાતે એક મોટા અને મદોન્મત્ત પેગુના હાથી ઉપર બેસી સૈન્યને મોખરે આવ્યો. મોખરે આવી તીરંબાજોને તેણે

એવાં કઠણ વચન કહ્યાં કે તેઓ દ્વેષથી બળી ઉઠયા અને જોસમાં આવી વાતાવરણને વિંધી નાંખતા હોય તેવી તીરોની વૃષ્ટિ પરમાર સેના ઉપર કરવા લાગ્યા. રણને મોખરે ભીમદેવના હાથીને જોઈ સલખ કુમાર પણ પોતાના સૈન્યની આગળ આવી સૈનિકોને ઉત્સાહ આપવા લાગ્યો. બેઉ સેના વચ્ચે તુમુલ યુદ્ધ ચાલવા માંડયું. નવી ઉતારેલી તરવારોનાં પાનાં ચઢતા સૂર્યનાં કિરણોથી ચમકવા લાગ્યાં. દોડતા ઘોડેસ્વાર ભાલાવાળાઓની ધ્વજાઓ પવનમાં ફરકવા લાગી અને જોતજોતામાં બેઉ સેનાઓ રણસંગ્રામના મધ્ય ભાગમાં એકઠી થઈ ગઈ. ઘોડાઓના ખોંખારાથી, હાથીઓની ચીસોથી અને ભાટ લોકોના શૌર્યોત્તેજક શબ્દોથી દિશાઓ પૂરાઈ જવા માંડી તથા દરેક દરેક ક્ષણે શરીર રજપૂતો ધરતીને આલિંગન આપવા લાગ્યા અને અસ્ત્ર, શસ્ત્ર, બાણ, બરછી, ભાલા, કટાર અને તરવારો તેમનાં ક્રૂર કર્મ કરવા લાગ્યાં. ગંડસ્થળમાં થયેલા ભાલાના આઘાતથી હાથીઓ ઉપર રુધિરના ફુવારા ઉડવા માંડ્યા. શત્રુની તરવારોથી કપાઈ જતા ઘોડાના અંગમાંથી ઉછળતી ઉના લોહીની છોળોથી રણભૂમિ છંટાવા માંડી અને યંત્રથી ફેંકાયલી શિલાઓની નીચે કચરાઈ જતા પદાતિના ઢગલા થઈ જવા લાગ્યા. અંગમાંથી છૂટતી રુધિરની પિચકારીઓથી યોદ્ધાઓનાં વસ્ત્ર રંગાઈ જવા માંડ્યાં. દુઃખી જનને દુર્લભ ગણાતું મરણ અત્ર સુલભ થઈ ગયું હતું અને ઉછળતાં અસ્ત્રશસ્ત્રથી ભય પામ્યાં હોય તેમ ભય, પ્રીતિ, માયા, મોહ અને કામ મનુષ્યનો ત્યાગ કરી ગયાં હતાં. જગતમાં અપ્રિયમાં અતિ અપ્રિય ગણાતું મરણ યશને અર્થે અત્ર પ્રિયતર થઈ રહ્યું હતું. અપ્સરાઓને વરવા ઉત્કંઠિત થઈ રહ્યા હોય તેમ રજપૂત વીર પુરૂષો દેવપુષ્પની વરમાળાને યોગ્ય કરવા માટે પોતાના કંઠને શત્રુની તરવારથી શોભાવતા હતા. વળી શત્રુની પાસે પણ યશ ગવરાવે એવાં વિક્રમ કરતાં જ વીર પુરુષો ક્ષણે-ક્ષણ રણતીર્થમાં દેહોત્સર્ગ કરતા જણાતા હતા.

અન્યોન્યમાં ભળી જઈ લડાઈ લડતાં વીર સૈન્યોના પગ તળે રુધિરનો કાદવ થવા માંડ્યો. વિખરાઈ ગયેલાં કાક પક્ષવાળાં અને ટપોટપ ધરણી ઉપર કપાઈ પડતાં, ફાટી ગયેલી આંખોને માર્ગે ક્રોધનું વમન કરતાં હોય તેવાં

શૂરવીર સૈનિકોનાં મસ્તક 'અમે ક્ષત્રિય 'ને શોભા આપી અપ્સરાઓને વરવા ગયા છીએ અને તમે પણ તમારા ધર્મ તથા નામને શોભા આપજો ' એમ ઉછળીઉછળીને લડતા વીર રજપૂતોને શીખ દેતાં હોય તેમ રણભૂમિમાં ઉછળવા લાગ્યાં. સત્યાભિમાનના મદથી મત્ત થયેલા વીર પુરૂષો જેમ ઘાસ કાપતા હોય તેમ ભાન ભૂલી જઈ, સ્વજાતિઓના ઉપર તરવાર ચલાવવા લાગ્યા અને મનુષ્યોના અભિમાનથી ઉત્પન્ન થયેલા મહા સંહારકારક સંગ્રામમાં મનુષ્યના દોષથી મુંગાં પ્રાણીના નિર્દોષ પ્રાણ જવા માંડ્યા. રેતાળ જમીન લોહી પી રહી, એટલે રુધિરના વહેળા ચાલવા માંડ્યા અને સૂર્યનારાયણ માથે આવતાંઆવતાંમાં તો હજારો માણસો મરણ પામવાથી પરમારોની સેનાને પાછા હઠવું પડયું. અગ્ર સેનાવલીનો ભંગ થતાંને વાર મોટા દળમાં પણ ભંગાણ પડ્યું અને ભયથી શસ્ત્રનો ઉપયોગ કરતાં અંધ પડી ગયેલા પરમાર સૈનિકોનો ઘાણ ગુર્જર સેનાએ કાઢી નાંખ્યો. કપાઈ ગયેલાં પૂંછડા, કાન અને આંટાં, અંગવાળાં ત્રસ્ત, કાણાં અને આંધળાં ખચ્ચર, ઘોડા તથા બીજાં સૈનિક પશુઓએ લાતો નાંખતાં નાસતાં અને ચીસો પાડતાં સેનામાં મોટો સંક્ષોભ કરી મૂક્યો. સલખ કુમારે અને જેતસીએ ઘણાઘણાયે યત્ન કર્યો પરંતુ ભાગતું દળ રોકાયું નહિ તે નહિ જ રોકાયું. તેમ ભીમદેવના આગ્રહથી ગુર્જર સેનાનીએ થાકી ગયેલા તથા તાપથી હેરાન થયેલા સૈનિકોને પરમારોની છાવણી કબજે કરતાં સુધી નિવૃત્ત પણ થવા દીધા નહિ.

પરમારોનું સૈન્ય ચારે દિશામાં નાશભાગ કરતું હતું એટલામાં લશ્કરી પ્રાણીઓ ભૂંકતાં અને કૂદતાં કૂદતાં છાવણીમાં આવ્યાં, તેથી બાંધેલાં બીજાં પ્રાણી ભડકયાં અને સેનાની સરભરા કરનારાઓ પોતાના સ્વામીની હાર થઈ એમ જાણી ભયથી નાશભાગ કરવા લાગ્યા. સરસામાન મૂકી નાશી જતાં ભડકેલાં પશુઓના પગ તળે કેટલાક કચરાઈ ગયા. લડાઈના વખતમા ગભરાટથી જેટલું નુકસાન થાય છે તેટલું રણસંગ્રામમાં થતું નથી. જેતસીના સૈન્યને આ પ્રમાણે થયું. જેટલા શૂરવીરો રણાંગણમાં શત્રુને શસ્ત્રોત્તર આપતાં મરી ગયા ન હતા તેથી વધારે માણસો નાશભાગ અને ગભરાટમા પડી ઉભે વગડે નાસતાં મરી ગયાં. કિલ્લેબંદી ઉપરના યંત્ર અને છાવણી માંનાં અનાજ, પાણી, અસ્ત્ર, શસ્ત્ર તથા બીજો કેટલોક ઉપયોગી સામાન

ગુર્જર સેનાને હાથ આવ્યો. પરમારની સેના છિન્નભિન્ન થઈ વેરાઈ ગઈ અને ભીમદેવ ચંદ્રાવતીની સરહદમાં આગળ વધી ગયો. પહેલે સપાટે વિજય મળ્યો તેથી સૈનિકોમાં બહુ ઉત્સાહ આવ્યો એટલું જ નહિ પરંતુ તેઓ પરમાર લોક સામે લડી, અમર કીર્તિ મેળવવાને આતુર બની રહ્યા. સાંજ પડતાં શત્રુની પાછળ પડેલા સૈનિકો છાવણીમાં પાછા ફર્યા અને ભીમદેવ પોતે વિજયને માટે તેમને ધન્યવાદ તથા સિરપાવ આપી, ચંદ્રાવતીની સરહદમાં નાંખેલા નવા પડાવ ઉપર ઉજાણી કરાવી, બે દિવસ સુધી વિશ્રાન્તિ લેવાનો હુકમ ફેરવ્યો.

આણી તરફ જેતસી પરમારનું મુખ ઉતરી ગયું. પ્રારંભમાં પરાજય થવાથી તેની આશાઓ ભાગી પડી અને લશ્કરમાં નવી ભરતી કરવાનો વખત આવી લાગ્યો. સલખ કુમાર તેના પિતાની માફક ગુર્જરોથી ત્રાસ પામી ગયો અને સોમેશ્વરની કુમક ઉપર આંખ રાખી ભવિષ્યના સઘળા વિજયની કલ્પનાઓ કરવા લાગ્યો. સેનાપધિપતિએ પોતાના રાજાને તથા કુમારને હિમ્મત આપી અને લશ્કરમાં ભરતી કરવા સારુ શેષ રહેલાઓને લાલચ મળે એવો બંદોબસ્ત કરવાનું કર્યું. ચંદ્રાવતીથી થોડે દૂર વધારે સંગીન પાયા ઉપર ગુર્જર સેનાનો અટકાવ કરવાની ગોઠવણો કરવા માટે લક્ષ દેવાનું તેણે તેમને ફરમાવ્યું. સામંત અને ઉપરિ અધિકારીઓને બોલાવી, પોતાના રાજાની વતી તેમને સારાં સારાં વચન આપી, પરમારોની કીર્તિનું પ્રાણાન્તે પણ રક્ષણ કરવાને ઉત્તેજિત કર્યા અને પોતાથી બને તેટલી ઉતાવળે સૈનિકોમાં વધારો કરવાનું તથા તેમને કવાયત આપવાનું પોતાને માથે લીધું.

ગુર્જર સેનામાં ઉમંગ અને ઉતાવળ સાથે આનંદના અનુભવ થવા માંડ્યા ત્યારે પરમારોએ બળવાન શત્રુની સામે થવાનાં મક્કમ અને ધીરાં પગલાં ભરવા માંડ્યાં. જુદે જુદે રસ્તે નાશી ગયેલા સૈનિકોને તેમણે એકઠા કરવા માંડ્યા. આબુમાંથી જંગલી લોકને બોલાવી, તેમને લડાયક શિક્ષણ આપવા માંડ્યું અને છાવણીની આસપાસ નદીઓનાં પાણી લાવી પરિખાઓ ભરવા માંડી. ધૂળના કોટ, પથ્થરના ઢગલા અને નવાં તીરને માટે સરકટનાં વન કાપવા માંડ્યાં. સૈનિકો નવી કટોકટ તૈયારીથી ઉત્સાહમાં આવવા માંડ્યા, એટલામાં સોમેશ્વરની કુમક આવ્યાના સમાચાર મળ્યા અને જેતસીને

વિજયની આશા બંધાઈ. સોમેશ્વર આવી પહોંચ્યો, એટલે સલખ કુમારે તેની સાથે રહી લડાઈની ફરીને તૈયારી ચલાવવા માંડી. ચાર જનોએ સોમેશ્વરના સમાચાર આપ્યા પછી ગુર્જર સેના આનંદ ઉત્સવનો ત્યાગ કરી કવાયત લેવામાં તથા અસ્ત્રશસ્ત્રની બાજીની નવી નવી સંકલનાઓમાં પ્રવૃત રહેવા લાગી. જેતસીએ તેમના અટકાવ માટે કરેલી છાવણી ભીમદેવ ધારતો હતો તેટલી નજીક ન હતી. બે મજલ કૂચ કર્યા પછી તેઓ શત્રુની સામે જઈ ઉભા રહે એટલું લાંબું અંતર તેમની વચ્ચે હતું. સોમેશ્વરને કુમકે આવ્યો સાંભળી. ભીમ ક્રોધથી અને વેરથી બળી ઉઠયો. તેણે આગળ વધવાની ઉતાવળ કરી, સૈનિકોને લડાયક શિક્ષણ આપવા ઉપર ખાસ ધ્યાન પહોંચાડ્યું. સાંજસવાર લશ્કરી પોષાક પહેરી, સિપાઈઓની છાવણીના મેદાનમાં જઈ, તે કવાયત લેવા લાગ્યો અને સેનાધિપતિ વગેરે ઉપરિ અધિકારીઓ તેની હાજરીથી વધારે સાવધાન રહેવા લાગ્યા.

સોમેશ્વરના મનમાં ભીમ અને ભીમના મનમાં સોમેશ્વર કંટકની માફક સાલતા હતા. ઉભયના મનમાં પોતપોતાનાં પૂર્વનાં વેર ઉભાં થયાં અને એક બીજાને કચરી નાંખવાની તેઓ સામસામે યુક્તિઓ કરવા લાગ્યા. બેઉ બળિયા રાજાઓ પોતાનાં બળ કસવામાં શાહબુદ્દીન જેવા શત્રુને ભૂલી જઈ, સ્વજાતિના સંહારને માટે મહા ઘોર લડાઈની તયારીઓ કરવા લાગ્યા. સોમેશ્વરે પરદેશી શત્રુની સામે જવાનું કામ બાળક પૃથુરાજને સોંપ્યું અને ભીમદેવે તો તેની ઉપેક્ષા જ માત્ર કરી. ઉત્તર તરફના દેશી રાજાઓમાં તેમની અપકીર્તિ થઈ, તોપણ જેસલમેરના ભાટીએ ગુજરાતના બળવાન રાજાને એક વાર ફરી યાદ દેવડાવવાનો યત્ન કર્યો. 'સોમેશ્વર અને ભીમદેવ લડાઈમાં ઉતર્યા છે' એવા સમાચાર જાણીને જ શાહબુદ્દીન ચડાઈ લઈ આવ્યો હતો, એટલે ભાટી રાજાએ માતૃભૂમિના રક્ષણ માટે ભીમદેવની આંખ ઉઘાડવાનો યત્ન કર્યો તે વાસ્તવિક જ હતું.

સાંજની કવાયત લઈ આવી એક વાર ગુર્જરેશ્વર ભીમદેવ જ્યારે પોતાના સામંતોની સાથે કિનખાબના બુટ્ટેદાર તંબુમાં સભા ભરીને બેઠો હતો ત્યારે છડીદારે આવી નમન કરી ભાટી રાજાનો દૂત આવ્યાના

ખબર આપ્યા. રાજાએ દૂતને અંદર બોલાવ્યો અને વડા પ્રધાને તેના હાથમાંથી ભાટી રાજાએ આપેલો લખોટો લઈ રાજાના હાથમાં આપ્યો. કાગળ વાંચી, ભીમદેવ મુંછમાં હસ્યો અને પત્ર પ્રધાનના હાથમાં પાછો આપતાં બોલ્યો કે પ્રસંગની બલિહારી છે. આવે વખતે શાહબુદ્દીન ઘોરી આમ બોલે તે પણ ખરૂં છે. એના બોલે બોલ ખરા છે કે 'આ ધરતી હિન્દુ કે મ્લેચ્છ કોઈની નથી, પણ તરવારથી રાખે તેની છે.' પ્રધાને પત્ર વાંચી દૂતને વધારે પૂછ્યું અને તે જાતનો ભાટ હોવાથી રૂંવાં ઉભાં થાય તેવો શાહબુદ્દીનની ચઢાઈનો હેવાલ તેણે સભાને વિદિત કર્યો.

એ સાંભળી, છાવણીનું વાતાવરણ વીરરસમય થઈ રહ્યું અને દરેકના મનમાં આર્યભૂમિના રક્ષણ માટે લાગણી થઈ આવી. ગોહિલ સામંત જેણે આર્ય શાસ્ત્રોનો અભ્યાસ કરેલો હતો અને જે સંપમાં જ બળ છે એમ જાણતો હતો તે બોલી ઉઠ્યો કે, “માંહોમાંહેની આ લડાઈ આપણે બંધ કરવી જોઈએ અને સર્વેને સામાન્ય શત્રુની સામે એકત્ર રાજપૂત બળથી માતૃભૂમિનું રક્ષણ કરવા જવું જોઈએ. આર્યાવર્તના ક્ષત્રિયોને માટે આ પ્રસંગ બહુ બારીક છે. જે સમયે પરદેશીઓ અહીં આવે તે સમયે આપણે અંદરઅંદરના કલહને દૂર કરી એકત્ર થવું જોઈએ. મહાભારતમાં ધર્મરાજ યુધિષ્ઠિર રાજાએ જ્યારે યક્ષો કૌરવોની સામે આવ્યા ત્યારે ભીમને તેમની સહાયે જવાનું સમજાવતાં કહ્યું હતું કે 'હે ભીમ ! તું આપણા બંધુઓની વહારે જા. જ્યારે આપણે અંદરઅંદર કલહ કરતા હોઈએ ત્યારે કૌરવો સો અને આપણે પાંચ છીએ. પરન્તુ બીજા કોઈ શત્રુની સામે થવાનું હોય ત્યારે તો આપણે એકસો ને પાંચ ભાઈઓ છીએ, એમ બતાવવું અને વર્તવું જોઈએ.' મારા મિત્ર સરદારો, અત્યારે આપણે પણ આખા આર્યાવર્તના રાજપુત્રોએ એકત્ર થઈ આપણું બળ પરદેશીઓ સામે બતાવવાનું છે. સ્ત્રી, ધન અને મમત્વના ઝઘડાઓ આપણી સમક્ષ રજુ થયેલા પ્રશ્ન આગળ કંઈ જ વિસાતમાં નથી. આજ સુધી આપણે સર્વ એકત્ર બળથી પરદેશીઓ સામે ટક્કર લેતા રહ્યા છીએ. આર્યાવર્તના તમામ રાજાઓ પોરસ સાથે સિકંદરની સામે ચઢ્યા હતા અને મહમ્મદની ચાળીસ સ્વારીઓ આપણે સર્વેએ એકત્ર બળથી કાઢ

સવારે પાછી હઠાવી હતી. તો શા માટે આ પ્રસંગે આપણે એકત્ર બળથી શાહબુદ્દીનની સામે ન જવું અને માંહોમાંહેના કલહમાં શત્રુને ઘરમાં આવવા દેવો? કાલિયાર મૃગો પોતે લડતા હોય ત્યારે પૂર દ્વેષથી લડે છે; પરંતુ મનુષ્ય કે બીજા કોઈ પ્રાણીને જ્યારે તેઓ પોતાની તરફ આવતું જુએ છે ત્યારે તરત જ પોતાનું લડવું એક બાજુએ મૂકી બેઉ તેની સામે ધસી જાય છે, તેમ વીર બન્ધુઓ ! આપણે પણ આપણી આ અંદરઅંદરની લડાઈ એક બાજીની માફક ઉપાડી નાંખી, એકત્ર થઈ, આર્યાવર્તના સર્વસામાન્ય શત્રુની સામે જઈ, માતૃભૂમિનું રક્ષણ કરી. આપણા રજપૂતનો રંગ રાખવો જોઈએ. ચાલો અંદરઅંદરના વેરને ખંખેરી નાંખી, ખડા થઈ જાઓ."

વાઘેલ સામત અમરસિંહને સંબોધી બોલ્યો કે "ચોહાણ સાથે આપણે પતાવી દેવું અને એકઠા થઈ મુલતાનની સામા થવું, યુદ્ધમાં એનો અન્ત આણવાથી આપણા હાથમાં ઘણોક દેશ આવશે અને જગતમાં કીર્તિ વધશે."

સામંતો આ પ્રમાણે બોલ્યા અને સભાજનોનાં મસ્તક હાલ્યાં એક પછી એ પરંતુ ભીમદેવની એવી ઇચ્છા હોય એમ જણાયું નહિ. એટલે અમરસિંહ વાઘેલ સામતના કાનમાં કહ્યું કે "તમે કહો છો એ સર્વ વાત સાચી. પણ રાજાને તે રૂચતી લાગતી નથી. માટે મૌન રાખવામાં જ લાભ છે."

અમરસિંહ આમ વાત કરતો હતો એટલામાં રાજાનું મન જાણવામાં ચતુર રાણિંગ ઝાલો બોલ્યો કે "બધી વાત ખરી પણ યુદ્ધને વખતે તો યુદ્ધની જ વાત કરવી જોઈએ. બીજી વાત શા કામની? આપણે સાવધાની માત્ર એટલી જ રાખવી કે શાહની સાથે શત્રુતા બંધાય નહિ."

સભામાં મતભેદ જણાયો. રાજા અને સામંતો મૌન રહ્યા અને સર્વત્ર નીરવતા પ્રસરી રહી. ભોળા ભીમદેવની આ સભામાં ઘણા ડાહ્યા અને સ્વદેશાભિમાની પુરૂષો હતા. પરંતુ ભોળો ભીમદેવ પોતાના નામનો મહિમા રાખી, કોઈની વાત કાને ધરશે નહિ એમ જાણી, સર્વે મૌન રહ્યા. ગુજરાતના ડાહ્યા દીર્ઘદૃષ્ટિ અને વિદ્વાન્ પુરૂષોએ જો આ વખતે વિરૂદ્ધતા છતાં પણ માતૃભૂમિના રક્ષણને અર્થ ક્ષણ વાર રાજાના મનને અપ્રિય લાગે એવું પણ પરિણામે સુખકર ભાષણ કરવાની હિમ્મત ધરી હોત તો ભીમદેવનો મત ફેરવાત અને આપણી આર્યભૂમિ મ્લેચ્છ

લોકના હાથમાં જાત નહિ, પરંતુ तादृशी जायते बुद्धिर्यादृशी भवितव्यता આ, પ્રાચીન કાળના મહર્ષિઓનું સત્યકથન સભામાં ખરૂં પડ્યું. સમજનારા મનમાં સમજી, મન મારી, બેસી રહ્યા અને મહા મમતિલો, અભિમાની ભીમદેવ ભોળો બોલ્યો કે "શાહબુદ્દીન તો શું પણ આર્ય પ્રજાનો કાળ પોતે ચઢી આવે તોપણ હું તેની સામે જવાનો નથી. જે માણસ એક વાર અપમાન સહન કરે છે તે વારંવાર અપમાન પામે છે અને રણે ચડેલો રજપૂત જો પાછો ફરે છે તો તેને નરક પ્રાપ્ત થાય છે. રજપૂતના ભાગ્યમાં તો જન્મમરણનો ફેરો પોતાની તરવારથી ટાળવાનું જ લખ્યું છે. શાસ્ત્રમાં ક્યાં નથી કહ્યું કે–

**आहवेषु च ये शूराः स्वाम्यर्थे त्यक्तजीविताः ।**
**भर्तृभक्ता कृतज्ञाश्च ते नराः स्वर्गगामिनः ॥**

વળી હિન્દુઓમાં ચૌહાણ અને પરમાર એ બે મોટા યોદ્ધાઓ ગણાય છે માટે જ્યારે ચૌહાણ અને પરમારનો મદ ઉતારીશ ત્યારે જ હું ઘોરી સામે ચઢીશ."

આમ મક્કમ વિચાર જણાવી, ભોળા ભીમદેવે સભા વચ્ચે આકરા સોગન ખાધા અને માતૃભૂમિને માટે લાગણીવાળાઓ ચરચરતા મને મૌન જ બેસી રહ્યા. સભા બરખાસ્ત કરતાં બીજે દિવસે સવારે છાવણી ઉપાડવાનો આદેશ થયો અને સામત રજપૂતો ઘોરીવાળી વાત સભામાં ખંખેરી ચાલતા પ્રસંગમાં પ્રવૃત્ત થવાને ઉત્સાહભેર પોતપોતાના તમ્બુમાં ગયા.

ચૌહાણો વેદધર્મને માન આપનારા અને શિવ, વિષ્ણુ તથા શક્તિને માનનારા હતા. પરમારો અમ્બા ભવાનીના ભક્ત હતા અને ગુજરાતના રાજાઓ બહુધા જૈન મતને માન આપનારા હોવા છતાં વૈષ્ણવ હતા. સિદ્ધરાજના રાજ્યના પાછલા ભાગથી ગુજરાતમાં જૈન લોકોનું જોર વધવા માંડ્યું હતું. જ્યારથી કુમારપાળ રાજાએ જૈનોના આશ્રયથી રાજ્ય મેળવ્યું ત્યારથી જૈન મત તેના રાજ્યનો રાજ્યધર્મ બની રહ્યો હતો. ભોળો ભીમદેવ જૈન મતનો તો ન હતો, પરંતુ તેના સલાહકારોમાં જૈન મતવાળાઓનું જોર વધારે હતું અમરસિંહ સેવડો જે હડહડતો જૈન હતો, તેણે ચદ્રાવતીમાં જૈન મત દાખલ કરવાનો આ લડાઈથી

હેતુ રાખ્યો હતો. જેતસી પરમાર ઉપરના દ્વેષે તે ઉશ્કેરાયલો હતો. રાજાને તેણે જ પાનો ચઢાવેલો હતો. એટલે ભોળો ભીમદેવ શાહબુદ્દીન તરફ લક્ષ આપે એમ ન હતું. હુકમ આપ્યા પ્રમાણે ગુજરાતનું દળ પછી આગળ વધવા માંડ્યું. સોમેશ્વરે ગુર્જરેશ્વરની સામે થવાની તૈયારી કરી રાખી હતી. કેટલીક અડચણો વેઠી, ત્રીજે દિવસે સાંજે તેઓ શત્રુની સામે જઈ ઉભા. સોમેશ્વરે તેમને વિશ્રાન્તિ લેવાનો વખત આપ્યો નહિ અને રાત્રિયુદ્ધ મડાયું. ગુર્જરેશ્વરનું સૈન્ય આવી પહોચતાં જ શત્રુઓએ લડાઇનાં વાજાં વગાડી, કરેલી કિલ્લેબંધીની આગળ વધી, લડાઈની શરૂઆત કરી. પ્રારંભમાં લડાઇમાં કંઈ દમ જેવું લાગ્યું નહિ. પરંતુ પાછળથી ભીમદેવ હાથી ઉપર ચઢી મોખરે ઉભો. સોમેશ્વરના સામંતોએ પણ પાડાઓને શિંગડે મશાલો બાંધી, બખ્તર પહેર્યાં. ચોહાણના રાજભાટે સેનાવલીની મુખ્તિયારી લીધી અને ગુજરાતના દળ ઉપર હુમલો કર્યો. ભીમદેવે આગળ હાથીઓ રાખ્યા હતા, એટલે શત્રુઓ એકદમ ગુજરાતી લશ્કરમાં દાખલ થઈ શક્યા નહિ. ઝાલા રજપૂતો ઘોડા ઉપર ચઢી, ભીમના હાથીની આસપાસ વિંટાઈ વળ્યા. શત્રુઓના હલ્લા સામે હાથીઓ અને ઘોડેસ્વાર ઝાલાઓ કોટની માફક ઉભા રહ્યા. ભીમદેવના લશ્કરમાં અજવાળું ન હતું અને સામેનું અજવાળું તેની સેનાને ઝંખાવી નાંખતું હતુ. ઝાલા ઘોડેસ્વારોએ પહેલું પગલું એ ભર્યુ કે શત્રુની મશાલોનું અજવાળું ઓલવી નંખાવ્યું. અજવાળાનો નાશ થતાં બેઉ સેના એકત્ર થઈ ગઈ અને શૂરમાં આવેલા રજપૂતો પારકા અને પોતાના ઉભયના માણસો ઉપર શસ્ત્ર ફેરવવા લાગ્યા. ગુજરાતી લશ્કર મરણિયું થઈ લડ્યું, પણ કંઈ વળ્યું નહિ. તેઓ માંહોમાંહી કાપાકાપી કરવા લાગ્યા અને ઘણા માણસો ધારાતીર્થમાં સ્નાન કરી, પરલોક પામ્યા. આવી અંધારાની કાપાકાપીમાં ભીમદેવનો હાથી મરાયો. તે પગપાળો થઈ રહ્યો. પણ કોઇએ તેને ઓળખ્યો નહિ. તરવાર તાણી તેણે શત્રુઓના ટોળામાં ઘુમવા માંડ્યું. ઘણાઓના પ્રાણ લીધા પછી એક સૈનિકની ગદા વાગવાથી તેની તરવાર ભાગી ગઈ, ભીમદેવે કમ્મરે હાથ નાંખ્યો અને કટાર ખેંચી શત્રુઓના હૃદયનું લોહી તેને પાવા માંડ્યું. તેણે એકલાએ જંગ મચાવી ત્રાસ ફેલાવ્યો. પરંતુ આખરે નિરાશ થઈ તેનો

પાછા ફરવું પડ્યુ. અંધારામાં ઘણા માણસો માર્યાં ગયા. ગુજરાતની સેના પંથ કરવાથી થાકી ગઈ હતી તે શત્રુને જવાબ દઈ શકી નહિ. મોડી રાતે ગુજરાતના થાકેલા સૈન્યને હરાવી અથવા ત્રાસ પોકરાવી ચૌહાણો પાછા ફર્યાં અને ભીમદેવનું સૈન્ય થોડું પાછળ હઠી છાવણી નાંખી પડ્યું. થાક અને લડાઈથી હારી ગયેલા ગુર્જરો અન્ન પાણી ન લેતાં વિશ્રાન્તિ લેવા ગયા. પરંતુ ચૌહાણની છાવણીમાં તો આખી રાત વિજયનાં વાદિત્ર વાગ્યાં.

ભીમદેવ આ બનાવથી વધારે ક્રોધાતુર થયો. વહાણામાં તેણે સામંતોને તેડી ચતુરંગિણી સેના તયાર કરાવી અને ક્રોધનું વમન કરતો હોય તેમ શૂરવીરોના સામું જોઈ બોલ્યો કે શત્રુને 'કચરી નાંખીશ ત્યારે જ હું અન્ન લઈશ.' વળી ગણિગ ઝાલાને સંબોધી, તે બોલ્યો કે "મદોન્મત્ત હાથી જેમ ઝાડવાંને ઉખેડી નાંખે તેમ તમે શત્રુના સરદારોને સંસારરૂપી ક્ષેત્રમાંથી ઉખેડી નાંખો અને આબુના પર્વતમાં વાસ કરી રહેલા તથાપિ અભિમાનથી મત્ત થયેલા જેતસી પરમાર રૂપી વકરેલા ઉંદરને દરેક દરે દરમાંથી શોધી કાઢી, અણહિલવાડના લોહપિંજરમાં કેદ કરો. ગુજરાતના ભિલ્લ અને કાઠિયાવાડના કાઠી રણસંગ્રામમાં ઘણા શૂરવીર છે, માટે તેમને વીર રસ ઉત્પન્ન કરે એવાં પ્રાચીન કવિઓનાં કવિતો સંભળાવી ઉશ્કેરો. હે વીર સરદારો ! આવો અલભ્ય લાભ તમને પછી ક્યારે મળવાનો છે ? યુદ્ધમાં થતા હુંકારરવ મારા હૃદયને આનંદ આપે છે. રણનાં વાદિત્રો મારા કર્ણમાં વીર રસની પખાલો રેડે છે અને જ્યારે વિજળીના ચમકારા જેવી તરવારોનાં પ્રતિબિંબ મારા મસ્તક ઉપર થઈને પસાર થાય છે ત્યારે જ હું દેખતો હોઉં એમ મને લાગે છે. તરવારના ઝબકારા જોવા એ જ ક્ષત્રિયની આંખનું સાર્થક છે. હે વીર પુરુષો ! તમે યાદ કરો કે દેહને કષ્ટ આપનારા અને મહા ઉગ્ર તપ કરનારા તપસ્વીઓને પણ જે વિમાન નથી મળતાં તે વિમાન તમે રણમાં પડીને સહજ વારમાં પ્રાપ્ત કરો છો.' એ શું તમારાં ઓછાં ધનભાગ્ય છે ? વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણચન્દ્ર મહાભારતના યુદ્ધમાં હઠીલા થઈ ઉભા રહેલા અર્જુનને કહેલાં વચનો યાદ કરો કે—सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमादृशम्। માટે હે વીરો ! સોમેશ્વરની સાથે યુદ્ધ કરવાનો તમને આ અતિ ઉત્તમ પ્રસંગ મળ્યો છે

તેને સુભાગી કરો. મેઘની ગર્જના સાંભળીને સિંહ જેમ ગિરિ ગુફાઓ-માંથી પ્રતિગર્જના કરી બહાર નીકળે છે તેમ શત્રુનાં રણવાદ્ય સાંભળી, હુંકાર શબ્દ કરી, તમે શિબિરોમાંથી બહાર નીકળો અને રાહુ જેમ ચન્દ્રને ગળી જાય તેમ શત્રુને ગળી જાઓ. આપણી સંખ્યા બહુ મોટી છે, છતાં કદાપિ નાની હોય તો પણ શું થયું? રાજવિદ્યાશાસ્ત્રોમાં કહ્યું છે કે

**सुभटाः शीलसम्पन्नाः संहताः कृतनिश्चयाः ।**
**अपि पंचशत शूरा निघ्नन्ति रिपुवाहिनीम् ॥**

કૃતનિશ્ચયવાળા પાંચસેં સુભટો હોય તોપણ તેઓ શત્રુની મોટી સેનાનો ઘાણ કાઢી નાંખે છે. જેને જીવતર વહાલું હોય તે અત્ર હથિયારનો ત્યાગ કરી ભગવાં પહેરો, અને જેને રજપૂતાણીએ જણ્યા હોય તથા જે પોતાની માતાની કૂખને શોભા આપવા ઇચ્છતા હોય તે શસ્ત્ર ખેંચી, મારી સાથે રણે ચઢો. આ ક્ષુદ્ર દેહની માયાનો ત્યાગ કરી, હું સોમેશ્વરની સામે રણમાં પડવાનો છું. માટે તમે પણ સાવધાન થઈ યુદ્ધ કરો, ગુજરાતની ભૂમિને જશ આપો અને તમારાં પસાયતાંના ભોગવટાને અચળ કરો. જેને પતિવ્રત વ્યાપ્યું છે એવી કોમળાંગી સતીઓ જેમ ઉછળતી આગમાં નિઃશંકપણે પેસે છે તેમ ઉછળતાં અસ્ત્રશસ્ત્રથી કાયરોનાં કાળજાંને કંપાવી નાંખે એવા રણમાં ઉતરવાને નિઃશંક થઈ આગળ પડો.”

ભીમદેવના આ ભાષણથી ઉશ્કેરાયલા સરદારો અને સૈનિકો પછી જીવતરની લાલસા છોડી, સોમેશ્વરની સામે થયા. કહ્યું છે કે,—

**पुरस्कृत्य बलं राजा योधयेदवलोकयन् ।**
**स्वामिनाधिष्ठितः श्वापि किं न सिंहायते ध्रुवम् ॥**

અર્થાત્ સ્વામીથી ઉશ્કેરાયલો કૂતરો પણ સિંહ જેવો વિકરાળ થઈ જાય છે તો પછી આ વીર રજપૂતો ઉશ્કેરાઈ જઈ શત્રુની સામે કાળ જેવા બની જાય એમાં શું આશ્ચર્ય! કાજળના ડુંગર જેવાં વાદળો જેમ અષાડ માસના આકાશને ઘેરી લે તેમ શ્યામ વર્ણના ભિલ્લલોકની પલટણોએ પ્રથમ વ્યૂહ રચતાં આબુ પાસેના રણસંગ્રામને ઘેરી લેવા માંડ્યું. કાળાં વાદળ-માંથી જેમ વિજળીઓ ચમકે અને ગર્જનાઓ થાય તેમ મદોન્મત્ત હાથીઓ ઉપરથી ભાલાનાં ફળો ઝળકવા માંડ્યાં. શત્રુઓને બોલાવતા વીર પુરુષોના

આક્રોષથી પદાતિની રજે કરીને ધુસર થયેલા વાતાવરણમાં ગર્જનાઓ થવા માંડી. હાથીઓની ચીસોથી અને ઘોડાઓના ખોંખારાથી વનાંતરો શબ્દાયમાન થયાં અને ત્રસ્ત થયેલા મયૂરોના કેકારવના અનુકરણે કરીને ભીમની સેનાનો ભય આજુના આ પ્રાંતથી પેલા પ્રાંત સુધી પ્રસરી ગયો. ધાતુ અને કંકરને દળી નાંખતો ડુંગર ચાલતો હોય તેમ ઘંટાના અને સાંકળના ખણખણાટથી ગતિનું સુચન કરતા હાથીઓ ધરતીને દબાવતા રણભૂમિમાં આવવા માંડ્યા અને કાદંબરીની આગળ જેમ સારસપંક્તિ શોભતી હોય તેમ તેમનાં દંતુશળની હારો શોભવા માંડી. પદાતિ, ઘોડેસ્વાર અને ઊંટ ઉપરની જંજાળોવાળાઓથી મહા સાગર ઉધલ્યા હોય એમ દેખાવા માંડયું. મોટા મોટા રથીઓ રથમાં બેસી રણમાં ઉતર્યા. તેમની વચ્ચે હાથી ઉપર બેઠેલો અને મસ્તક ઉપર સોનેરી છત્ર ધરાયલો ગુજરાતનો રાજા ભોળો ભીમદેવ જેમ સોમેશ્વરને મારવા સાક્ષાત્ કાળ ઉતરી આવ્યો ના હોય તેમ સેનાના મધ્ય ભાગમાં દેખાવા માંડયો.

પરમાર અને ચૌહાણોએ સામી બાજુએ તેવા જ મોટા દબદબાવાળી તૈયારી કરી અને કણ્ ચૌહાણને સેનાધિપતિના પદ ઉપર હાથીએ ચઢાવ્યો. ભેરી, મૃદંગ અને પણવના અવાજો થયા તથા રણમાં આવી સિંહનાદ કરી, કણ્ ચાહાણે લડાઈ જાહેર કરી. નવી મેઘમાળામાંથી જળાસાર થાય તેમ ઉભય સેનામાંથી બાણના વરસાદ વરસવા માંડ્યા અને હાથીના મસ્તકનું રક્ષણ કરનારાઓએ વૃદ્ધ ગેંડાના ચામડાની ઢાલોની પરીક્ષા લેવા માંડી. ગુંળણું વળી જાય એવી અને શત્રુને કાળની જીભ જેવો ભય ઉત્પન્ન કરાવનારી તરવારોનાં પાનાં રૂધિરથી રંગાઈ જવા માંડયાં, ભાલાની લાકડીઓ રૂધિરના રેલાથી લાખાઈ જવા માંડી અને ભયંકર યુદ્ધ ચાલવા માંડયું. કણ્ ચૌહાણે ત્રણ પ્રહર સુધી ભારે પરાક્રમે કરી પોતાની તરવારને શોભાવી, એટલું જ નહિ પરન્તુ છેવટ તેણે ગુજરાતના સૈન્યમાં ત્રાસ વર્તાવી દીધો. ગુજરાતના સૈન્યમાં ભય પેઠો અને લડૈયા કંઈક નરમ પડતા જણાયા. એટલે તીરોના, ભાલાના અને તરવારોના ઘા લાગવાથી જર્જરિત થઈ ગયેલા પોતાના બંધુને દૂર કરી, સોમેશ્વર મોખરે આવ્યો. તેણે નમતા ગુજરાતીઓની ઉપર સખત હલ્લો કર્યો. પરન્તુ ભીમદેવ ત્યાંથી દૂર ન હતો. હાથીના પગ

સીકડાવી લઈ ભીમદેવ મક્કમ થઈ ઉભો રહ્યો અને તેની મક્કમતાએ ઝાલાઓને શૌર્ય ઉત્પન્ન કર્યું. આગળના થાકી ગયેલા અને શસ્ત્રોથી છુંદાઈ ગયેલાં અંગવાળા સૈનિકોને દૂર ખસેડી, તેઓ ભિલ્લ પલટણની સાથે આગળ વધ્યા અને ભીમદેવે ગર્જના કરી તેમને ઉત્તેજન આપ્યું. સોમેશ્વરે પણ સામે જ નીડરતાથી મારામારી ચાલુ રાખી. વિજળીની ઝડપે હથિયારો ચાલવા માંડ્યાં અને ટપોટપ કપાઈ પડતા માણસોનાં શરીર ઉપર થઈ થઈને સિપાઈઓ કત્લ ચલાવવા લાગ્યા. ઘોડેસ્વાર પલટણે ઘોડેસ્વાર સાથે અને પાયદળ પાયદળ સાથે ભળી જઈ ભયંકર કાપાકાપી કરવા માંડ્યું. સોમેશ્વર અને ભીમદેવ એક બીજાની સામસામી આવી ગયા અને મારવું યા મરવું એવો દૃઢ નિશ્ચય તેમના બેઉના મુખ ઉપર દેખાવા માંડી. પૃથુરાજ રાસામાં આ યુદ્ધપ્રસંગને ચંદ બારોટે બહુ જ અચ્છી રીતે વર્ણવ્યો છે અને ફારબસ સાહેબ તેને આધારે રાસમાળામાં સોમેશ્વર અને ભીમદેવના યુદ્ધને આ પ્રમાણે વર્ણવે છે:—

"સોમેશ્વર ચૌહાણ અને ભીમે ભયંકર યુદ્ધ મચાવ્યું, પૃથ્વી ઉપર ત્રાસ વરતાઈ ગયો અને જાણે પર્વતની સાથે પર્વત ટીંચાતા હોય એમ દીસવા લાગ્યું, મડદાં ઉપર મડદાં પડવા લાગ્યાં, લોહીની નદીઓ વહેવા લાગી અને પૃથ્વી જેમ વર્ષાદથી રસબસ થઈ જાય તેમ લોહીથી થઈ ગઈ. યુદ્ધના મદથી ઉશ્કેરાઈને યોદ્ધાઓ સરસ પાણીવાળાં શસ્ત્રો વડે લડવા લાગ્યા. પ્રાણની સાથે પ્રાણ મળી ગયા. એક અપ્સરા વર વિનાની રહી નહિ, બન્ને પક્ષના ઘણા ઘાયલ થયા, પણ કોઈએ રણક્ષેત્ર છોડ્યું નહિ, અથવા પીઠ બતાવી નાઠું નહિ. જામ યાદવ જાણે હમણાં પૃથ્વીનો નાશ કરી નાંખશે, એમ પોતાના મિત્રોની જમણી બાજુએ ગાજી ઉઠ્યો, તેના સામો બેંગાર પૃથ્વી ઉપર અગ્નિના ભડકા સરખો થઈને આવ્યો, પ્રતિષ્ઠાની ઘાટીમાં બન્ને જણ સપડાઈ ગયા, અને જેમ બે ઉન્મત્ત સાંઢ લડે તેમ બન્ને જણ લડ્યા. તેઓએ હાથીઓને મારી પાડ્યા, તે કાળા પર્વતમાંથી જેમ લોહીનાં વહેળિયાં વહેતાં હોય એવા દીસવા લાગ્યા. અને દેવ દૈત્ય તથા પાતાળના સર્પ તેઓને જોઈને આનંદ પામવા લાગ્યા અને આકાશમાંથી ફૂલનો વર્ષાદ વરસવા લાગ્યો.

"ડાબી બાજુએ ધોળા હાથી ઉપર બેસીને બળીભદ્ર લડવા લાગ્યો, તેના ઘોડા પણ ધોળા હતા, ઘણ્ટમાળ અને ઘંટના નાદ ભારે થતા હતા. સોમેશ્વર જાતે આગળ ધપ્યો અને જ્યારે મુચકુંદ પોતાની ઉંઘમાંથી જાગી ઉઠ્યો ત્યારે તેની જેવી આંખો થઈ હતી તેવી આંખો થયેલી એવા ગુજરાતને ધણી તેને જોયો. બૃહસ્પતિ અને શુક્રની લડાઈમાં મન્ત્ર ઉછળતા હોય તેમ બન્ને રાજાઓની વચ્ચે બાણ ઉડવા લાગ્યાં. દેશના રક્ષક બન્ને રાજા હતા; બન્ને છત્રપતિ હતા; બન્ને કવચ ધારણ કરેલાં હતાં; બન્નેના મુખ આગળ રાજડંકા થતા હતા; બન્ને ઘણા પહેલવાન હતા; બન્ને જણા હિન્દુઓની સીમા હતા; અને બન્ને જણા ક્ષત્રિયપુત્રો હતા. ચોમાસાની કાળી અને તોફાની રાતે પર્વતો ઉપર દવ બળતો દેખાય છે તેમ રણક્ષેત્ર દેખાતું હતું. રણવાદિત્ર વડે મહાદેવ પોતાના ધ્યાનમાંથી જાગી ઉઠ્યા અને નાચતા તથા કૂદતા બહુ આનન્દ પામીને પોતાની રુણ્ડમાળમાં માથા પરોવવાને તૈયાર થયા. નારદ પણ આનંદિત થયા. અપ્સરાઓ પણ વિમાનમાં બેસીને આકાશમાં એક બીજા સાથે કજીઆ કરવા લાગી. યક્ષ અને ગંધર્વ પણ આ ચમત્કારિક દેખાવ જોઈને ગાભરા બની ગાભરા ગયા, અને તેમણે જાણ્યું કે હવે દુનિયાંનો લય થવાની વેળા આવી. જે યોદ્ધાઓ આ રણયાત્રામાં પડ્યા તેઓ વૈકુણ્ઠ પામ્યા, સોમેશ્વર ચૌહાણ ખરો યોદ્ધો રણ સંગ્રામમાં પડ્યો. તેના સાંમતોએ જાણ્યું કે શૌર્યથી લડતાં લોહીલુહાણ થઈને તે ખરેખરો પડ્યો અને તેની પછવાડે તેઓમાંના કેટલાક આ દુનિયાં-માંથી મુક્ત થવાને પડ્યા. ભારતમાં જેવું રણક્ષેત્ર થઈ પડ્યું હતું તેવું આ રણક્ષેત્ર થઈ પડ્યું. સોમેશ સોમેશ પાસે જઈ પહોંચ્યો અને તેનું શરીર જે તત્ત્વોનું બન્યું હતું તે તત્ત્વોમાં ભળી ગયું. ભીમે હાથી હાલતો બન્ધ કર્યો. જયજયના અવાજ પૃથ્વી ઉપર ગાજી રહ્યા અને દેવતાઓ 'હાય! હાય!' ના પોકાર મારવા લાગ્યા, કેમ કે સોમેશ્વરે સ્વર્ગ સંપાદન કરી લઈને તેઓને વિઘ્ન કર્યું."

ભીમદેવનો વિજય થયો અને પરમારો શાન્ત પડી ગયા. જેતસી અને તેનો યુવરાજ સલખ કુમાર રણમાંથી નાશી ગયા. સૈનિકો કત્લ થઈ ગયા અને મુવા ટીટયા લોક ત્રાસ પોકારતા ચન્દ્રાવતી ગયા. નગરમાં હાહાકાર થઈ રહ્યો, ગૃહસ્થ લોક બન્યું તેટલું ધન લઈ પાસેનાં ગામ-

ડાંમાં નાશી ગયા અને લફંગા ચોર લોકોએ શહેરમાં લુંટફાટ ચલાવી. રાજમહેલ ખાલી કરી રાજા આડમાર્ગે માળવા તરફ ઉતરી પડયો. અને વધ્યાઘટયા ચોહાણ રજપૂતો અજમેર તરફ પલાયન કરી ગયા. ચંદ્રાવતી નગર જે આરસપહાણની સુંદર બાંધણીથી બાંધેલું બહુ જ આબાદ શહેર હતું, તે શત્રુના આવતા પહેલાં નગરના ચૂર્ણ માણસોએ વસણાડયું. વિજય તથા પછી તરત ભીમદેવ ચંદ્રાવતી ગયો, લોકને અભયવચન આપ્યાં અને આખા પરગણામાં જે અરાજ્ય ચાલી રહ્યું હતું તેનો બંદોબસ્ત કર્યો. ઇચ્છનકુમારી અચળગઢ ગયાના અને પૃથુરાજ તેને ત્યાંથી અજમેર લઈ ગયાના સમાચાર તેને નગરમાં જતાં મળ્યા. ભીમની આશા અધુરે ગઈ અને મિથ્યા જ આ પ્રમાણે ચન્દ્રાવતીનો નાશ થયો.

---

## પ્રકરણ ૬ ઠું

### પૃથુ અને ઘોરી

ઇચ્છનકુમારીને અજમેરમાં લાવી, પૃથુરાજ પિતાની આજ્ઞા પ્રમાણે ઉત્તર તરફના રજપૂત રાજાઓને જઈ મળ્યો અને સર્વેએ પંજાબની સરહદ ઉપર એકઠા થઈ ઘોરીને સિંધુ નદી ઉતરતો અટકાવવાની ગોઠવણ કરી. ચોહાણ અને સોલંકીને લડાઈ ચાલતી હતી એટલે શાહબુદ્દીને ધાર્યું હતું કે તે કોઈ પણ જાતના અટકાવ વગર સિધ્ધો જ અજમેર જઈ શકશે. પરંતુ સિંધુના કિનારા ઉપર સૈન્ય લઈ પડેલા રાજાઓની ખબર પડી, એટલે તેણે પોતાનો રસ્તો બદલ્યો. પહાડી મુલકમાં થઈ સિંધને આડ રસ્તે રજપૂતસ્થાનમાં પેસવા સારૂ તે બલુચીસ્તાન તરફ ફંટાયો. પરંતુ એ સમાચાર જાસુસોએ આર્ય રાજાઓને આપ્યા, એટલે તેમણે મોટી સેનાના ભાગ પાડી, જુદા જુદા પ્રસિદ્ધ અને નાના આડ માર્ગો રોકવાનો વિચાર કર્યો. મોટા દળને એક ઠેકાણે રાખી, ભાટીના યુવરાજને તેનો ઉપરિ બનાવ્યો અને બીજા ભાગની સેના સાથે પૃથુરાજને શાહબુદ્દીનની પ્રગતિને રોકવાની વિનંતિ કરી. જુવાન

ચૌહાણ રાયે એ ગોઠવણ માન્ય રાખી અને પોતાની સેના સાથે તે વાયવ્ય ખુણા તરફ ઘોરીની હિલચાલના સમાચાર રાખતો રજપૂતસ્થાનની તે કાળની સરહદ ઉપર ફરતો રહ્યો. કેટલુંક ચક્કર મારી ઘોરી રજપૂતસ્થાન તરફ આવ્યો અને ચૌહાણની સાથે રણમાં ઉતર્યો.

પૃથુરાજ ઘોરીની ચાલાકીથી અજ્ઞાન ન હતો. મુસલમાનોની લડાઈની રીતભાત તે જાણતો હતો. બેઉ એક બીજાના અભિમાનમાં મસ્ત હતા. તથાપિ ' મુસલમાનો દગાથી આપણને જેર કરશે ' એવો ચૌહાણને શક હતો અને એ શકને લીધે જ રાત્રિએ પણ બેદરકાર રહેતો નહિ. ચૌહાણના સૈનિકો બાંધે હથિયારે જ નિદ્રા કરતા હતા. બે ચાર દિવસ સુધી રોજ થોડી થોડી વાર ઝપાઝપી થાય અને બન્ને સેનાઓ રણમાંથી વિખરાઈ જાય. આ પ્રમાણે માલ વગરની લડાઈઓ અથવા મારામારીઓ કરી મુસલમાનો રજપૂતોને ભૂલમાં નાંખવા યત્ન કરતા હતા. પરંતુ પૃથરાજે તેમ થવા દીધું નહિ. આખરે તેમનું કપટ જાહેર થયું અને એક વાર નિત્યની થઈ પડેલી મારામારીથી નિવૃત્ત થઈ રજપૂતો જ્યારે છાવણીમાં પાછા ફરતા હતા ત્યારે પાછળથી મુસલમાનોનું મોટું દળ તેમની ઉપર તૂટી પડ્યું. પૃથુરાજ આવા ઓચિંતા છાપાને માટે સાવધાન હતો. તેણે શત્રુની ભૂલ ભાગી અને તેમના ઓચિંતા હલ્લાને એવા સખ્ત ફટકા લગાવ્યા કે ઘણી મોટી ખુવારી સાથે તેમને પાછા હટી નાશી જવું પડ્યું.

આ દગલબાજીથી રજપૂતોનાં રુધિર બહુ જ તપી આવ્યાં. તેમણે છેવટની લડાઈ લડવાનો નિશ્ચય કરી, બીજે દિવસે સવારે રણવાદ્ય વગાડી મુસલમાનોની સામે ચઢાઈ કરી. ઘોરીનું સૈન્ય તૈયાર થઈ સામે આવ્યું અને ' અલ્લાહ અકબર ' તથા ' હર હર મહાદેવ ' કરતા હિંદુ અને મુસલમાનો હથિયારનો ઉપયોગ કરવા લાગ્યા. પૃથુરાજના સરદારોએ શિર સટાસટની આ લડાઈમાં આંધળા બની એવો કેર વર્તાવી મૂક્યો કે બપોર થતા થતામાં તો મુસલમાનોની અર્ધ ઉપરાંત સેના રણમાં પડી અને ઘોરીને પુંઠ બતાવી નાશી છૂટવું પડ્યું. ચંદ બારોટ ઘોડેસ્વાર ભાલાવાળાઓની ટુકડી લઈ તેમની પાછળ પડ્યો. નાસતા સૈન્યનો તેણે ઘાણ કાઢી નાંખ્યો. દૂર રેતીના ભાડામાં

મૂકેલાં મગરીનાં ઈંડાંમાંથી નીકળેલાં બચ્ચાંમાંથી જેમ થોડાં જ શિકારી પંખીઓના સપાટામાંથી છૂટી જળ લગી જઈ પહોંચે છે, તેમ રણમાંથી નાઠેલા યવનોમાંથી માત્ર ગણ્યાગાંઠયા માણસો સાથે ઘોરી ચંદની દોડમાંથી બચી જવા પામ્યો. ઘોરી કાબુલ જતો રહ્યાના ખાતરીપૂર્વક સમાચાર આવતાં સુધી પૃથુરાજ સરહદ ઉપર પડાવ નાંખી રહ્યો. ભાટીના યુવરાજ તથા નાકેદાર સેનાધિપતિઓ તરફથી વિજયાભિનંદક ધન્યવાદ તેને મળ્યા, તે પછી મોટા હર્ષથી તે અજમેર જવાને નીકળ્યો.

ઘોરીનો પરાજય કરવાથી પૃથુરાજનું રજપૂત રાજાઓમાં માન વધ્યું અને તેના સરદારો વીર સેનાનીની ગણતરીમાં ગણાવા માંડ્યા. પૃથુરાજના મનમાં પોતાના વિજયનો અને જયવંત થઈ ઇચ્છનકુમારીને મળવાનો આનંદ વ્યાપી રહ્યો હતો, એટલામાં તેને શોકના સમાચાર મળ્યા. ભીમ-દેવની સામે લડતાં સોમેશ્વર રણમાં પડ્યાના સમાચાર તેને રજપૂતસ્થાનમાં પેસતાં જ મળ્યા. સોમેશ્વરના મરણના સમાચાર મળતાં તેના આનંદના બધા ઊભરા શમી ગયા અને પિતાના મરણને માટે નહિ, તેટલો ભીમદેવના વિજયને માટે તેને શોક થયો. પિતાના મરણથી તેના ભવિષ્યના ઉત્સાહના વિચાર મંદ પડી ગયા. વેર અને શોકથી તેનું મન આકુલવ્યાકુલ થઈ ગયું. તાબડતોબ તે અજમેર ગયો અને સોમેશ્વરને દીપદાન તથા ગૌદાન વગેરે આપ્યાં. નગરવાસીઓએ શોક પાળ્યો અને નવા રાજાએ નગરમાં આણ ફેરવ્યા છતાં પણ, બાર દિવસ સુધી ભૂમિ ઉપર શયન કર્યું. અને નવપરિણીતા ઇચ્છનકુમારીયે તેને યાદ આવી નહિ. શોકથી ખિન્ન થયેલો પૃથુરાજ તે અરસામાં ભાવ્યું ન ભાવ્યું કરી માત્ર એક જ વાર જમતો અને ક્ષણે ક્ષણ ઉન્મત્ત હોય તેમ વેરવેરની બૂમો પાડતો તથા સરદારો પાસે ન હોવા છતાં પણ સરદારોને સંબોધી એમ કહેતો કે ' મારું ખડ્ગ લાવો, હું એકલો જ ગુજરાતની ભૂમિને ઉજ્જડ કરીશ અને ભીમદેવનાં આંતરડાંમાંથી સોમે-શ્વરને ખેંચી કહાડીશ.' કેટલાક દિવસ સુધી તેને આવો શોક રહ્યો, પછી સરદારોએ સોમેશ્વરની ઉત્તરક્રિયા કરવામાં તેનું મન પરોવરાવ્યું. સોનાની શિંગડીઓ અને જરીએલ ઓઢાવાળી હજારો ગાયો તેણે બ્રાહ્મણોને દાનમાં આપી. ગરીબ લોકને અન્ન આપ્યાં તથા સોમેશ્વરના નામ પ્રમાણે ક્રિયા

કરી અને અનેક લોકોપયોગી કાર્યમાં ભંડારનાં નાણાં ખરચ્યાં. અને ભીમદેવ ઉપર વેર લેતાં સુધી માથે પાઘડી બાંધવાની તેણે બાધા લીધી.

'દુ:ખનું ઓસડ દહાડા' એ કહેવત પ્રમાણે દિવસ પર દિવસ ગયા અને સોમેશ્વરનો શોક શમવા આવ્યો, એટલે સરદારોએ તેના રાજ્યાભિષેકની તૈયારી કરી. લોકોને મૃત રાજાનો શોક તેના કુંવરના અભિષેક સમયે જ સમાપ્ત થાય છે, તેમ અજમેરમાં પણ થયું. સોમેશ્વરનો શોક મૂકી દઈ લોકે નવા રાજાના રાજ્યાભિષેકની ધામધૂમો કરી. એમ કહેવાય છે કે, યુધિષ્ઠિર રાજાને જે ઠેકાણે રાજ્યાભિષેક થયો હતો, તે પ્રતાપી સ્થળમાં એટલે નિગમબોધમાં જ પૃથુરાજને પણ રાજ્યાભિષેક થયો. જેતસી પરમારની પુત્રીના કોડ પૂરાયા. અભિષેકસમયે તે મહિષીના પદે સ્વામીની સાથે રાજ્યાસન ઉપર બેઠી. સૌભાગ્યવતી અને અલંકાર ધારણ કરેલી પાર સ્ત્રીઓએ તેનાં ઓવારણાં લઈ આશીષો દીધી તથા રાજવાડામાં મંગળ વાદિત્ર અને ગાનતાન થઈ રહ્યાં. 'જયજય મહારાજ પૃથુરાજ ! અને જયજય મહારાણી ઇચ્છનકુમારી !' એવા મોટા સાદે ધાંટા પાડી ભાટ-ચારણોએ રાજારાણીનો દિગંતતુમુલ જય બોલાવ્યો રાજપુરોહિતે પૃથુરાજને શેલે ઇચ્છનકુમારીની ચુંદડીનો છેડો બાંધી યથાવત્ વિધિથી લગ્નનો લહાવો લેવરાવ્યો. પરણી ઉઠેલાં અને પટ્ટાભિષેકની મંગલક્રિયાથી શોભતાં વર-વધૂએ અંત:પુરમાં જઈ, રાણી કમળાદેવીનાં ચરણમાં મસ્તક મૂકયાં અને ઇન્દ્રઇન્દ્રાણીના જેવું પુત્ર અને વહુનું જોડું જોઈ, માતાના મનમાં આનંદ થયો. મહેલમાં ખાનગી દરબાર ભરી, પૃથુરાજે સજોડે બેસી, સેવકજન, આશ્રિત, પુરોહિત વગેરેને સરપાવ આપ્યા અને સરદારોએ, સામંતોએ તથા ગૃહસ્થોએ રાજારાણીની આગળ હાથી, ઘોડા, રથ, સુવર્ણ, મોતી અને રત્નનાં નજરાણાં કર્યાં અને કણ ચૌહાણે ભત્રિજાના લલાટમાં રાજતિલક કર્યું.

રાજ્યવ્યવહારનો ક્રમ પૂર્વવત્ પાછો ચાલુ થયો અને જુવાન રાજા, રાણી ઇચ્છનકુમારી સાથે રહી, સુખવૈભવપૂર્ણ ભોગ ભોગવવા લાગ્યો. કણ ચૌહાણ આ સમે ભત્રિજાના રાજ્યનો ભાર ઉપાડતો હતો. ભીમદેવને સંભારી રાજા નિરંતર શોક કરતો હતો. સામંતો વગેરે પ્રસંગાનુસાર કાર્ય કરવાની તેને સલાહ આપતા હતા. એમ કરતાંકરતાં એક વાર ભીમના કાકાના છોકરાઓ

જેઓ ભીમદેવ ઉપર બહારવટે નીકળ્યા હતા તે તેનાથી ભય પામી પૃથુરાજને આશ્રયે આવી રહ્યા. શત્રુના ભાઇઓને પૃથુરાજે મોટા આદરમાનથી પોતાના દરબારમાં રાખી સરદારની જગાઓ આપી. ભીમદેવના રાજ્ય સંબંધી ઘણીક બાબતો તેમની મારફતે પૃથુરાજના જાણવામાં આવી. તેઓ ભીમનો નાશ કરવાની તજવીજ કરતા હતા તેવામાં તેનો શત્રુ જ તેમને મળી ગયો. પૃથુરાજ ભીમદેવની વેતરણમાં હતો એટલામાં તેઓ તેને મળી ગયા, તેથી ઉભય વચ્ચે મૈત્રી બંધાઈ.

રાણી ઇચ્છનકુમારીને ગર્ભ રહ્યા અને પૃથુરાજ પટ્ટાભિષેકવાળી બીજી કન્યા, કેમાસ દહિમાની બહેન સાથે પરણ્યો. અંતઃપુરમાં જુવાન રાજાને ભ્રમરની માફક વિવિધ ભોગ ભોગવવાનાં સાધન થયાં, એટલે ઘણી વાર તે અંતઃપુરમાં ગોંધાઈ રહેવા લાગ્યો. પરિણામે વેરવાળી વાત લંબાણે પડી.

પરંતુ એવામાં એક બનવા બન્યો.* મીરનો વડો ખ્વાજા પીર અજમેરમાં આવ્યો. આના સાગરને કિનારે તે ધુણી ધખાવી બેઠા અને જાદુઈ ચમત્કાર કરવા માંડ્યા. પનિહારીઓએ તેના ચમત્કારની વાત શહેરમાં ફેલાવી. લોકમાં વહેમી વાતો પ્રસરતાં ઘણી વાર લાગી નહિ. અજ્ઞાન માણસો અનેક જાતના ગપાટા ઉશડવા મંડ્યા. રામરાય સરદાર તેને ઉઠાડી મૂકવા ગયો. પરંતુ કહે છે કે, ખ્વાજા પીર તેના દમથી ડગમગ્યો કે ઉઠ્યો નહિ. પોતાના, બે પગ વચ્ચે અગ્નિ સળગાવી તે પથ્થરના ચોખા રાંધતો હતો, તેમાં તેણે ખોબો ભરીને ધુળી નાંખી, તેથી ખ્વાજાના કૃત્રિમ ચૂલાની જ્વાળા રામરાયની પાછળ પડી. તે ત્યાંથી નાશી દુર્ગાદેવીના મંદિરમાં ભરાઈ ગયો. જ્વાળા મંદિરમાં દાખલ થઈ નહિ, પરંતુ આસપાસ ફરવા મંડી. રામરાય આ રીતે જ્વાળાના બંધનમાં પડતાં શહેરમાં હાહાકાર વર્તાઈ રહ્યો અને પૃથુરાજે અનેક ઉપાય કર્યા, પરંતુ તેનો કશાથી છૂટકો થઈ શકયો નહિ. તેણે માણસો ઉપર માણસો ખ્વાજાને વિનવવા મોકલ્યાં, પરંતુ કોઈ તેને સમજાવી શક્યું નહિ. આખરે એમ ઠર્યું કે પૃથુરાજની ધાવની છોકરી જે ઘણી જ રૂપાળી હતી તેને ખ્વાજાને મોહ પમાડવા મોકલવી. અભિમાનથી ભરેલ રજપૂત રાજાઓ કોઈ કાળે પણ એ પ્રમાણે થવા દે નહિ, છતાં આ વહેમી વાત લંબાતાં એવો નિકાલ

* આ વહેમ ભરી વાત પાછળ આપેલી મીરાની વાત સાથે સંબંધ રાખે છે.

કહાડવામાં આવેલો કહેવાય છે કે રાજ્યના રક્ષણ માટે રાજા ગમે તેમ કરી શકે છે. આ વિચારથી પૃથુરાજે ગુર્જરીને મોકલાવી. તે ખ્વાજા પાસે ગઈ તો ખરી પરંતુ ઉલટી તેણે માતા કહી તેને બોલાવી અને એવા ચમત્કાર દેખાડ્યા કે ગુર્જરી તે ઓલીઆની મુરીદ બની રહી. જ્યારે છેવટના ઉપાયમાં પણ નિષ્ફળતા મળી ત્યારે દરબારીઓ ગભરાયા. ખ્વાજા ઓલીઆની શી મતલબ હશે, તે જાણવાને તેઓ આતુર થઈ ગયા. લોકની અને દરબારીઓની અધીરાઈ જોઈ પૃથુરાજે ચંદ બારોટને તેની પાસે મોકલ્યો. ચંદે ભાટાઈ કરી ખ્વાજાને વશ કર્યો અને તેની મતલબ જાણી લીધી. ખ્વાજાએ તેને કહ્યું કે "બેટા ! આ બિંટુલી( અજમેર )ની જમીનમાં ઓલીઆ મરી ગયા છે, માટે આ ભૂમિ અમારી છે. પૃથુરાજનો તેના ઉપર હક્ક નથી, માટે તમે રાજ્ય છોડી અહીંથી ચાલ્યા જાઓ. ચંદે તેની બંદગી કરી કહ્યું કે અમને અજમેર છોડી જવાની ના નથી, પરંતુ તેમ કરવાથી અમારી જગતમાં અપકીર્તિ થાય તેનું કેમ કરવું ? ખ્વાજાએ ઉત્તર દીધું કે 'દેખ બેટા ! મારૂં વચન છે કે આવતી કાલે પૃથુરાજની ઉપર દિલ્લીથી કાગળ આવશે અને તેને ત્યાંની ગાદી મળશે. જો કાલે કાગળ આવે તો મારૂં વચન ખરૂં છે એમ જાણી, તમે ચાલ્યા જજો. આ બાબત કબૂલ કરી ચંદ ઘેર ગયો અને બીજે દિવસે બનવા કાળ હોવાથી દિલ્લીના તુંવર રાજાનો એટલે પૃથુરાજના દાદાનો પત્ર આવ્યો કે:—

" स्वतिश्री अजमेरद्रोणदुर्ग राजाधिपो राजनं
पुत्रीपुत्रपवित्रपंथयधनो छत्रीश वंशावनम् ।
मा वृद्धाय सुवृद्धतप्तशरणं वद्रीनिमित्तं बनं
आभूमिय हयं गयं च सकलं संकाल्पिता तर्पयम् ॥ "

આ પત્રથી ખ્વાજા ઉપર તેમને સર્વેને વિશ્વાસ આવ્યો. પૃથુરાજે અજમેર છોડી દિલ્લી જવાનો ઠરાવ કર્યો અને ખ્વાજાના પગમાં માથું મૂકી તેની દુવા માગી. પછી મુસલમાની રાજ્યકાળમાં તેની મહત્તા બહુ વધી. આજ પણ ત્યાં ખ્વાજા અને ઓલીઆ પીરોની દરઘાઓ છે અને લાખો મુસલમાનો દર વર્ષે ત્યાં હજ કરવા જાય છે. પૃથુરાજે પોતાની જન્મભૂમિ પીરોને સ્વાધીન કરી દિલ્લી જવાની તૈયારી કરી. લશ્કર, રાણીઓ વગેરેને લઈ ખ્વાજાએ આપેલા મુહૂર્તમાં તેણે અજમેર છોડયું. "અજમેરથી

દિલ્હી જતાં માર્ગમાં તેને બે ઠેકાણેથી ધનની પ્રાપ્તિ થઈ. એક વાત એવી છે કે, માર્ગમાં એક પુત્તલિકા આવી જેના લલાટમાં લખેલું હતું કેઃ—

**" शिर कटे धनसंग्रहे, शिर सज्जे धन जाय "**

પૃથુરાજે કૈમાસને પૂછ્યું કે આનો અર્થ શો ? તેણે ઉત્તર આપ્યો કે રાજાજી ! એનો અર્થ બહુ માર્મિક છે. એમાં એવો બોધ છે કે જે માણસ શિર સટે સાટે કામ કરે છે તે ધન પ્રાપ્ત કરે છે, અને જે તેની સંભાળ રાખી શણગાર સજે છે તે ધન હોય તો પણ ગુમાવે છે. ચંદ બારોટ દેવીનો વરદાયી હતો તેથી તેણે વચ્ચમાં પડી પૃથુરાજને કહ્યું કે કૈમાસ કહે છે એ અર્થ ખરો છે, તથાપિ આ લેખમાં બે અર્થ છે અને મારા મત પ્રમાણે તો એમ છે કે, જે માણસ આ પુત્તલિકાનું માથું કાપી નાંખશે તેને તેમાંથી ધન મળશે અને નહિ કાપે તેને કંઈ નહિ મળે. પૃથુરાજે તરત તેનું માથું નીચે પડાવ્યું અને અંદર ધડમાં તપાસ કરાવી તો સોનાની પુષ્કળ મહોરો ભરેલી જણાઈ આવી, તે લઈ લીધી. આગળ ચાલતાં વળી એક કંજુસ માણસ જેણે કરોડો રૂપિઆ સંગ્રહી રાખ્યા હતા તેની પાસેથી પણ પૃથુરાજને ધન મળ્યું. આ રીતે બે ઠેકાણેથી અઢળક ધન મેળવી તે દિલ્હી ગયો.

---

# પ્રકરણ ૭ મું

## સંકીર્ણ વૃત્તાન્ત

**छप्पय**

**अनंगपाळ घढ रचिय, मत्तज्यौतिसे उक्कलिय,**
**हुओ तौमर मति हीन, करिय किल्लीसो ढिल्लिय;**
**कथियव्यास जुगज्यौत, अगमआगममि जानु,**
**तैंवर फिर चौहान, होई पुनि पुनि तुरकानु,**
**तुरकले फिर मंडव धरह, ईक राज मही भोगवे,**
**नवसत्त अंत अंतिम बरह, इक छत्र मही चकवे ॥ १ ॥**

( चंदरास )

મહાન્ વિક્રમના સમયથી ઇન્દ્રપ્રસ્થમાં તુંવર રાજાઓ રાજ્ય કરતા હતા અને પૃથુરાજનો દાદો અનંગપાળ તેની પહેડીમાં ઓગણીસમો રાજા હતો. ઇન્દ્રપ્રસ્થ પાંડવોના કાળનું હોવાથી ઘણું જીર્ણ થઇ ગયું હતું અને અનંગપાળને નવો કિલ્લો બંધાવી, રાજધાની નગર વસાવવાની કીર્તિ લેવાનો ઉત્સાહ હતો, કારણ કે, નામ રાખનાર તેને એકકે પુત્ર સતાન ન હતું. અનંગપાળે નવી રાજધાનીનું નામ 'અનંગપાળવતી' રાખવાનો વિચાર કર્યો હતો, પરન્તુ નવી નગરી તો એક આકસ્મિક પ્રસંગથી 'દિલ્રી' કહેવાઇ અને હાલ પણ તેનું તે જ નામ ચાલે છે.* દિલ્લી નામને માટે તથા તેની સ્થાપના સંબંધે પૃથુરાજ રાસામાં લખ્યું છે કે, અનંગપાળે એક પ્રસિદ્ધ જ્યોતિષીને બોલાવી નવો ગઢ બાંધવાની જગ્યા પસંદ કરાવી અને તેણે શુભ મુહૂતમાં મોટી ધામધુમ સાથે સ્થાપનની ખીલી ઠોકી. દરબારીઓમાં કેટલાક મશ્કરીખોર હતા તેમણે જોશીની મશ્કરી કરીને કહ્યું કે 'મહારાજ ! મહુરતીઆ ખીલી તમે કયાં ઠોકી ?' જોશીએ ઉત્તર આપ્યો કે 'મેં શેષનાગના માથા ઉપર ખીલી ઠોકી છે અને તે એવા પળ ચોઘડીઆમાં ઠોકાઇ છે કે તુંવર રાજાઓનું રાજ્ય પૃથ્વી ઉપર સુરજ અને ચંદ્ર તપે ત્યાં સુધી ચાલે.' મશ્કરાઓએ આ વાતને મશ્કરીમાં ઉડાવી અને રાજાને પણ શંકા થઇ કે આટલી નાનીશી ખીલી શેષ નાગની ફેણ ઉપર કયાંથી વાગે ? શંકાનું સમાધાન કરવા ક્રોધે ભરાયલા બ્રાહ્મણે પક્કી ઠોકેલી ખીલી હલાવીને પાછી બહાર ખેંચી કહાડી તો તેનું અણીઉં રુધિરથી ખરડાયલું જણાયું. આવો અદ્ભુત ચમત્કાર જોઇ ખાત મુહૂર્તના સમારંભમાં એકઠા થએલા લોકો આશ્ચર્ય પામ્યા. અનંગપાળ રાજાએ જોશીને નમી પડી ઘણી વિજ્ઞાપના કરી, એની એ જ ખીલી પાછી ઠોકાવી. પરંતુ બ્રાહ્મણે કહ્યું કે "તમને વિશ્વાસ આવ્યો નહિ અને વજ્રલેપ ઠોકાયલી ખીલી 'ઢીલી' કરાવી, માટે આ નગરનું નામ 'ઢીલ્રી પડશે અને તેની ગાદી ઉપર આવતા રાજાઓનાં રાજ્ય તોફાની પવનમાં સપડાયલા વહાણની માફક ડામાડોળ રહ્યાં કરશે." આવું ભવિષ્ય

* ઘણાં નગરોની સ્થાપના સમ્બન્ધે આવી વાત ચાલે છે. જનપ્રચલિત વાતોમાંની આ વાત પણ રાસામાં પાછળથી ગોઠવી દીધેલી હોય તેવી છે. 'ઢીલ્લી' ઉપરથી દિલ્લી શબ્દ બને એ પણ બનવા જોગ છે.

ભાખી, રીસે ભરાયલો બ્રાહ્મણ દક્ષિણા લીધા વગર જ ત્યાંથી ચાલ્યો ગયો અને અનંગપાળે નગર વસાવ્યું.*

અનંગપાળ તુંવરને પેટ પુત્ર ન હતો, પરંતુ બે કન્યાઓ હતી. મોટી કન્યા કનોજના રાઠોડને દીધી હતી અને જયચન્દ્ર તેનો પુત્ર હતો. આ વખતે તે કનોજમાં રાજ્ય કરતો હતો. નાની અથવા બીજી કન્યા સોમેશ્વરને દીધી હતી, તે વાંચનાર આગળ વાંચી ગયા છે. સોમેશ્વરના મરણસમાચાર સાંભળ્યા પછી અનંગપાળને દુઃખથી ભરેલા આ સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો. બાકી રહેલી જિંદગી ત્રીજા આશ્રમમાં ગાળવાનો તેણે વિચાર કર્યો. પૃથુરાજની માતા કમળાદેવી નાની હોવાથી અનંગપાળને બહુ પ્રિય હતી અને ભાણેજોમાં પણ તેને જયચન્દ્ર કરતાં પૃથુરાજ ઉપર વધારે સ્નેહ હતો. વૃદ્ધ રાજાએ સ્નેહને લીધે પૃથુરાજને પોતાની ગાદી આપવાનો વિચાર કરી, એક પત્ર લખી, તેને દિલ્લી તેડાવ્યો હતો, વગેરે બાબત પણ આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. મોસાળ આવવા નીકળેલો પૃથુરાજ મોટી દોલત લઈ થોડા દિવસમાં દિલ્લી આવી પહોંચ્યો અને અનંગપાળે પોતાના રાજ્યનું તેના હાથમાં જળ મૂક્યું. રાજાએ મોટી ધામધુમથી દાહિત્રને ગાદીએ બેસાડી પોતે બદ્રિકાશ્રમનો માર્ગ લીધો અને પૃથુરાજ પછી મોટી સમૃદ્ધિવાળી મોસાળની ગાદી ભોગવવા લાગ્યો.

પૃથુરાજ મોજીલો અને શોખીન રાજા હતો. ભરતખંડના જુદા જુદા રાજાઓનાં અંતઃપુરમાં એના ગુણનાં, શૌર્યનાં અને શોખનાં વખાણ થતાં અને ઘણીક રજપૂત કન્યાઓ એના ઉપર મરી ફીટતી હતી. જયચન્દ્રને વાગ્દાનમાં અપાયલી દેવગિરિના રાજાની કુંવરી શશિવૃતાએ એક પત્ર લખી, પૃથુરાજને પોતાનો અનુરાગ જણાવ્યો હતો. પરંતુ અનંગપાળના વાનપ્રસ્થ થતાં સુધી તે પત્ર ખોરંભે પડી રહ્યો હતો. શશિવૃતાએ લખેલો પત્ર ઓતપ્રોત પ્રીતિથી ભરેલો હતો અને પૃથુરાજ તેવી પ્રીતિનો ખરેખર જાણ હતો, એટલે તેને કન્યાની હોંશ પુરવાની ઉમેદ થઈ. જુવાન સામંતોએ તેને અનુમતિ આપી અને જેમને સાથે લઈને તે જેતસીની પુત્રીને આણે ગયો હતો તે જ સરદારો

* હાલનું દિલ્લી વળી શાહજહાને જૂના દિલ્લીની પાડોશમાં નવું વસાવેલું છે. તેણે આને શાહજહાનાબાદ નામ આપવાનો વિચાર રાખ્યો હતો.

સાથે પછી તે દક્ષિણ તરફ ઉતરી પડ્યો. તે દેવગિરિ તરફ ગયાના સમાચાર જાણવામાં આવતાં દ્વેષથી ધુંધવાઈ રહેલા જયચન્દ્રે એક સેના આપી પોતાના સામંતને શશિવૃતાને લઈ આવવા મોકલ્યો. જયચન્દ્રનું લશ્કર દેવગિરિ પહોંચતાં પહેલાં જ પૃથુરાજ શશિવૃતાને લઈ વિન્ધ્યાટવીમાં પાછો ફર્યો, એમ કહેવાની અત્ર કંઈ અગત્ય નથી. જયચન્દ્રના લશ્કરે દેવગિરિને ઘેરો ઘાલ્યો; પરંતુ ત્યાંનો ગઢ એવો અજય્ય હતો કે, કેટલાક મહિનાઓ સુધી તેમનાથી અંદર જવાયું નહિ. જયચન્દ્રે ઘેરો નહિ ઉઠાવવા વાસ્તે તાકીદ પત્ર લખેલો હોવાથી સેનાધિપતિ નગરમાં જતું અનાજ પાણી રોકી, ત્યાંજ અડ્ડા નાંખી પડ્યો. દેવગિરિમાંના લોક મોંઘવારીથી હેરાન થવા માંડ્યા ત્યારે રાજાએ એક દૂત મોકલી, જામાત્રની મદદ માગી. પૃથુરાજે દૂતને દિલ્લી મોકલી ચામુંડરાયને મોટું લશ્કર લઈ, દેવગિરિ જવાનો અને તે વિજય મેળવી પાછો આવે ત્યાં સુધી પોતે વનવિહાર કરવાને સારૂં વિન્ધ્યાટવીમાં રહેવાનો છે, માટે આપ્તજનને ત્યાં આવવું, એવો સંદેશો કહાવી મોકલ્યો.

દેવગિરિના રાજાની રૂપાળી કુંવરી શશિવૃતા ચઢતી વયની, નૃત્ય, ગાન, અને ચિત્રકળાની જાણ હતી. તે કામશાસ્ત્ર ભણેલી અને વન, ઉપવન, નગર, ગિરિ તથા ઋતુઋતુના વિહાર કેમ કરવા તેનું જ્ઞાન ધરાવનારી સ્ત્રી હતી. પૃથુરાજ ઉપર તે અનુરક્ત હતી અને તેના સમાગમથી તેની હોંશ દ્વિગુણિત થઈ હતી. હાવભાવ, કટાક્ષ, વિલાસ, પરિહાસ, વચન અને સજીવ નિર્જીવ વિનીત પશુપક્ષીની રમતો વગેરે રમવાના સ્ત્રીચાતુર્યથી તેણે થોડા જ દિવસમાં પૃથુરાજને પોતામાં ઘેલો કરી મૂક્યો હતો અને તેની જ ઇચ્છાથી તે વિન્ધ્યાટવીમાં સુખભોગ ભોગવવા રહ્યો હતો. રાણી શશિવૃતાની દાસીઓ અને સેવકો સુખોપભોગનાં સાધન તયાર કરવામાં કુશળ હતાં, એટલે રાજા-રાણીને તેઓ મનગમતા વિવિધ વિહારોમાં અનુકૂલ થઈ રહેતાં હતાં.

નદીનાળાં અને વનસ્પતિથી પૂર્ણ વિન્ધ્યગિરિના મધ્યભાગમાં આવેલા એક મનોહર પ્રદેશમાં તેમણે વિહારનગર વસાવ્યું હોય એવો ઠાઠમાઠ મચાવી દીધો હતો અને એ નિરંતર રમણીય ખીણની ઉત્તર અને દક્ષિણ દિશામાં વિન્ધ્યશૃંખલાના ઉંચા ઉંચા પર્વતો અને પૂર્વ પશ્ચિમ તરફ ગાઢ મોટાં જંગલો આવી રહેલાં હતાં. મધ્ય પ્રદેશ અથવા બે મોટા પહાડો-

ની વચ્ચેનો ખીણ પ્રદેશ ઉત્તર તરફ ઢોળાવવાળો દક્ષિણમાં સપાટ અને પૂર્વ પશ્ચિમમાં મોટી નદીઓનાં જળને માર્ગ આપતી અઢારે ભાર વનસ્પતિથી પરિપૂર્ણ હતો. નર્મદા નદીના સુંદર તટથી થોડેક દૂર કિનખાબના જુદા જુદા ઘણાક તંબુઓ નાંખી દિલ્હીના રાજાએ વાવગૃહ બનાવરાવ્યાં હતાં અને આસપાસ હાથીઘોડાઓવાળા મોટા રસાલાનો વિંટ નાંખ્યો હતો. આ સ્થાનમાં રાજ્યનગરથી પણ વધારે રમણીય દેખાવ જોતાં, રાજા નાના પ્રકારના ભોગ ભોગવતો હતો, એટલે ઇચ્છનકુમારી વગેરે રાણીઓ તથા રાજ્યની ખટખટ તેના મનમાંથી દૂર થયાં હતાં. શિકાર ખેલવામાં, હાથી-ઘોડાની શરતો કરવામાં, અને સેવકજનોને બક્ષીસો આપવામાં તેનો કેટલોક કાળ જવા ઉપરાંત ઘણો કાળ કામનાં સુખભોગમાં જતો હતો. જુદાં જુદાં વાદિત્રની સાથે થતી નૃત્યશાળાની મિજલસોમાં, સમયસમયનાં ગાનતાનમાં, શશિવ્રતાની ચતુર સખીઓ સાથે થતી પરિહાસની ગોષ્ઠિઓમાં, બુદ્ધિબળની રમતો રમવામાં, કોઈ વાર વિપરીત ક્રીડાથી ખિન્ન થયેલી પ્રિયાને પ્રસન્ન કરવામાં, કોઈ વાર કૃત્રિમ પ્રણયકોપના પ્રશમનમાં, કોઈ વાર શીખવી રાખેલી સારિકાઓનાં ક્રીડાની હારજિત માટે કહેવાયલાં વચનોથી રિસાયલી પ્રિયાને મનાવવામાં, કોઈ વાર કુસુમના શયનમાં વિરામ લેતી પ્રિયાની નિદ્રાને બાધ કરી તેના તિરસ્કારને સહન કરવામાં, ઘણી વાર કામલોલુપ થઈ તેને શણગાર સજાવવામાં, કોઈ વાર મધ્યાહ્ન કાળે શીતળ અને એકાંત લતાગૃહોમાં બેસી ગોઠડી કરતાં કરતાં બાહ્યસંભોગનું મનગમતું સુખ લેવામાં, કોઈ વાર સામા આસન ઉપર પ્રિયાને બેસારી પોતાના અંકમાં ગળ નંખાવી વીણા વગડાવતાં અને કામને ઉદ્દીપન કરે એવાં રસિક મધુર ગાયન ગવરાવવામાં, કોઈ વાર સુરતશ્રમથી ખિન્ન થઈ ખોળામાં મસ્તક મૂકી સુતેલી પ્રિયાને વ્યજન કરવામાં, કોઈ વાર મોહનગૃહોમાં સંતાઈ જળવિહાર કરવામાં, અને કોઈ વાર વાટિકાઓનાં વૃક્ષને ઓથે ભરાયલી પ્રિયાને શોધી કહાડી ખીલેલી ચંદનીમાં રાસવિહારની રમત રમાડવામાં તેના સુખી દિવસો એક ક્ષણની માફક ટુંકા થઈ થઈને પસાર થઈ જતા હતા.

પૃથુરાજ આ પ્રમાણે વિન્ધ્યાટવિમાં રમણ કરતો હતો ત્યારે કનોજ અને ગુજરાતના રાજાઓ તેની વેતરણના પત્રવ્યવહાર ચલાવતા હતા.

સમાન સગાઈ હોવા છતાં પોતાને દિલ્હીનું રાજ્ય ન મળવાથી જયચન્દ્ર તેની ઉપર રોષે ભરાયો હતો. એટલામાં વળી તેને ધનપ્રાપ્તિ થયાના અને શશિવ્રતાનું તેણે હરણ કર્યાના સમાચાર મળ્યા. તેનો ધુંધવાઈ રહેલો દ્વેષાગ્નિ તેથી પ્રગટજ્વાળ થયો અને ભીમદેવને તથા શાહબુદ્દીનને તેણે પૃથુરાજ ઉપર તેઓ જો ચડાઈ કરે તો મદદ આપવાના પત્રો લખ્યા. ગુર્જરેશ્વરે અને સોમેશ્વરે પ્રથમ જેવી ભૂલો કરી હતી તેથી બહુ મોટી અને ભયંકર ભૂલો આ વખતે જયચન્દ્રે કરી. શાહબુદ્દીનને આમંત્રી તેણે કાળને ઘર દેખાડવા જેવું કર્યુ, એમ કહીએ તો પણ ચાલે. ઘોરીને એ જ જોઈતું હતું. તેણે જયચન્દ્રના દૂતને ભારે સરપાવ આપી તેની માગણીનો સ્વીકાર કર્યો અને આણી તરફ ભરતખંડની પડતી ભવિતવ્યતાએ જયચન્દ્રને વધારે દ્વેષ આવે એવો બીજો પણ એક બનાવ બનાવ્યો. દેવગિરિની પાછળ ઘેરો નાંખી પડેલો તેનો સેનાધિપતિ પૃથુરાજના બળવાન સરદાર ચામુંડરાયથી પરાજિત થઈ પાછો ફર્યો અને જયચન્દ્રની મોટી સેનાને તથા તેના અતુલ બળ પરાક્રમને લાંછન લાગ્યું.

દેવગિરિના રાજાએ ચામુંડરાયનો સારો સત્કાર કરી, પૃથુરાજ સારૂં મોટી પહેરામણી આપી ધામધુમથી તેને વિદાય કર્યો. દાસદાસીઓ, હાથી-ઘોડા, રત્ન અને અનેક જાતજાતનાં દક્ષિણી કપડાં લઈ ચામુંડરાય વિન્ધ્યાટવિમાં પૃથુરાજના વિહાર શિબિર–નગરમાં આવ્યો. શશિવ્રતાને પિતાની ઉદારતા માટે ગર્વ અને પૃથુરાજને માટે માન ઉત્પન્ન થયાં. સેવકજન આવા સારા સત્કારથી પ્રસન્ન થયાં. વિન્ધ્યાટવીમાં નગર વસી ગયું અને ભિલ્લલોક ભય પામી તેમની સેવા ચાકરી કરવા લાગ્યા. પૃથુરાજે પોતાના વિજયને અભિનંદવા સારૂ ઘણી જ ધામધૂમ અને જંગલમાં મંગલ કરાવી શત્રુઓને વધારે ચાઢે ભરાવ્યાં. દિલ્હીથી સરદાર પટાવત અને રાણીઓ વિન્ધ્યાટવીમાં આવ્યાં અને વિજય તથા નવા વિવાહની ઉજાણીઓ થવા માંડી. વિન્ધ્યાટવિના હાથીઓની માફક રાજાએ રાણીઓ સાથે નિઃશંક થઈ આનન્દ અનુભવવા માંડયો. એટલામાં જયચન્દ્રની સૂચનાથી ઘોરી ખાલી પડેલા દિલ્લીના રાજ્ય ઉપર ચઢી આવ્યો.

પંજાબનું રાજધાની નગર લાહોર રાવી નદીના કિનારા ઉપર બાંધેલું ઘણું પ્રાચીન નગર છે. મહાન સિકંદર અથવા એલેકઝાંડરના વખત પહેલાંથી તે પંજાબનું પાટનગર છે. દિલ્લીના રાજાઓ પંજાબને જુદા રાજ્ય તરીકે નહિ, પરંતુ તેના એક અંગ તરીકે સ્વતન્ત્ર રાખતા હતા. તુંવર રાજાઓ પંજાબનો કાર્યભાર કરવાને સુબા મોકલતા અને પૃથુરાજે પણ એ જ ક્રમ ચાલુ રાખ્યો હતો. આ વખતે લાહોરની સુબેદારી ચંદપુંડીર નામના એક બળવાન રજપૂત સરદારના હાથમાં હતી. દિલ્લી ઉપર ઉતરવાની ઘોરીની હિલચાલના સમાચાર મળતાં જ તેણે એક દૂતને વિન્ધ્યાટવી મોકલી પૃથુરાજને સમાચાર અપાવ્યા. હાથીઓના શિકારે જઈ આવી એક વાર રાજા જ્યારે સામતોની સાથે બેઠો હતો ત્યારે ચંદપુંડીરના દૂતે આવી તેને શાહબુદીનની ચડાઈના સમાચાર કહ્યા. પૃથુરાજે તાબડતોબ પંજાબ તરફ જવાનો વિચાર કર્યો અને સામંતોએ તેને અનુમતિ આપી, પ્રભાતમાં તંબુઓ ઉપાડવાનો હુકમ નીકળ્યો અને રાત્રિએ વાળુ કરી રાજા અન્તઃપુરમાં ગયો. એટલામાં ચન્દપુંડીરનો બીજો દૂત આવ્યો અને તેણે કહ્યું કે 'મહારાજાધિરાજ! ઘોરી પાદશાહ ચિનાબ નદીના સામા કિનારાથી સાત કોશ ઉપર આવી લાગ્યો છે, અને આપના બહાદુર સુબાએ તેની સામે જઈ યુદ્ધ મચાવ્યું છે, પરન્તુ આપની મદદની ઘણી ઘણી જરૂર છે.' પૃથુરાજ તે રાતે સૂતો નહિ. શૂરવીરને લડાઈની વાત કાને આવ્યા પછી શાની ઉંઘ આવે? તરત તેણે રસાલાને પાછળ મૂકી, સેનાની સાથે વિન્ધ્યવન છોડ્યું. ચંદપુંડીરે ઘણી બહાદૂરીથી શાહની સામે ટક્કર લીધી, તોપણ સુબાનું શું ગજું! તેની સેનાને વિખેરી નાંખી, શાહ આગળ વધ્યો પણ લાહોરથી પાંચ કોશ દક્ષિણે આવતાં આવતાં તો પૃથુરાજ તેની સામે જઈ ઉભો રહ્યો. અત્ર બેઉ સેના એક બીજાની સામસામે આવી પડી અને લડાઈની તૈયારીઓ થવા માંડી.

આ સમયે પૃથુરાજના સૈન્યમાં બે બળવાન સેનાની મુખ્ય હતા. તેમની વિશેષ હકીકત વાચકને જણાવવાની જરુ છે. પહેલો બળવાન સેનાની પૃથુરાજનો બનેવી અને ચિત્તોડનો રાજા રાણો સમરસિંહ

હતો[1]. રાસામાં ચંદ બારોટે કરેલા તેના વર્ણન ઉપરથી જણાય છે
મહાદેવના ગણ જેવો બધો ઠાઠ રાખતો હતો. માથે જટાજૂટ અને
રૂદ્રાક્ષનાં આભૂષણ રાખવા ઉપરાંત તે ત્રિશળ અને ભસ્મ પણ ધારણ
હતો. તે કાળે રાજા જોગીંદ્રના સામાન્ય નામથી રજપૂતસ્થાનમાં ઓળ
હતો. સોમેશ્વરના મરણ પછી વિધવા રાણી કમળાદેવીએ પોતાના જમા
અજમેર તેડાવ્યો હતો. જ્યારે પૃથુરાજ બિટુલી છોડી દિલ્લી ગયો
સમરસિંહ તેને મૂકવા ગયો હતો. માર્ગમાં મળેલું ધન પૃથુરાજે તેને અ
માંડ્યું પરંતુ તેણે તે લીધું નહિ.પૃથુરાજને તે દિવસથી એના ઉપર અ
પ્રીતિ થઈ હતી. બેઉ વચ્ચે મૈત્રી જેવા સંબંધ બંધાયો હતો. વિન્ધ્યા
માંથી ઉપડી પંજાબ તરફ ઘોરી સામે જતાં પૃથુરાજ ચિત્તોડ જઈ
પોતાની સાથે લઈ ગયો હતો. બીજો લડવાઇયો શાહબુદ્દીનનો પિ
ભાઈ એક હુસેનખાન કરીને હતો. દક્ષિણની નૃત્યકળાપ્રસિદ્ધ નાયક
ઓની જાતની એક ગણિકા નામે ચિત્રલેખા શાહબુદ્દીનના દરબારમાં
શાહ તેની ઉપર ફીદા હતો અને બેગમોથી પણ જાદે લાડ તેને લડાવ
આવતાં. ગણિકાની બુદ્ધિ કામવશ હોવાથી અધમ અને અવિચારી
છે. તે પ્રમાણે ચિત્રલેખા શાહનું એટલું બધું માન છતાં હુસેનખાનની
યારીમાં પડી અને શાહે જ્યારે તેને કપરો દીધો ત્યારે તે બેઉ જણ
નાશી આવી પૃથુરાજને આશ્રયે રહ્યાં. ઘોરીએ દિલ્લીના રાજા ઉપર પે
મોકલી પોતાનાં ગુન્હેગારને માગ્યાં, પરંતુ શરણાગતને નહિ આપ
રજપૂતોની હઠને લઈ પૃથુરાજે ઘોરીની માગણી તુચ્છકારી કહાડી.
બનાવથી તેને પૃથુરાજ ઉપર ક્રોપ ચડ્યો હતો, એ પણ આ ચડાઈનું
મુખ્ય કારણ કહેવાય છે. હુસેનખાન પૃથુરાજની વતી પોતાના ભા
સામે લડવાને આ વખતે હિન્દુ સેનામાં સામેલ થયો હતો અને ચિત્ર
વિજોગના ભયે તેની સાથે રહી હતી.

લડાઈને પહેલે દિવસે રાતે પૃથુરાજે સેનાધિપતિની નિમણુંક

૧ રાસામાં સમરસિંહને પૃથુરાજનો બનેવી કહ્યો છે. પરંતુ ચિત્તોડના શૂ
રાજાઓની વંશાવલિ પ્રમાણે તો સમરસિંહ પૃથુરાજ પછી સો વર્ષે થયેલો
ઈતિહાસની રીતે આ વાત ખોટી ઠરે તો પણ વાર્તાના પ્રસંગે તેને ઉડાવી
તે ઠીક નથી.

માટે સભા બોલાવી હતી અને પૃથુરાજનો કાકો શ્રીકૃષ્ણનો ભકત કન્હ ચૌહાણ તેનો મોટો સાળો અને દિવાન કૈમાસ દહિમો, નાનો સાળો દેવીભકત બળવાન્ ચામુંડરાય, રામરાય ગુજ્જર, ધીરપુંડીર, લોહારનો સૂબો ચંદપુંડીર, જેત પવાર, રામકાઠી, જામ જાદવ, બળિભદ્ર, કૂરંભદેવ, આતતાય ચૌહાણ, લંગરીરાય, ગોવિંદરાય, ગેહલોટ હાહુલીરાય, શત્રુને કંપાવનાર હમીર સારંગદેવ, દિલ્લીનો કોટવાળ અને જમીનદાર તુંવર પહાડજી, સોરઠવાળો આજાનબાહુ લોહાણો સિદ્ધ પરમાર, નિડુરાય, કનક ચૌહાણ, સંજમરાય અને પૃથુરાજનો માનીતો રાજકવિ ચંદ બરદાયી તથા ચિત્તોડનો બળવાન રાજા સમરસિંહ, વગેરે સરદારો રાજાઓ અને સામંતો તેમાં હાજર થયા હતા. સભા ભરાયા પછી ચંદ બારોટ ઉભો થયો અને ચિત્તોડના રાણા સમરસિંહના પૂર્વજોનાં વખાણ કર્યાં પછી પૃથુરાજને સંબોધી બોલ્યો કેઃ—

**छप्पय**

**प्रथम अंग बल होई, द्वितै अभ्यासशास्त्रको,**
**तृतीय सवभोग सदा, चतुर्थ मदहरनशत्रुको,**
**पंचमे सवछल जाने, खटको भोजनभूले,**
**सप्त संधिविग्रहकाम, अष्टमे न चित्त चूके;**
**नवे निडर चल जाय सीत, घाम सम कर भमे,**
**कवि चंद कहत पिथिराज राजन्, एहि गुन क्षत्रिय धर्ममे॥**

ક્ષત્રિયના દશ ધર્મ રાણાજીમાં છે, માટે સેનાનું આધિપત્ય તેમને આપવું ઘટે છે. રાણાજીના બાહુ મ્લેચ્છવનને સ્વચ્છ કરવા સમર્થ છે માટે આ ટાણે તેમને સેનાધિપતિના પદ ઉપર યોજો અને આવેલા શત્રુનો વગ ઉતારો. રાજાના કાકા કણ્ ચૌહાણે ચંદ બારોટને અનુમોદન આપ્યું અને આખી સભાએ એકમતે રાણાજીનો જયજયકાર બોલાવ્યો. ભાટોએ, કવિઓએ અને શૂરવીરોએ પુષ્પોથી સમરસિંહને વધાવી લીધા પછી જુવાન રાજાએ ઉભા થઈ રાણાજીના કંઠમાં રણમાળા પહેરાવી. તોપોના બહાર થયા અને રજપૂતોમાં વીરરસ ઉછળી રહ્યા. સમરસિંહે રાજાનો અને રજપૂતોનો ઉપકાર માની, પ્રભાતે લડવાના ક્રમની તથા વ્યૂહરચનાની ગોઠવણ કરી. ત્યાર પછી સભા વિસર્જન થઈ.

ઉગતે વહાણે હિન્દુમુસલમાનો વચ્ચે લડાઈ ચાલુ થઈ. રાણા સમરસિંહે મુસલમાનોની સાથે શ્યેનવ્યૂહની* રચના કરી. ચંચુપ્રાન્ત ઉપર ચંદપુંડીર, વામપક્ષ પ્રાન્ત ઉપર હુસેનખાન અને દક્ષિણ પક્ષ પ્રાન્ત ઉપર રામરાજાને રાખ્યા. આખો દિવસ લડાઈ ચાલી, પરંતુ ઘોરીથી સમરસિંહે ગોઠવેલો શ્યેનવ્યૂહ ભેદી શકાયો નહિ અને ચંચુપ્રાન્ત ઉપરના રાણાના કવાયતી લશ્કરનાં પ્રસરણુ, આકુંચન, યાન, પ્રયાણુ સમુસ્થાન અને લુંઠન વગેરે યુદ્ધના વિવિધ ક્રમ પ્રમાણે મારો ચાલતાં ઘણા યવનો તેમની સામે ટકી શકયા નહિ. જેત પવાર અને ચામુંડરાયની સામે ઘોરીના તાતારખાન અને મુખ્તરૂખાન નામના સરદારોએ ટક્કર લીધી. રજપૂત જેમ પાછા હઠ્યા નહિ તેમ મુસલમાનો પણુ ડગમગ્યા નહિ. ઘોરીના અને પૃથુના ઘણા અનિકપતિઓ રણુમાં પડ્યા અને દારુણુ સંગ્રામથી ઉડેલા રુધિરથી આરક્ત થયો તેવો સૂર્યનારાયણુ ઉગ્યો અને આથમ્યો, પણુ વીરપુરૂષોનો વીરરસ ઓછો થયો નહિ. દિવસ રજથી ધુસર થઈ રહ્યો હતો, પરંતુ સૂર્ય અસ્ત થતાં અંધારૂં થયું, એટલે રણુકોવિદ રાણાજીએ અંધારે થતા અસત્ય યુદ્ધને યુદ્ધનિવર્તક વાદિત્ર વગડાવી બંધ પડાવ્યું. કોઈ હાર્યું પણુ નહિ અને કોઈ જિત્યું નહિ, છતાં અનેક માણસો અને પ્રાણીઓના પ્રાણુ ગયા.

લડાઈ બંધ રહી અને મુસલમાનો પોતાની છાવણીમાં ગયા. રજપૂતોએ કમ્મર છોડી રાતે દાતણુ કર્યાં અને રાણાએ તથા પૃથુરાજે વીરગતિને પામેલા સરદારોનાં શબ મંગાવી, તેમને અગ્નિસંસ્કાર કરાવરાવ્યો. મૃતમાંસભક્ષક શિયાળવાં અને રાત્રિચર પક્ષીઓએ રણુભૂમિમાં ઉતરી પડી મનુષ્યનું માંસ ખાતાં ધમાલ કરી મૂકી. મોડી રાતે બેઉ છાવણીઓમાં શાન્તિ થઈ ત્યારે અઘોર મંત્રસાધકોએ રણુમાં ફરી ફરીને અરધા જીવતા

* જ્યારે સામે અને બાજુએ એમ બેઉ ભાગ ઉપર શત્રુનું જોર હોય ત્યારે શ્યેનવ્યૂહ રચવો, એવો યુદ્ધકલાશાસ્ત્રનો નિયમ છે. શ્યેનવ્યૂહની રચના માટે કહ્યું છે કે—

सूक्ष्मग्रीवं मध्यपुच्छं स्थूलपक्षं तु पंक्तितः ।
बृहत्पक्षं मध्यगलपुच्छं श्येनंमुखेतनु ॥

ચંચુએ પાતળો મધ્યે પુંછવાળો પાંખોએ મોટો અને ગળે ભારે એવો શ્યેનવ્યૂહ રચવો.

માણસોને શ્મશાન તરફ ખેંચી લીધા. પ્રભાતે રાતું ઝાકળ પડ્યું અને સવાર થતાં વાંત જ સૈનિકો પાછા લડવાને તૈયાર થયા. બીજો દિવસ પણ એવો જ ભયંકર ગયો, પરંતુ કોઈ હાર્યું જિત્યું નહિ, એટલે ત્રિજે દિને ઘોરી પોતે રણે ચડ્યો. તે દિવસે બહુ તુમુલ રણસંગ્રામ થયો. શાહબુદ્દીન પૃથુરાજને મારવા અને રજપૂત વીરો તેને મારવા પ્રાણ નાંખી દઈને લડ્યા. તાતારખાને ત્રીજે પહોરે હુસેનખાનની ટુકડી ઉપર હલ્લો કરી તેને માર્યો અને બીજી તરફ ઘોરીના ચોસઠ સરદારોનો ઘાણ કહાડી નાંખી ચામુંડરાયે શાહને જીવતો પકડી લીધો કે તરત રજપૂત સેનાએ આકાશને પૂરી નાંખે તેવો જયઘોષ કર્યો અને શાહ કેદ પકડાતાં મુસલમાની લશ્કર રણ છોડીને નાસી ગયું.

ઘોરી શાહને જીવતો પકડી લઈ પૃથુરાજની સેના છાવણીમાં આવી ત્યારે હુસેનખાનના મરણસમાચાર સાંભળી ચિત્રલેખાંને ઘણું દુઃખ થયું. હુસેનખાન ઉપરનો તેનો પ્રેમ અવર્ણનીય હતો. તેને સત ચડ્યા જેવું થયું. આતુર ચહેરે તે ચૌહાણ પાસે ગઈ. શોકથી તેના મુખ ઉપર લાલી આવી ગઈ હતી, રુધિર ચડી આવવાથી આંખો તેજદાર થઈ ચળકી રહી હતી. નિતંબનું ગોપન કરતા હોય તેવા કાળા ભમ્મર જેવા કેશ વિખરાઈ ગયા હતા અને અંગ કમ્પતાં હતાં. રાજાની પાસે આવી ઘુંટણીએ પડી તેણે કહ્યું કે—"મહારાજ! તમારો જય થાઓ! મને સત ચડ્યું છે માટે રણમાંથી હુસેનખાનનું શબ મંગાવી આપો: ઝટ કરો, મારે અને મારા સ્વામીને છેટું પડે છે. અપ્સરાઓ વરમાળ આરોપે નહિ તે પહેલાં હું મારા પ્રેમી કંથને જઈ મળવા ધાઉં છું. સત્વર મારે બળી મરવાની ચિતા તૈયાર કરાવરાવો." પૃથુરાજે માણસો મોકલી હુસેનખાનનું શબ મંગાવી તેને સ્વાધીન કર્યું અને તે હલકી જાતની હોવા છતાં ખરા પ્રેમની જાણનાર હિન્દવાણી ઘોરીના પિતરાઈ ભાઈની પાછળ બળી મુઈ. રજપૂતોમાં તેનાં વખાણ થયાં અને પૃથુરાજ તથા રાણો સમરસિંહ ચિત્રલેખાના પ્રેમને ધન્યવાદ દેતા શાહબુદ્દીનને લઈ મોટા વિજયાનંદથી દિલ્લી આવ્યા.

પૃથુરાજના પાછા ફર્યાં પછી ઘોરીના મુખ્ય સરદાર તાતારખાને દોદશ નાશી ગયેલા લશ્કરને એકઠું કરી સરહદ ઉપર જઈ છાવણી નાંખી. પૃથુરાજની સાથે શાહના છૂટકારા માટે તેણે સંદેશા ચલાવવા માંડ્યા. બે ત્રણ

વાર વિષ્ટિ થઇ ત્યાં સુધી તો ચૌહાણે લક્ષ આપ્યું નહિ. પરન્તુ તે પછી નિરંતરની આજીજીએ હિન્દુના કોમળ હૃદયમાં દયા ઉત્પન્ન કરી. બ્રાહ્મણ કાર્યભારીએ શત્રુને ન છોડવા માટે ઘણું સરસ વ્યાખ્યાન આપી દરબારીઓનો મત ફેરવી નાંખ્યો. "રોગ, શત્રુ અને અગ્નિ એ એવા છે કે પુનઃ પુનઃ ઉભા થાય છે. માટે હાથમાં આવેલા શત્રુને જીવતો છોડી મૂકવો નહિ" એમ સઘળાઓના મનમાં આવ્યું. પરંતુ ઉદા ચરિતવાળા ચૌહાણના મનમાં ઉત્પન્ન થયેલી દયાએ આખરે કેટલાક ઉત્તમ ઘોડા સાઠ હાથી શિરાજમાં બનેલી ઉત્તમ ભત્તની વીશ સેતરંજીઓ અને ઘણોક રોકડ દંડ લઈ તેણે શાહને બંધનમુક્ત કર્યો. એક માસ અને ત્રણ દિવસ સુધી દિલ્લીના બંદીખાનામાં રહી શાહબુદ્દીન છેવટ આર્ય પ્રજાની ઉદાર વૃત્તિને લીધે અને પૃથુરાજની પડતીના જોરે મરણના મુખમાંથી છૂટી કાબુલ તરફ ગયો. આ અને આના જેવા જ બીજા ઇતિહાસપ્રસિદ્ધ દાખલાઓ આર્ય પ્રજા બીજી કોઈ પણ પ્રજાના કરતાં વધારે દયાળુ અને મોટા મનની છે, એમ સિદ્ધ કરી આપે છે.

---

## પ્રકરણ ૮ મું

### પદ્માવતી

**"પોપટડા ! પીંજર તારું રે, સરસ ઘડાવીશ સોનાનું,**
**જ્યાં જીવણજી છે મારા રે, જીવન જઈ કે'જે છાનું."**

(કવીશ્વર દલપતરામ.)

કાલિંદીના કિનારા ઉપર દિલ્લી નગર આ કાળે ભરતખંડમાં એક રમણીય નગર હતું. પંજાબ બ્રહ્માવર્ત અને ગંગાયમુનાની વચ્ચેના રસકસપૂર્ણ પ્રદેશની અઢળક ઉપજ ઉપરાંત હીરા, માણેક અને પન્નાની ખાણોથી દિલ્લીના રાજાની સમૃદ્ધિ કુબેરની લક્ષ્મી સાથે સરખાવાતી હતી. નગરમાં મોટા મોટા વેપારીઓ અને સાસંતોના આકાશને અડતા હોય તેવા મનોહર ઉંચા મહેલો અને ધવળ આરસપહાણનાં દેવાલયોની

ખોટ ન હતી. કૃષ્ણજનને પ્રિય યમુનાના સુંદર આલોક ઉપર પડતાં છજાં, અટારીઓ અને શરજ્જ્યોત્સ્નાવાળા આકાશનું સાદૃશ કરે એવી વિશાળ અગાશીઓવાળો રાજમહેલ પ્રાચીન શિલ્પશાસ્ત્રના ધોરણે યમુનાના તટ ઉપર બાંધેલો હતો. જુવાન અને મોજીલા રાજાના અમલથી તેની શોભામાં ઘણો વધારો થયો હતો. દેવડી ઉપર નિરંતર નાના પ્રકારનાં વાદિત્ર વાગ્યાં જ કરતાં હતાં. રૂપાની સાંકળે બાંધેલા મદમત્ત હસ્તીઓ રાજમહેલના આંગણામાં હમેશ ઝુલ્યાં કરતા હતાં અને બીજાં વૈભવ પણ તેવો જ મનોહર હતો. મહારાણી ઇચ્છનકુમારી, દેવી શશિવૃતા અને દેવી ચંપકવતીના નિવાસથી મોટા રાજમહેલનાં અંતઃપુર નિરંતર દીવાઓની છટાથી ઝળાંઝળાં થઈ રહેતાં હતાં. લોક સુખી અને વૈભવસંપન્ન હતાઃ ધર્મ ઉપર શ્રદ્ધાવાળા ક્ષત્રિયો અને વૈશ્યોથી બ્રાહ્મણોનું સન્માન થતું. ચોરી, ચાડી, અનીતિ તથા લુચ્ચાઈને દેશપાર કર્યાં હોય તેમ સર્વત્ર નિર્બાધિત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થો જ ચાલી રહેલા હતા.

પૃથ્વીને દોહોનાર પ્રાચીન પૃથુ રાજાની ઉપમાઓ કવિઓ આપણા નાયક પૃથ્વીરાજને આપતા હતા અને ખરેખર પૃથુરાજ ચૌહાણનો વૈભવ પણ તેવો જ હતો. સર્વે લોક સુખી અને પ્રસન્ન હતા, પરંતુ વૃદ્ધ રાજાના મળતીઆઓનું માન જુવાન સરદારોની ધાલમેલમાં ઓછું થયું હતું. નવા અને ઉછરતા સરદારોની લાગવગ તેમનાથી જોઈને જીરવાતી નહિ, અને ‘રાજા પ્રજાના સુખને માટે લક્ષ આપતો નથી’ એવી વાતો તેઓ પ્રજામાં ચલાવતા હતા. જગતમાં સારા અને ખોટા, બેઉ જાતના માણસો હોય છે. ખોટા અને બીજાની વૃદ્ધિને ન જોઈ શકે એવા અદેખા માણસોએ અદેખાઈની લાગણી લોકમાં વધારી દીધી અને જુવાન સામંતોના જાણવામાં આવવા છતાં લોકલાગણીની ભોગજોગે તેમનાથી પણ ઉપેક્ષા થઈ. ગમે તેવા સારા રાજ્યમાં પણ સઘળાને ન્યાય મળતો નથી. બેના ઝગડામાં એક જણ તો હમ્મેશ હારે જ, અને હાર્યો તે તરવારની ધાર જેવા ન્યાયને પણ અન્યાય કહે, એ પણ સ્વાભાવિક જ છે. જે જે લોકને એમ થયું તે સઉ પૃથુરાજ વિરુદ્ધ ચાલતી લોકલાગણીમાં સામેલ થયા અને દુષ્ટોની શીખવણીથી કેટલાક ફરિયાદ લઈ, વૃદ્ધ રાજા અનંગપાળને મળવા બદ્રિકાશ્રમ તરફ દોડી ગયા.

એક વાર સાંજને વખતે ચૌહાણ રાય મૂંછ ઉપર હાથ ફેરવતો ફેરવતો યમુનાના તટ ઉપરથી જતાં આવતાં માણસો, પક્ષીઓ અને પ્રાણીઓને જોતો પોતાના રંગમહેલના છજામાં બેઠો હતો. અહીં તે એકલો બેઠો બેઠો મનમાં ઘોરી પાદશાહ સંબંધી વિચાર કરતો હતો.* તેના મુખમાંથી નીકળતો હુકમ ઉઠાવી લેવાને એક ખવાસણ દૂર બારણાને અઢેલી તેની તરફ કાન રાખી ઉભી રહી હતી. સંધ્યાકાળ થવા આવ્યો હતો. યમુનામાં સ્નાન કરી સંધ્યા કરનારા બ્રાહ્મણો કિનારા ઉપર એકઠા થતા હતા, ગાયોનાં વૃન્દ જળપાન કરી હુંકાર કરતાં વત્સ ઉપરના પ્રેમને લીધે ધસમસ્યાં નગર તરફ જતાં હતાં અને દિશાઓમાંથી પક્ષીઓનાં ટોળેટોળાં ઉડી આવી સામા કિનારા ઉપરની વાડીઓનાં ઘટાદાર વૃક્ષોમાં સમાઈ જતાં હતાં. એક પછી એક પક્ષીઓનાં ટોળાં જતાં હતાં, તેમાંનાં કેટલાંક પક્ષી મહેલના છજામાં વિશ્રાન્તિ લેવાને પણ ક્વચિત બેસતાં હતાં. રાજા તેમના સામું જોતો, હસતો અને પક્ષીઓના કિલકાર સાંભળી પ્રસન્ન થતો હતો. એટલામાં એક સુંદર પોપટ આવી તેની સામેના છજાના સળીઆ ઉપર બેઠો. તે હુડો કે જંગલી પોપટ ન હતો. તેના પગમાં ચુનીઓ જડેલી ઝીણી કાંકરીઓવાળી રૂપાની વિંટીઓ હતી અને કંઠમાં સુનેરી રેશમી દોરાથી બાંધેલો નાજુક ભૂર્જપત્ર ઉપર લખેલો એક પત્ર હતો. રાજા તેના સામું જોઈ કંઈક બોલવા જતો હતો, એટલામાં જમણો પગ ઉંચો કરી, વિનયપૂર્વક મસ્તક નીચું નમાવી, તે પોપટ જ મધુર માનવ ભાષામાં બોલ્યો કે, “આપ જ, હું ધારૂં છું કે જગત ઉપર પ્રસરેલી મોટી કીર્તિના બીજરૂપ ક્ષત્રિયોના ચૂડામણિ રૂપ અને ચૌહાણ વંશના તેજસ્વી દીપક રૂપ ચૌહાણરાય પૃથુરાજ હશો. પક્ષીના અવિનયને માટે ક્ષમા ચાહું છું.” રાજા તેનાં વચન સાંભળી પ્રસન્ન થયો અને બોલ્યો કે “હા તે જ હું.” એ વચન સાંભળતાં વાંત જ પોપટ સળીઆ ઉપરથી ઉડી પણછનાં આંટણથી શોભતા ચૌહાણના હાથ ઉપર જઈ બેઠો અને બોલ્યો કે, “મહારાજ! આપના ઉપર મોહી પડેલી એક રાજ-કન્યાની પ્રેમપત્રિકા મારા કંઠમાં છે તે છોડી લઈ વાંચો, અને પછી વધારે

---

* શત્રુને યાદ કરતાં રહેવું એવી રાજનીતિ છે. એક કવિ કહે છે કે –

अरि समरनमें तीन गन, बुद्धि, पराक्रम, धीर.



[ચિત્રકાર રા. ર. મ રાવળ.] પોપટ ચૌહાણના હાથ ઉપર જઇ બેઠો. [પૃષ્ઠ ૮૨.

હકીકત માટે મને પૂછો." રાજાએ તેના કંઠમાંથી પેલી પત્રિકા છોડી લઈ ઉકેલી તો તેમાં સોનેરી અક્ષરોએ નીચે પ્રમાણે લખેલું હતું:—

"ચૌહાણચૂડામણિ! પ્રિય પ્રાણ પૃથુરાજની પવિત્ર સેવામાં પ્રતિ,

સમુદ્રશિખરથી લી. આપની દાસી થવાને તલસી રહેલી પદ્માવતીના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. વિશેષ વીનતી એ છે જે, આપના યશની સુગંધી જગતમાં ફેલાય છે. આ દાસીએ સુવાસથી આપની સુવાસણ થવા તલસી રહી છે. મારો પ્રેમ, ચતુર પોપટ આપને વિદિત કરશે. પાંખો હોય તો ઉડી આવું એવી તાલાવેલી મને લાગી રહી છે. પરન્તુ શું કરૂં ? પરિચય નથી એટલે વધારે લખતાં પણ ફાવતું નથી. પ્રાણેશ! પૃથુરાજ! હવે વ્હેલા વ્હેલા મારી વ્હારે આવજો. મારાથી મારનું મારણ સહન થતું નથી. આ પત્ર વાંચી નહિ આવો તો અબળા શું કરશે તે આપ જ વિચારી જોજો. વળી—

**दुहो**

**'पंच्छी हाऊं तो उड चलु, घडी न राखुं धीर,**
**पल पल प्रतीम सांभरे, घट घट लागत तीर.'**

લી. તમારી ગુણાનુરક્તા
પદ્માવતીના પ્રણામ"

પત્ર વાંચી રહી, પૃથુરાજે પોપટના સામું જોયું એટલે તે બોલ્યો કે, "મહારાજ! સમુદ્રશિખર નામે એક અલૌકિક નગર છે, તે તો આપ જાણતા હશો. એ નગરમાં યાદવ વંશના ભૂષણરૂપ વિજયશૂર નામે એક રાજા રાજ્ય કરે છે. સંતાનમાં તેને વૃદ્ધ વયે માત્ર એક પુત્રી જ થયેલી છે અને તે આપના ઉપર ગુણાનુરક્ત છે. પ્રધાનનું બળ રાજ્યમાં વધારે છે અને તે પદ્માવતીને તેના સંબંધવાળા રાજકુંવરો સાથે પરણાવવાની તજવીજ કરે છે. પદ્માવતીને આપની અવી રઢ લાગી છે કે, વૃદ્ધ રાજમાતાના અનુનયે જ તે દિવસમાં એક વાર ભોજન કરે છે. તમારા સંબન્ધી વાર્તા કરનારી સખિઓમાં બેસી, તમારાં જ ગુણકીર્તન કરતાં કરતાં તે ઉઘાડી આંખે રાત્રિઓ ગાળે છે. ચિત્રશાળામાં તમારાં જ ચિત્ર ચીતરાય છે, નૃત્યશાળામાં તમારા વિહારનાં જ વર્ણનવાળા નાચ થાય છે અને ટુંકામાં કહું તો ત્યાં નિરંતર તમારા નામની જ

જપમાળાઓ જપાય છે. અમાત્યના આગ્રહને રાજાથી પાછો ઠેલાતો નથી અને પદ્માવતીને પરણાવાતી પણ નથી. કન્યાકાળ જતો રહેવાથી રાજમાતા ઉદાસ રહે છે, સખીઓ ચિંતા કરે છે અને રાજકુંવરો ઉપરાઉપરી માગાં મોકલે છે. આ સઘળી વાતો એને ગમતી નથી અને શિશિર ઋતુમાં જેમ પદ્મિની શોષાય તેમ પરિજનમાં ચાલતી તમારા નામ સિવાયની બીજી વાતોથી દેવી પદ્માવતી નિરંતર શોષાઈ જાય છે. અમાત્યથી આપને નાળી-એર મોકલવાની ના કહેવાતી નથી, પરંતુ વૃદ્ધ રાજાને 'તે પાછું ફરશે' એમ સમજાવી મોકલાવવા દેતો નથી. સ્ત્રીઓના અનુરાગના આપ જાણ છો, એટલે અતિ વિસ્તાર કરી આપને કંટાળો ન આપતાં માત્ર એટલું જ કહુંછું કે, આપ એને સુહાગણ રાણી બનાવી એના મનના મનોરથ પૂરો. આપણાં શાસ્ત્રોમાં પણ સ્ત્રીની માગણી પાછી ન ઠેલવાનું ભગવાન્ ઇન્દ્રે કહેલું છે, એ આપને યાદ આપવાની પણ મને અગત્ય નથી"

પોપટનું આવું ભાષણ સાંભળી, પૃથુરાજના હૃદયમાં પ્રેમનો ઝરો વહેવા લાગ્યો, અને તેમાં મુગ્ધ થઈ બોલ્યો કે, "પ્યારી પદ્માવતીના પોપટ ! તું ચિંતા કરીશ માં. કાલે સવારે જ હું તેને પરણવાની સ્વારીએ ચઢીશ." પછી ખવાસણને બોલાવી તેને અંતઃપુરમાં મોકલાવ્યો.

પોપટને અંતઃપુરમાં મોકલાવ્યા પછી પૃથુરાજે પુનઃ પેલી પ્રેમપત્રિકા ઉકેલીને વાંચી. મોતીના દાણા જેવા અક્ષરે પદ્મવતીનાં રૂપગુણને માટે તર્ક કરાવ્યા અને રાજા તેને પરણવા જવાની કેવી રીતે તૈયારી કરવી તે સંબંધી વિચાર કરવામાં પડયો. થોડી વારે કંચુકીએ આવી વિનયપૂર્વક નમન કરીને કહ્યું કે "મહારાજ ! બદ્રિકાશ્રમથી સુમન્ત પ્રધાન પધાર્યાં છે અને સભામંડપના ઓરડામાં આવી, આપનાં દર્શન કરવાની ઇચ્છાથી બેઠા છે. જો આજ્ઞા હોય તે વિદિત કરૂં." "ચાલો હું આવું છું." એમ કહી પૃથુરાજ રાવટીમાંથી ઉઠી સભાગૃહમાં ગયો. સુમન્તે પૃથુરાજને અને પૃથુરાજે સુમન્તને માન આપ્યાં, અને બેઉ જણ સાથે સાથે એક સુંદર મંચ ઉપર બેઠા. પ્રથમ પૃથુરાજે પોતાનાં દાદાદાદીના સમાચાર પૂછ્યા, પછી કેટલીક આડ વાતો થયા કેડે સુમન્તે વાત ઉપાડી રાજાને કહ્યું કે "મહારાજ ! રાજા અનંગપાળે તમને કેટલીક શીખ દેવા મને આજ અહીં મોકલ્યો છે અને તે એ છે કે, વૃદ્ધ રાજાની પ્રજાનાં મન કોઈ

પણ રીતે દૂભાય તેમ થવું જોઈએ નહિ. દિલ્લીના કેટલાક લોક તમારે માટે ફરીઆદ કરતા બદ્રિકાશ્રમમાં આવ્યા હતા. તેઓ મહારાજ અનંગપાળને તમારા તરફથી થતી પ્રજાની ખરાબી વિષેની વાતો મોકલાવે છે. તમારા જુવાન સામંતો વૃદ્ધ અને ડાહ્યા ઘણાક જૂના કાર્યભારીઓનાં અપમાન કરે છે, લોકને ન્યાય મળતો નથી અને ઘણાઓ તમારા સુધી ફરીઆદ આણી શકતા નથી. આવી ફરીઆદો ઘણા દિવસથી આવ્યાં કરતી હતી, પરંતુ હમણાં તેમાં વધારો થયો છે અને નિરંતરના પ્રજાના આગ્રહથી મહારાજ અનંગપાળે મને અત્રે મોકલ્યો છે. તેમણે કહાવ્યું છે કે, " કુમાર પૃથુરાજને તમે શીખ દેજો અને એક વાર મને મળી જવાનું કહેજો. "

સુમન્તનાં આ વચન સાંભળી, પૃથુરાજને બહુ ખોટું લાગ્યું. તે પોતાની પ્રજાનું પાલન કરવામાં લક્ષ આપતો હતો તેમ છતાં સ્વાર્થી લોકના કહેવાથી અનંગપાળે તેને આવો ઠપકો કહાવ્યો તે તેના જુવાન લોહીથી સાંખી શકાયો નહિ. તેના મનમાં એવો પણ સંશય આવ્યો કે કદાપિ જયચન્દ્રે રાજાને ભંભેર્યા હશે, તેથી સુમન્તને તેણે ઉત્તર આપ્યો કે " પ્રધાનજી ! મહારાજ અનંગપાળે હવે પ્રજાની વાતો સાંભળવી જોઈએ નહિ. તેમણે સંસારની ખટપટરૂપી મહા ઝાળને નાંખી દીધી છે, માટે હવે તો તેમણે કોઈનું કંઈ પણ ન સાંભળતાં તપશ્ચરણમાં જ મન ઘાલવું જોઈએ. જે પ્રજા પ્રથમ મહારાજ અનંગપાળની હતી તે હવે મારી છે અને મારે તેને કેવી રીતે પાળવી તે હું સમજું છું. મને વધારે કહેવાનો મહારાજાને હવે અધિકાર નથી. જે આશ્રમને તેમણે હાલ અંગીકાર કર્યો છે તેમાં એમણે મહારાજપદનું અભિમાન રાખવું જોઈએ નહિ. ઘોરી જેવો શત્રુ માથે ગાજે છે તેવા વખતમાં દિલ્લીના રાજ્યને સૂનું મૂકી બદ્રિકાશ્રમ આવવું, એ મને ઠીક લાગતું નથી. માટે આપ જ મારી વતી દાદાજીના ચરણકમળમાં સાષ્ટાંગદંડવત પ્રમાણ કહી મેં આપને કહ્યું તેવી રીતે તેઓને સમજાવજો. '

સુમન્તના મનમાં પણ પૃથુરાજને માટે સારા વિચાર ન હતા. તે તો રાજાનું ભાષણ સાંભળી શાન્ત પડી ગયો અને અક્ષરે બોલ્યાચાલ્યા વગર નમન કરી ત્યાંથી ઉઠીને ચાલી નીકળ્યો.

સુમન્ત ગયો તે પછી રાજા પદ્માવતીના વિચારમાં પડયો. તેણે ચન્દ બારોટ અને રામરાય ગુર્જરને બોલાવી આઠ હજાર લશ્કરની તૈયારી

કરાવરાવી તથા બીજા દિવસે કૈમાસને દિલ્લીની સુપરત કરી પોતે સમુદ્રશિખર જવાને પ્રયાણ કર્યું.

દિગ્વિજય કરવાને નીકળ્યા હોય તેમ કેટલાક નાના નાના રાજાઓને વશ કરતા ચૌહાણ શૂરવીરો સપાટાબંધ સમુદ્રશિખરને પાદરે આવી પહોંચ્યા. પૃથુરાજ ચૌહાણ આવ્યાના સમાચાર મળતાં પદ્માવતી પ્રસન્ન થઈ અને રાજા વિજયશૂરનો પ્રધાન ફરી ગયો. ચૌહાણરાયની સાથે કન્યા પરણાવી દેવાનો રાજાને તેણે આગ્રહ કર્યો અને પોતે જ નાળીએર લઈ છાવણીમાં ગયો. પૃથુરાજે નાળીએર સ્વીકાર્યું અને પોપટે કહેલી વાત યાદ ન કરતાં સિરપાવ આપી તેને પાછો વાળ્યો. યાદવ રાજાએ પછી બ્રાહ્મણો પાસે ઘડીઆં લગન લેવરાવી, કુંવરી પદ્માવતીનું પૃથુરાજને દાન દીધું અને પહેરામણીમાં ઘણુંક ધન આપ્યા પછી પોતાનું રાજ્ય સાચવવાની વીનન્તી કરી. રાજાની ઉદારતા અને સાસુના પ્રેમથી પદ્માવતી સાથે વિનોદ કરતો રાજા કેટલાક દિવસ સુધી સમુદ્રશિખરમાં રહ્યો. દરમીઆન તેના વચનથી કુપિત થયેલા સુમંતે બદ્રિકાશ્રમમાં જઈ અનંગપાળને એવો ઉશ્કેરી મૂક્યો કે તેણે દિલ્લી ઉપર ચઢાઈ મોકલવાનું સાહસ કર્યું.

પૃથુરાજના ગયા પછી કેટલેક દિવસે અનંગપાળનું લશ્કર સુમન્તના ઉપરિપણા નીચે દિલ્લી ઉપર ચઢી આવ્યું. રાજા ન હતો, પરંતુ તેના અંગરૂપ સરદારો અને રણકોવિદ કણ ચૌહાણ દિલ્લીમાં જ હતા. અનંગપાળના લશ્કર સામે તેમણે દરવાજા બંધ કરી ચાર દિવસ સુધી મારો ચલાવ્યો. હથીઆર અફાળી સુમન્ત થાકી ગયો પણ કંઈ વળ્યું નહિ. કણ ચૌહાણ તેના ઉપર તૂટી પડી સેનાનો નાશ કરવાનો વિચાર જાહેર કર્યો, પરન્તુ બુદ્ધિમાન કૈમાસે તેમ કરવા દીધું નહિ. તેણે જણાવ્યું કે "અનંગપાળની બુદ્ધિ તો સાઠ વર્ષ થયાં તેથી બગડી ગઈ છે, પરન્તુ આપણાથી તેમની સામે થવાય નહિ, રાજા હોય તો તે વાત જુદી. તેમના લશ્કરને મારવું એ પણ ઠીક ગણાય નહિ, કારણ કે મહરાજ અનંગપાળ ગમે તેવા પણ આપણા રાજાના દાદા છે અને તેમણે જ આ રાજ્ય તેમને આપેલું છે."

કૈમાસના વિચારને રાજમાતાએ પણ ટેકો આપ્યો. તેણે પોતાના પિતાના સૈન્ય સામે ન થવા સરદારોને સમજાવ્યા અને આખરે સુમન્ત ઝાંખો પડી ઘેરો ઉઠાવી પાછો ચાલી ગયો.

જાસુસોની મારફતે ‘ દિલ્હી ઉપર ઘેરો છે ’ એવા સમાચાર મળવાથી જ પૃથુરાજ પદ્માવતીને લઈ તથા સમુદ્રશિખરના રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરવાની રાજાને ભલામણ કરી, ત્યાંથી નીકળી ચાલ્યો. પૃથુરાજને માથે શત્રુની ખોટ ન હતી. ખુરાસાન જાતના સરહદ તરફના તોફાનીઓને તેના પ્રયાણની ખબર પડી, તેથી મોટી સમૃદ્ધિવાળી પહેરામણી લઈ પાછા ફરતા રાજાને હેરાન કરી લુંટવાની આશાએ તેઓ ધાડા જંગલમાં તેની સ્વારી આવવાની રાહ જોતા માર્ગ રોકી ઉભા.

આવી પડનાર દુઃખ દરેક રીતે આવી જ પડે છે, તેમ રાણી અને સૈન્ય સાથે એક અઘોર જંગલમાં થઇને પૃથુરાજ મુસાફરી કરતો હતો એટલામાં હવા બદલાઈ, આકાશમાં વાદળ ચઢી આવ્યાં અને પવનના તોફાને દિશાઓ ધૂળથી ભરાઈ જવા માંડી. દિવસ ધુંધળો અને ધૂળનું જોર વધારે તેથી માણસો બરોબર ચાલી શક્યા નહિ. જંગલમાં જ મુકામ કરવાની અગત્ય પડી અને તેઓ સઘળા એક ટેકરાની બાજુએ નાના તળાવ ઉપર રાતવાસો રહ્યા. રાત પડી અને તોફાનનું જોર વધ્યું. એટલામાં પહોર-સવા પહોર રાત જતાં તેમના પડાવ આગળ આવી કેટલાક માણસોએ તોફાન મચાવ્યું. એ તોફાનીઓ બીજા કોઈ જ નહિ પણ લુંટારૂઓ હતા. તેમનાં શરીર ભારે કદાવર અને બિહામણાં હતાં. એ લોકને જોતાં જ સૈન્યનાં માણસો થરથરી ગયાં. તેઓ મુગલ હતા એમ જણાવી પાછળથી કોઈ લખી ગયું છે કે:—

**दुहा.**

**मुगल भले खुरासानके, बुरे भारे गात,**
**जिनि देखिय नर थरथरे, दो दो डुंमी खात.**

રજપૂતો મજલથી કંટાળી ગયા હતા અને પવન એવો જોરથી વહાતો હતો કે, માણસથી આંખ પણ ઉંચી કરી શકાતી ન હતી. ધૂળનો અને રાત્રિનો અંધકાર એક થવાથી મીણમીણાં અંધારૂં થયેલું હતું તેમાં આ જંગલના રહેનારાઓએ હિન્દુઓ ઉપર ખૂબ મારો ચલાવ્યો. તેમણે તીર, પથ્થર અને કાતરીઆંનો વરસાદ વરસાવ્યો, તેથી સૈન્ય કંટાળી ગયું. બે ત્રણ

સરદારોએ થોડાક માણસની સાથે રતોવઈ રાજારાણીને આગળ વધવાને માટે સલાહ આપી અને રજપૂતો શત્રુઓના મારાને જવાબ દેતા જંગલમાં જ પડી રહ્યા. લુંટારૂઓએ રાતે હેરાન કરેલા રજપૂતો સવારમાં તેનો બદલો લેવા ઇચ્છતા હતા, પરંતુ મોટું પરોઢ થતાં તો એવો વરસાદ આવ્યો કે પૃથ્વી પાણી પાણી થઈ ગઈ અને હજારો ઝાડ થડ મૂળમાંથી ઉખડી પડ્યાં. સવાર થયું ત્યારે સેનામાંનાં હજારો માણસો મરણ પામેલાં જણાયાં. વાદળ ચારે દિશાએ ઘેરાઈ રહ્યું હતું. રાત્રી હોય તેવું અંધારું થઈ રહ્યું હતું. મોગલો, ટાઢથી, વરસાદથી અને પવનથી હેરાન થયેલા રજપૂતો ઉપર તૂટી પડ્યા. કપડાં, ઘરેણાં, વાસણ વગેરે જે હાથ લાગ્યું તે લઈ તેઓ સંતોષ પામ્યા નહિ, પણ તેમણે મનુષ્યના પ્રાણ પણ લેવા માંડ્યા. લુંટારૂઓના મારાથી અને દૈવી આપત્તિથી કાયર કાયર થયેલા સરદારો અને સૈન્ય પછી ચારે દિશામાં માર્ગેકુમાર્ગે જ્યાં ફાવ્યું ત્યાં ગયું અને લુંટારુઓ પોતાનાં રહેઠાણો તરફ જતા રહ્યા.

લુંટારૂ યવનોમાંથી નીકળી, પૃથુરાજ અને પદ્માવતી દિલ્લી આવ્યાં ત્યારે મહારાજ આનંગપાળનો પ્રધાન ઘેરો ઉઠાવી ચાલી ગયેલો હતો અને કૈમાસ રૂડી રીતે કામ ચલાવતો હતો. કમળાદેવીએ, કણ ચૌહાણે અને કૈમાસે ઘેરાની વાત રાજાને કહી. એ સાંભળી ઉદારચરિત રાજા બોલ્યો કે “ તમે જે કર્યું તે મારી કીર્તિને વધારે તેવું જ કયુ માટે હું એથી પ્રસન્ન છું. ”

પૃથુરાજે આટલો જ ઉત્તર આપી, અનંગપાળના પ્રધાનને વિસારી મૂક્યો, પણ કમળાવતીએ કહ્યું કે “મારા પિતાજી, જેમણે તને દિલ્લીનું રાજ્ય આપ્યું તે આ પ્રમાણે કરે જ નહિ. એ તો દુષ્ટ રાજલોભી ખટપટ હશે.” “ ગમે તેમ હો પરંતુ હું તેને મન ઉપર લેતો જ નથી માતાજી ! ” એવો પૃથુરાજે ઉત્તર આપ્યો, એટલે કૈમાસ તથા કણ ચૌહાણ કંઈ બોલ્યા નહિ.

અનંગપાળને ઉશ્કેરવા સુમન્ત પાછો ગયો અને પૃથુરાજે મોટા મનથી દાદાનો દોષ ગણકાર્યો નહિ. રાજાએ એ વાત પડતી મૂકી, લુંટ અને દૈવી આફતના પ્રસંગે છૂટા પડી ગયેલા માણસોને માટે તજવીજ કરાવવા માંડી. વરસાદ અને તોફાનથી હેરાન થયેલા તથા લુંટાયલા સૈનિકો પાછા આવ્યા. પરંતુ બીજાઓના સંબંધે તજવીજ કરાવતાં એમ જણાયું કે, તેઓ મોહોબે

જઈ ચઢયા હતા અને રાજાના બાગમાં પેસતા હતા તેમને તેનાં માણસોએ મારી નાંખ્યા હતા. એ બનાવની વધારે હકીકત મેળવવા રાજા આતુર હતો, એટલામાં એક બે માણુસ ચંદેલથી પાછા આવ્યા અને તેમણે તેને ઉશ્કેરવા બધો હેવાલ અથેતિ જણાવ્યો. તેમણે કહ્યું કે "વરસાદ અને પવનથી કંટાળેલા આપણા સરદારો તે રાજાના બાગમાં વિશ્રામ લેવા ગયા ત્યારે માળીએ ખાળ્યા. તેમણે માળીને મારી નાંખ્યો અને માળીની વાહારે રાજાએ લશ્કર મોકલ્યું, જેની સાથે લઢતાં આપણા સરદારો અને દુઃખી સૈનિકો કપાઈ ગયા. પરમાલ ચંદેલના આલ્હ અને ઉદાએ દુઃખી મુસાફરો ઉપર હથીઆર વાપરવાની ના પાડી હતી, છતાં રાણીની ઉશ્કેરણીથી આપણા માણસો મરાયા છે."

આ વાત સાંભળવાથી પૃથુરાજનો ગુસ્સો ઉછળી આવ્યો, પરંતુ ચંદેલ* ઉપર ચઢી જવાનો તે વિચાર કરે તે દરમિયાન 'અનંગપાળે શાહની દોસ્તી કરી, દિલ્લી ઉપર ચઢાઈ લાવવાની ગોઠવણ કરી છે' એવા સમાચાર મળ્યા, તેનાથી એટલે દિલ્લી છોડી મોહોબે જવાયું નહિ. ઘોરી અને અનંગપાળના હલ્લાની વાટ જોતા પૃથુરાજને દિલ્લીમાં રહેવા દઈ, આપણે બદ્રિકાશ્રમમાં અનંગપાળે કેવી રીતે ચઢાઈની તયારીઓ કરવા માંડી હતી તથા સુમન્તે અને પુરોહિતે વૃદ્ધ અને વાનપ્રસ્થ થયેલા રાજાને કેવી રીતે અકર્તવ્ય કરવાને ઉશ્કેર્યો હતો તે તરફ નજર કરીએ.

---

* ચંદેલ, મોહોબા અને સમુદ્રશિખર, આ ત્રણમાં ચંદેલ અને મોહોબા તો એક જ સ્થળનાં બે નામ હોય એમ સ્પષ્ટ થાય છે. પરંતુ સમુદ્રશિખર અને દિલ્લી વચ્ચેનો તેનો સંબંધ બેસતો નથી. ચંદેલ અથવા મોહોબા તે બુંદેલખંડની લગભગ કનોજની નજીક આવેલાં સ્થળ હોય એમ સમજાય છે, જ્યારે સમુદ્રશિખર અને યાદવ રાજા, એ બધું તેને દ્વારિકા હોય એમ સમજાવે છે. દ્વારિકાથી દિલ્લી જવાનો જે કોઈ માર્ગ ધારીએ તે તે માર્ગે સિંધના યવન લુંટારૂઓ મળ્યા સંભવે. પરંતુ એ લુંટારૂઓથી બચેલા ચૌહાણ રજપૂતો ગમે તેવે આડ માર્ગે ઉતરી પડયા હોય, તો પણ ચંદેલમાં કેવી રીતે જઈ ચઢે એ સમજવું અત્યંત મુશ્કેલ છે. સમુદ્રશિખર એ તો દ્વારિકા જ હશે એમ મનાય છે, કારણ કે દ્વારિકા વગર બીજે કોઈ સ્થળે તે સમયે યાદવ વંશનો રાજા હોય નહિ.

# પ્રકરણ ૯ મું

## અકર્તવ્યનું પરિણામ

**दुहो**

**जो मति पीछे ऊपजे, सो मति आगे होई;**
**काम न बिघडे आपका, दुरीजन हसे न कोई.**

( તુલસીદાસ )

જુવાન પૃથુરાજે વૃદ્ધ દાદાના અકર્તવ્યને હસી કહાડી ઉપેક્ષા કરી, પરંતુ દાદાથી દૌહિત્રનાં વચન સહન થયાં નહિ. સુના દિલ્લીને ઘેરો ઘાલી, ચાર દિવસ ધૂળ ઉરાડી, સુમન્ત પ્રધાન પાછો બદ્રિકાશ્રમમાં આવ્યો અને તેણે અનંગપાળને કહ્યું કે "રાજન્! હવે રાજ્યની આશા છોડી દ્યો. તમે જ ' પડ પથરા પગ ઉપર ' ના જેવું કરેલું છે, એટલે તમારાથી હવે કંઈ બનશે નહિ. અજમેર અને દિલ્લીના રાજ્યથી પૃથુરાજ છકી ગયો છે તે તમારી આજ્ઞા માનવાનો નથી, એટલે મિથ્યા માથાફોડ જવા દ્યો. દિલ્લીનો તેણે એવો સારો બંદોબસ્ત કર્યો છે કે, તમારૂં કશું ચાલે તેમ નથી, માટે હવે આ વિચાર છોડી દ્યો."

સુમન્તનાં આ વચનોથી રાજાને અંગોઅંગ ઝાળ ઉઠી રહી હતી, એટલામાં પૃથુરાજથી અપમાન પામેલો તુંવરનો વૃદ્ધ પુરોહિત, દેવતામાં ઘી હોમવા જેવાં વચનો બોલ્યો: "સુમન્ત આપને કહે છે તે અમારાથી સહન થતું નથી અને વૃદ્ધ વયે તે આપની આ રીતે ચેષ્ટા કરે છે. આજ સુધીની તમારી કીર્તિ આથી નાશ પામશે. પૃથુરાજ તમારો દૌહિત્ર છે તે ખરૂં, પરંતુ તમારી આજ્ઞાનો ભંગ થાય એ તમને જીવતાં મરણ જેવું છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે—

**आज्ञाभंगो नरेन्द्राणां विप्राणां मानखंडनं ।**
**पृथक्शय्या च नारीणामशस्त्रविहितो वधः ॥**

રાજાઓને તેમની આજ્ઞાનો ભંગ, વિપ્રોને તેમના માનનું ખંડન, અને સ્ત્રીઓને અલગ શય્યા એ વગર શસ્ત્રે વધ કર્યા બરાબરની શિક્ષા છે. માટે હે

રાજન્ ! તમારી આજ્ઞાનો તિરસ્કાર કરી, પૃથુરાજ તમારો અશસ્ત્ર વધ કરે છે તે ભલે તમે સાંખી રહો, પરંતુ અમારાથી તો તે સાંખી શકાતું નથી. જો તમે શાન્ત બેશી રહેશો અને જગતમાં તમારી અકીર્તિ થશે તો અમારે ક્રાંહીયે પગ મૂકવાનો આરો રહેશે નહિ અને અમે તમારા આશ્રમના દ્વારમાં જ ચિતાઓ ખડકી બળી મરીશું." આમ કહી લાકડી પછાડી પુરોહિત ચાલ્યો ગયો.

એટલે અનંગપાળે સુમન્તને કહ્યું કે, "સુમન્ત! માહા મુખમાંથી નીકળેલી મારી આજ્ઞાને પરિપૂર્ણ કરવા હું ગમે તેવું કાર્ય કરીશ. તું કેટલુંક લશ્કર લઈ અજમેર ઉપર જા, અને માધવને ઘોરી પાદશાહ તરફ મોકલાવ. ઘોરી મારી મદદે આવશે, એટલે હરદ્વારના વેરાગીઓની સાથે હું પછી દિલ્લી ઉપર ચઢીશ. મારા હુકમને માન્ય કરાવવા માટે હું મારા પ્રાણની આહુતિ આપીશ, પરન્તુ બાળકના અવિનયને સહન કરીશ નહિ.'

ધારેલી અસર થવાથી સુમન્ત પ્રસન્ન થયો અને રાજાને શાબાશી આપી દૌહિત્રની સામે જવાને ખૂબ પાણી ચઢાવ્યું. આપણામાં કહેવત ચાલે છે તે ખોટી નથી કે 'ઘર ફુટયે ઘર જાય.' બાપ અને દીકરાને રાજ્ય માટે લડાવતાં પણ સ્વાર્થી લોક પાછું વાળીને જોતા નથી ! સુમન્ત, દિલ્લીનો વૃદ્ધ પુરોહિત અને બીજા સ્વાર્થીઓ રાજાના દૃઢ નિશ્ચયથી પ્રસન્ન થયા અને પોતાના શ્રેય સારૂ એક ત્યાગી રાજાને ઉલટે માર્ગે ચઢાવી, મિથ્યા મમત્વમાં દેશની પડતી ઉપર પાટુ મારવા તૈયાર થયા. સુમન્ત મોટું લશ્કર લઈ પછી અજમેર ઉપર ચઢી ગયો અને માધવ ઘોરીની મદદ માગવા ગીઝની ગયો.

દાદાની લડાયક તૈયારીઓ જાણવામાં આવી ત્યારે પૃથુરાજે એક દૂતને બદ્રિકાશ્રમ મોકલી કહાવ્યું કે "અમુક સરતો કરી તમારે આ ખટપટ છોડી દેવી જોઈએ. ચોથા આશ્રમમાં તમને આવી ખટપટ શોભતી નથી. જો તમારે ધન જોઈતું હોય તો તે આપીએ, પણ હવે રાજ્યનો લોભ છોડી દ્યો.'

આ વાત રાજાને ગળે ઉતરી નહિ. દૂતનું અપમાન કરી તેને પાછો કહાડી મૂકયો અને પૃથુરાજને ઓચિંતો લડાઈમાં ઘેરી લેવા સારૂ ઉતાવળે ઘોરીને બોલાવી લાવવા માધવની પાછળ બીજો દૂત મોકલ્યો. અનંગપાળના મોટા સમારમ્ભની હકીકત ચાર લોકોએ પૃથુરાજને વિદિત કરી, એટલે તેણે પણ સામી લડાઈની તૈયારી કરી, પરન્તુ રાણી પદ્માવતીને લઈ પાછા

આવતાં માર્ગમાંથી છૂટા પડેલા સરદારો આવ્યા ન હતા, એટલે રજપૂત સ્થાનમાંથી તેને નવી મદદ મંગાવી લેવી પડી.

અનંગપાળના સરદાર માધવે ઘોરી શાહને સારાં વચન આપી, પોતાની સાથે વૃદ્ધ તુંવર રાજાની મદદે આવવાને વિનવ્યો. પરન્તુ વાસ્તવિક રીતે બોલીએ તો માધવને વીનતી કરવાની પણ જરૂર ન હતી, કારણ કે પૃથુરાજ સામે કમ્મર કસવાને ઘોરી તૈયાર જ હતો. માધવને પોતાની પાસે રાખી, અનંગપાળને તેણે કહાવ્યું કે " અમારો બળવાન સરદાર તાતારખાન વીશ હજાર માણુસના લશ્કર સાથે તમારી તરફ આવે છે. સોનપુર મુકામે તમે તમારા સૈન્ય સાથે તેને આવી મળજો. દરમીઆન હું પોતે અમારા દરબારના મોટા મોટા ખાન, દોઢ લાખ માણુસ અને બે હજાર હાથીવાળા મોટા લશ્કરની સાથે તમારી કૂમકે આવું છું. "

ઘોરીનો આ સંદેશો મળ્યા પછી વૈષ્ણવપંથના વેરાગિયો અને શૈવ-પંથના અતીતોની મદદ મેળવી પોતાના બે હજાર લડવાઇઆની સાથે અનંગપાળ તુંવરે બદ્રિકાશ્રમ છોડયું.

સંસારની ખટપટનો ત્યાગ કરી, પોતાના સ્વચ્છન્દ વર્તનમાં જ મગ્ન રહેનારી સાધુ લોકની જમાતોના માણસો બાંધે કદાવર અને લડાઇમાં શૂરવીર હોય છે. તેઓ કોઈ પણ જાતની ચિંતા વગર લડાઇમાં ઉતરે છે, અને મોટો સંહાર કરતાં પાછી પાની કરતા નથી. ઘણા જૂના કાળથી તેઓ લડાઈઓમાં ભાગ લે છે એમ કહેવાઈ શકાય. ધર્મને માટે લડાઈ લડનારા યુરોપના ધર્મશીલ સૈનિકોની તેમને ઉપમા આપીએ તો તે વાસ્તવિક ગણાય, ધર્મને માટે થતાં યુદ્ધોમાં તેઓ રાજાઓની સાથે સામેલ થતા હતા એમ પણ જણાયલું છે. તુંવર રાજાને તેઓની મદદ મળી, તેનું કારણ પણ એમ છે કે, રાજાએ તેમને ધર્મની લાગણી ઉત્પન્ન કરાવી, દિલ્લીની ઉપજનો મોટો ભાગ પરંપરા જમાતોને આપવાનાં વચન આપ્યાં હતાં. ભાણેજની સાથે લડવાને તૈયાર થયેલા તુંવરના આ લશ્કર શિવાય ઘોરીનું લશ્કર પણ બહુ મોટું અને બળવાન હતું; કારણ કે ઘોરીને પૃથુરાજના હાથનો પૂર્વે બે ત્રણ વાર અનુભવ મળેલો હતો. તાતારખાન અને અનંગપાળ સોનપુરમાં એકઠા થઈ આગળ વધ્યા, એટલામાં શાહબુદ્દીન તેમને આવી મળ્યો.

ઘોરીએ તુંવરની વતી પૃથુરાજને કહેણ મોકલાવ્યું કે "દિલ્લીની ગાદી અનંગપાળ તુંવરને સોંપી દ્યો અથવા લડવાને તૈયાર થાવ."

પૃથુરાજ તૈયાર તો જ હતો. ઘોરીને તરવાર મોકલાવી, દિલ્લીથી બહાર નીકળી, ચાર કોશ સુધી તે સામે ગયો. રજપૂતોને રણમાં ઉતારતાં પહેલાં તેણે દાંડી પીટાવી એવું જાહેર કરાવરાવ્યું કે "કોઈ પણ માણસે વા સરદારે મહારાજ અનંગપાળને મારવા ઉદ્યમ કરવો નહિ." આથી સૈનિકોમાં પૃથુરાજના પિતૃસ્નેહનાં વખાણ થયાં અને ઇતિહાસમાં પણ એ સદ્‌વર્તનની તથા ક્ષમાવૃત્તિની નોંધ થઈ. જગતમાં કહેવત છે કે 'છોરૂં કછોરૂં થાય પણ માબાપ કબાપ ન થાય,' પરંતુ પૃથુરાજે તો તેથી પણ વધારે માન્ય ને યોગ્ય વર્તન ચલાવી પોતાના પિતૃસ્નેહને અમર કરી દીધો.

બીજે દિવસે સવારે બેઉ સેનાઓએ લડાઈ જાહેર કરી. ઘોરી અને પૃથુરાજ, તથા તાતારખાન અને કૈમાસ, સામસામે આવી મોટા દ્વેષથી રણમાં ઉતર્યા. મહારાજ અનંગપાળને પકડી લેવા કૈમાસ આગળ ધસવા પ્રયત્ન કરતો હતો, પરંતુ તાતારખાન એક તસુભર પણ તેને આગળ વધવા દેતો ન હતો. હઠીલા હિન્દુ અને મુસલમાન સૈનિકો પણ એક બીજાની ઉપર તૂટી પડતા, પરંતુ માગ આપતા નહિ. બીજી તરફ સંસારી અને વૈરાગી હિન્દુઓ લડતા હતા, અને તેમાં પણ એકસરખો રણરંગ જામી રહ્યો હતો. સંસારીઓ અપ્સરા જોડે સંસાર માંડવાની હોંશથી અને વૈરાગીઓ પરમપદને પામવાની ઇચ્છાથી એક બીજાની ઉપર શસ્ત્ર ફેરવતા હતા. સુરવાળવાળા, વીરકચ્છવાળા અને ભગવી લંગોટીવાળા, એમ ત્રણે જાતના માણસો રણસંગ્રામમાં ઉભા રહી, એક બીજાના પ્રાણ લેતા જણાતા હતા. જેમજેમ વખત જતો ગયો તેમતેમ લડાઈ વધારે ત્રાસજનક થતી ગઈ. ધોળાં દાઢીમૂછવાળા અને હાથી ઉપર ચઢી અકર્તવ્યમાં ઉતરેલા અનંગપાળને જીવતો પકડી લેવાની હઠે ચડેલો કૈમાસ દહિમો વધારે વધારે ઉશ્કેરાતા સૈનિકોની સાથે તાતારખાન ઉપર ધસારો કરતો હતો. તાતારખાન પણ તેના આશયને પામી જઈ, અનંગપાળનું અચ્છું રક્ષણ કરાવતો હતો. એ બે હઠીલા સરદારો વચ્ચેના રણસંગ્રામમાં લોહીનો કાદવ થયો, શબના ઢગલાથી ધરતી ઉંચી થઈ, પરંતુ બેઉ જણ સમાન ચડસ ઉપર ચઢી રહી, એક બીજાના મમત્વને વળગી જ રહ્યા. આ લડાઈમાં એમનું યુદ્ધ બીજા શૂરવીરોને પ્રેક્ષણીય થઈ

રહ્યું એટલું જ નહિ, પરંતુ શાહના ખાનોએ તાતારખાનને અને ચૌહાણુના સરદારોએ કૈમાસ દહિમાને ઉત્તેજન અને ધન્યવાદ આપવા માંડ્યાં.

ચંદ બારોટે પૃથુરાજ રાસામાં તેમના આ યુદ્ધનું રૂંવા ઉભાં થાય એવું વર્ણન કરેલું છે, જેમાંથી કેટલીક કડીએ। ટાંકીશું તો તે અત્રે વધારે રસ આપનારી થઈ પડ્યા વગર રહેશે નહિ.

**लई बग्ग केमास बीरं अमानं, धमंके धरागोनुगुंजेगमानं,**
**उतेंउप्परीबाग तत्तारखानं, मिले हिंदुमीरंदोउद्दीनमानं**
**बजे रागसिंधू सुमारुअबज्जे, गजे सूरसूरअसूरं सुनज्जे**
**चढे व्योम विमान देखंतदेवं, बढे स्वामि कज्जे सुसज्जेउमेवं**
**छुटे नालगोला हवारु उछंगं, नखत्रंमनोजामितूटेनिरंगं**
**करे खेंचले बानबानं कमानं, लई अंधधुंधं न सूजे सुमानं**

આખરે કૈમાસનું માન રહ્યું. તાતારખાનનું લશ્કર કત્લ થઈ ગયું અને ચામુંડરાયે જોરાવર ધસારો કરી ઘોરી પાદશાહને જીવતો જ પકડી લીધો. તાતારખાનના લશ્કરમાં ઘોરીના સિપાઇએ। આવી શક્યા નહિ. કૈમાસે ચામુંડનો વિજય થતાં બમણા જોરથી તાતારખાને નસાડી અનંગપાળના હાથી ઉપર ધા કર્યો. અનંગપાળના હાથીની શુંઢમાં ચારે તરફ ભાલાઓવાળું તોમર હતું તેથી હાથીએ શુંઢ ફેરવી કેટલાક રજપૂતોને અને ઘોડાઓને ઘાયલ કર્યા. પરંતુ છેવટ કોઇકિ સૈનિકના તાકીને મારેલાં તીરોએ તેની આંખો ફોડી નાંખી અને કૈમાસે જોરથી જેમ કેળને કાપી નાંખે તેમ તોમરવાળી તેની શુંઢને એક સખત ઝટકે કાપી નાંખી. એટલે મોટી અને કારમી મરણચીસ નાંખી હાથી હેઠે પડ્યો અને કૈમાસના માણસોએ અનંગપાળને પણ જીવતો પકડી લીધો. સાધુઓએ અનંગપાળના રક્ષણ માટે ઘણી શૂરવીરતા દેખાડી, પરંતુ આખરે તેમનો પરાજય થયો. ઘોરી અને અનંગપાળ પકડાતાં લડાઈ બંધ પડી. મુસલમાનનાં સાત હજાર અને રજપૂતોનાં પાંચસો માણસો ઉપરાંત કેટલાક વૈરાગીએ। રણસંગ્રામમાં મરણ પામ્યા અને અનંગપાળના અકર્તવ્યે સૌને નીચું જોવરાવ્યું.

મુસલમાનો અને વૈરાગીએ। નાશી ગયા પછી પૃથુરાજે રણભૂમિ શોધાવી, ભગવાં વસ્ત્રવાળાં શબને ગંગામાં જળશયન માટે મોકલાવ્યાં, શૂરવીર રજ-

પૂતોને અગ્નિસંસ્કાર કરાવરાવ્યા, અને મુસલમાનોને દાટી દેવાનો હુકમ આપ્યો.

પછી વિજયના આનંદથી ઉછળતા સૈનિકોને લઈ પૃથુરાજ દિલ્હી ગયો અને એક મોટી સભા ભરી તેમાં અનંગપાળને બોલાવ્યો. અનંગપાળ નીચે મુખે સભામાં આવ્યો. એટલે ચૌહાણે ગાદી ઉપરથી ઉઠી, તેમને નમન કર્યુ અને સિંહાસન ઉપર બેસવા આગ્રહ કર્યો. પોતાની મૂર્ખાઇને માટે પશ્ચાત્તાપ કરતો અનંગપાળ કંઈ બોલ્યો નહિ, પરંતુ તેની આંખમાંથી અશ્રુનાં પૂર ચાલી નીકળ્યાં. પૃથુરાજે દાદાના દિલને દુખાવ્યું નહિ, પરંતુ સામંતોએ અને બીજાઓએ અપરોક્ષ કટાક્ષ કર્યાં. આંસુભરી આંખે અને નીચે મસ્તકે અનંગપાળે પોતાના અકર્તવ્યના પરિતાપક આ પરિણામને સહન કર્યુ. પછી વધારે વાર એ સભાને ચાલુ ન રાખતાં પૃથુરાજ ઉઠીને મહેલમાં ગયો અને દાદાને ઉતારા ઉપર મોકલાવી દીધા. કમળાદેવી, તેની વૃદ્ધ માતા અને અનંગપાળ એકઠાં થયાં. તેમણે એક બીજાના ખભા ઉપર મસ્તક નાંખી દઈ નિઃશબ્દ રૂદન કર્યાં અને પૃથુરાજની દાદીએ આ બનાવ માટે વૃદ્ધ પતિ અનંગપાળને ઘણાં જ તીવ્ર વચનો કહ્યાં.

શાહબુદ્દીન ઘોરીનો ગુન્હો માફ કરી, કેટલોક દંડ લઈ, આ બીજી વાર રાજાએ તેને છોડી મૂક્યો. દુઃખ ઉપજાવે તેવી વાત વિસારે પાડી સૌ શાન્તિમાં રહેવા લાગ્યાં. પરંતુ અનંગપાળ બહાર નીકળ્યો નહિ. કેટલાક દિવસ પછી પૃથુરાજને સમજાવી, તુંવર રાજા પશ્ચાત્તાપ કરી પાછો બદ્રિકાશ્રમ ગયો. પૃથુરાજે ઘણા સન્માનપૂર્વક દાદાદાદીને વિદાય કર્યાં અને કમળાદેવી પણ તેમની સાથે ગઈ. અનંગપાળને ઉલટે રસ્તે દોરવનારાઓ યમુનામાં આપઘાત કરી મરી ગયા અને પૃથુરાજે દિલ્લીની પ્રજાને તથા દાદાના કાળના અધિકારીઓને ત્યાર પછી વધારે પ્રેમથી પાળવા માંડ્યા.

આ બાબત પૂરી થતાં જ પૃથુરાજને મોહોબા અથવા ચંદેલવાળી વાત યાદ આવી. પોતાના દુઃખી અને સંકટમાં આવી પડેલા સરદારો ઉપર કત્લ ચલાવનારની ઉપર વેર લેવાની તેણે તૈયારી કરી. પરમાલ રાજાને પોતાની ચઢાઈના સમાચાર મોકલાવ્યા. પૃથુરાજ બીજાનો અન્યાય સાંખી શકતો નહિ અને કોઈની ઉપર વેર વાળ્યા વગર રહેતો નહિ એટલે કે શત્રુ અને વેરીઓ તેના હૃદયમાંથી કદિ પણ દૂર થતા જ નહિ.

---

# પ્રકરણ ૧૦ મું

## ચન્દેલ ઉપર ચઢાઈ

**दुहो**

**शाम सांकरे जानकें, रहे अवर घर सोय; ***
**सो राणो फिरतो लिओ, कुल रजपूत न होय.**

હાલનો બુંદેલખંડ પૂર્વે કાળે ચન્દેલ કહેવાતો હતો. ચન્દેલનું રાજ્ય નાનું હોઈ, કનોજના રાજાને ખંડણી આપતું હતું. પૃથુરાજના વખતમાં ત્યાં એક પરપાલ રાજા રાજ્ય કરતો હતો. રાજામાં બહુ હીર ન હતું, પરન્તુ ઉદો અને આલ્હ નામના તેના બે સરદારો રાણીની સલાહથી રાજ્યવ્યવહાર ચલાવતા હતા. આ બે સરદારો રાજાના જૂના કાર્યભારીના પુત્ર હતા કે જેણે રાજ્યને માટે પોતાનો પ્રાણ આપ્યો હતો. આલ્હ અને ઉદાએ તેમના બાપને પગલે ચાલી, ચન્દેલના રાજાની કીર્તિ સાચવી રાખી હતી. દશ વાર આલ્હે મુસલમાનો સામે રાજ્યરક્ષણ સારૂ લડાઈ કરી હતી, એટલું જ નહિ પણ ગયાજી અને રેવાકાંઠાનો મુલક ચન્દેલ સાથે જોડી દઈ, રાજ્યની હદ વધારી હતી. અંતર્વેદ અને મેવાતમાંથી કેટલાંક પરગણાં તેણે રાજાને જિતી આપ્યાં હતાં. ઉદો રાજ્યનો કાર્યભાર ચલાવતો અને આલ્હ સેનાપતિનું કામ કરતો હતો. જ્યારે પૃથુરાજના માણસો ઉપર ચઢાઈ કરવાનું તેમને કહેવામાં આવ્યું ત્યારે રાજાને તેમણે એમ કરવાની નજ પાડી હતી. પરન્તુ કાનનો કાચો રાજા એ બે શૂરવીર બંધુઓના અદાવતીઆથી દોરવાઈ ગયો હતો. રાજાના હુકમને માન આપી ઉદાએ પૃથુરાજના સરદારો અને માણસોને મારી નાંખ્યા હતા, પરન્તુ તે જ વેળાએ તેણે તેને જણાવી દીધું હતું કે "પૃથુરાજ આ અન્યાયનો તમારી પાસે પૂરેપૂરો બદલો લેશે.' રાજા અને રાજ્યના સ્તંભરૂપ આલ્હની વચ્ચે આ રીતે ઉંચાં

* પોતાના સ્વામી રાજાને સંકડામણ હોય તે વખતે પર ઘર પડયો રહે તેને રજપૂતના કુળમાં જન્મેલો જાણવો નહિ.

મન થયાં હતાં તેવામાં પેલા અદેખાઓએ રાજાના કાન ભંભેરવા માંડ્યા. આલ્હની ખાનગી ઘોડારમાં પાંચ કચ્છી વછેરાઓ હતા અને આખા ચંદેલમાં તેમનાં વખાણ થતાં હતાં. અદેખાઓએ રાજાને ચડાવી વછેરાઓની માગણી કરાવરાવી.

આલ્હે પોતાની માનો વિચાર પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે 'રાજાને સઘળું અપાય પરંતુ જગતમાં કહેતી છે કે '**पूत वछरा माग न दीजे**' એ રીતે વછેરા તો અપાય નહિ.' બેઉ ભાઈઓએ વિચાર કરી રાજાને વછેરા આપવાની ના પાડી. રાજાને તેમના ઉપર બહુ જ ક્રોધ ચડયો અને દેશવટો દીધો. પરમાલની રાણી મલ્હનદેવી ઘણી ડહાઈ અને ચતુર હતી. તેણે રાજાને આ કાર્ય કરતાં વાર્યો પરંતુ ચુગલીખોરોની ઉશ્કેરણી આગળ રાણીની સારી શિખામણે 'પથ્થર ઉપર પાણી' ની માફક તેને કંઈ પણ અસર કરી નહિ અને રિસાયલા સરદારો પોતાનો સરસામાન લઈ ચંદેલ છોડી કનોજ ગયા. કનોજમાં જયચંદ્ર રાજાએ પોતાના દરબારમાં તેમને મોટા સરદારના ઓદ્ધાની નોકરીઓ આપી.

ચંદેલના રાજ્યના સ્તંભરૂપ આલ્હ અને ઉદો આ રીતે કનોજ જઈ ઠેકાણે પડ્યા પછી, પૃથુરાજની ચડાઇનો સમાચાર આવ્યા. પરમાલ રાજાને હવે પોતાની મૂર્ખાઈ જણાઈ. તેણે રાણી આગળ આલ્હ અને ઉદાને સંભાર્યા, પરંતુ રાણીએ જણાવ્યું કે 'જેને માટે પહેલાં વિચાર કરવાનો હતો તે ન કર્યો અને હવે પશ્ચાત્તાપ કરવો એ કંઈ કામનું નહિ. હવે તો તમારા જે માણસો હોય તેની પાસેથી કામ લો.' રાજા વિચાર અને પશ્ચાત્તાપ કરતો રહ્યો અને પૃથુરાજ સપાટાબંધ ચંદેલ ઉપર ચડી આવ્યો. ચૌહાણના સૈન્યે મારી કહાડેલા ગામડાંના લોક જ્યારે મોહોબે આવ્યા અને રાજાને વહાર ખાધી ત્યારે તેણે સામંતોની સભા બોલાવરાવી. સભામાં ઘરડા પણ ચુગલીખોર અમલદારો એકઠા થયા અને તેમણે તેને એવી સલાહ આપી કે 'મહારાજ પૃથુરાજ બળીઓ રાજા છે તેની સામે ચડી જવું ઠીક નથી. તેને મોહોબે આવવા દો અને આપણા કિલ્લામાં લડાઇનો બંદોબસ્ત કરો. જ્યારે તેનું લશ્કર મોહોબે આવશે ત્યારે આપણે કિલ્લો બંધ કરી નગરનું રક્ષણ

કરીશું. વળી અમારી એવી પણ ઇચ્છા છે કે, આપણે ઉદલ અને આલ્હને કનોજથી બોલાવવા તથા જયચંદ્રને મદદ મોકલવા માટે એક વિનંતિ પત્ર લખવો. રાજા જયચંદ્ર અને પૃથુરાજને વેર છે, એટલે તે આપણી માગણી પાછી ઠેલશે નહિ. આપણે કિલ્લામાં રહી મારો ચલાવીશું અને જયચન્દ્રની મદદ લઈ આલ્હ તથા ઉદો બહારથી શત્રુને સપડાવશે એટલે પૃથુરાજની ખરાબી થશે અને આપણે યુક્તિસર જીત મેળવી વડા શત્રુને હરાવ્યાની કીર્તિ સંપાદન કરી શકીશું.'

આ યુક્તિ પરમાલના જુવાન પુત્રને જરાય પસંદ પડી નહિ, પરમાલનો પુત્ર બ્રહ્માજીત તેના બાપના જેવો ન હતો એમ જણાવવાની અત્રે જરૂર છે. તે શૂરવીર હતો પણ નાનો અને અંતઃપુરમાં ઉછરેલો હોવાથી લડાઈથી અજ્ઞાન હતો. સામન્તની સલાહને હસી કહાડી તે બોલ્યો કે 'સઘળા સામન્તો ઘરડા થઈ ગયેલા છે એટલે રજપૂતના જુવાન લોહીમાં જે જુસ્સો હોવો જોઈએ તે તેમનામાં નથી. સ્ત્રીઓની માફક ઘરમાં રહી લડવાની સલાહ આપતાં તેમને શરમ આવતી નથી, તેનું કારણ પણ એ જ છે કે, તેમની ઈંદ્રિયો શિથિલ થઈ જવાથી બળ તથા વીર્ય વગરની થઈ ગયેલી છે. પૃથુરાજનું સૈન્ય દેશની ખરાબી કરતું મોહોબે આવે ત્યાં સુધી આપણે બાયલાની માફક ઘરમાં બેસી રહીએ એ તે શું વાસ્તવિક કહેવાય ? ગરીબ લોક સ્ત્રીઓ અને ગાયોની ચીસો સ્ત્રીઓની માફક ઘરમાં બેઠા બેઠા આપણે સાંભળીએ એ કદાપિ પણ બને ? ધિક્કાર છે તમારી અયોગ્ય સલાહને અને ધિક્કાર છે તમારા રજપૂતના લોહીને, કે જે પ્રજાની વહારે ધાવામાં પણ પણ તમને વિલંબ કરાવે છે; શું પ્રજાનું રક્ષણ કરવા જેટલું પણ તમારામાં સામર્થ્ય નથી ? પીથલ જેવા ઉદ્ધત રજપૂતને શિક્ષા કરવાની તમારામાં હિમ્મત ન હોય તો ખેર, તમે તેની સામે જઈ તમારા રાજાની કીર્તિને માટે અને રજપૂતાણીઓની કૂખને ધન્યવાદ અપાવવાને શત્રુની તરવારોને તમારા પ્રાણ આપો, પરંતુ રાજાને લાંછન લાગે એવી સલાહ આપતા બંધ રહો. ચન્દેલની ધરતીને આજ હું રજપૂતના બીજ રહિત થઈ ગયેલી માનું છું. પૃથુરાજમાં તમે શું પરાક્રમ દેખો છો ? બાપના રાજ્યને છોડી એ નાસી છૂટેલો છે. અજમેરમાં પીરો રાજ્ય કરે છે અને માત્ર નામનો જ તે રજપૂત-

સ્થાનમાં રાજા કહેવાય છે. દિલ્લી પણ એણે કયું પરાક્રમ કરીને લીધું છે કે જેનાથી તમે આટલા બધા ડરી જાઓ છો ! શાહાબુદ્દીનને એકાદ બે વખત હરાવ્યાથી તેને અભિમાન આવી ગયું છે તે ખરું, પણ શૂરવીર સરદારો ! તમે નથી જાણતા કે અભિમાન તો રાજા રાવણનાં પણ રહ્યાં નથી ? સઘળે ઠેકાણે માણસની કંઈ જીત થતી નથી. ઈશ્વરે જ એને તમારી ધર્તીને લોહી પાવા મોકલ્યો છે માટે કિલ્લો બંધ કરી ઘરમાં બેસવાની સલાહ ન આપો. હજી પણ જો તમે એવી જ સલાહને વળગી રહ્યા હો તો તમારાં નિવીર્ય વચન સાંભળવાને હું મારા કાન તમારાં તે વચનો સામે બંધ કરૂં છું.'

કુંવરનું ભાષણ સાંભળી ચન્દેલના સામન્તોને હાડોહાડ લાગી ગઈ. તેઓએ ખુંખારા કરી કુંવરને ઉત્તર આપ્યો કે 'અન્નદાતા ! અમારી સલાહ રાજ્યના લાભની હોવા છતાં તમે એમ ન ધારતા કે અમે લડવાથી કાયર છીએ. અમે રજપૂતનો ધર્મ સમજીએ છીએ અને **न गेहे मरणं शस्तं क्षत्रियाणां विना रणात्** એ ક્ષત્રિયની નીતિવૃત્તિ પણ જાણીએ છીએ. રાત્રિ દિવસ શાસ્ત્રોનું શ્રવણ કરવાથી અમે વળી જાણીએ છીએ કે, યુદ્ધના જેવો માંગલિક પ્રસંગ રજપૂતના છોકરાને માટે બીજો કોઈ જ નથી, પરંતુ રાજ્યના રક્ષણની નીતિમાં કહેલું છે કે, રાજાના શ્રેયને માટે પ્રસંગે તીવ્ર અને પ્રસંગે મંદ પણ થવું જોઈએ. જળના વેગમાં ઉગતા વેતસના વેલાની રીત પણ રાખવી જોઈએ. નિરન્તર કડક રહેવાથી લાભ થતો નથી એ નીતિને અનુસરી અમે કિલ્લામાં રહી રાજનગરનું રક્ષણ કરવાની રાજાને સલાહ આપી પરંતુ જ્યારે તે તમને રૂચતી નથી ત્યારે અમે પૃથુરાજની સામે લડવાને તૈયાર થઈશું. પૂર્વજોના પુણ્યપ્રતાપે વિજય કરીને આવીશું. આપને લડાઈનો શ્રમ લેવાની જરૂર નથી. અમે જો રણમાં ખપી જઈએ તો તમે આલ્હને બોલાવી દેશનું રક્ષણ કરજો અને તે દરમીઆન પૃથુરાજની પાસે લડાઈની તૈયારી કરવાની મહેતલ માગી લેજો. હવે અમને રજા આપો, ચન્દેલમાં પેસતા શત્રુને જવાબ દેવામાં મિથ્યા વિલંબ કરાવો નહિ.'

બ્રહ્માજીતના વચનથી સરદારો લડવા તૈયાર થયા અને રાજાએ તેમને આજ્ઞા આપી એટલે આઠ હજાર માણસ અને ભાયાતો વગેરેને લઈ પાંચ સામન્તો ચૌહાણની સામે લડવા ગયા. સિરસવા ગામ આગળ તેમણે મોરચા

માંડ્યા અને પૃથુરાજના પ્રધાન કૈમાસની સામે મલખાન, ચંદ પુંડિરની સામે વીર નરસિંહ અને ચામુંડરાયની સામે જેસંગ એમ ત્રણ જણે ત્રણ સરદારો સામે મીલો બાંધી. બે જણ મોટા સૈન્યની સામે ગયા. અરિસિંહ અને વૈરિસિંહની સરદારી તળે ચન્દેલના લશ્કરે ચૌહાણ સૈન્યની સામે ટક્કર લીધી; પરંતુ જે ત્રણ સામંતોએ પૃથુરાજના ત્રણ સરદારો સામે મીલો બાંધી હતી તેઓ પોતાની પાસે જોઈતું લશ્કર ન હોવાથી રણમાં પડ્યા. ત્રણ સરદારો પડ્યા તેથી વૈરિસિંહને ક્રોધ ચડ્યો. કૈમાસ ચામુંડરાય અને ચંડપુંડિરની સામે તેણે એકલાએ ધસારો લઈ જઈ મોટી કીર્તિ સંપાદન કરવા રૂંવાં ઉભાં થાય એવું ભયંકર યુદ્ધ મચાવ્યું. છેવટ તેને વરવાને તૈયાર થઈ રહેલી અપ્સરાને પ્રસન્ન કરી ત્યારે અરિસિંહની હિમ્મત ગડગડી ગઈ. ચન્દેલનું લશ્કર હિમ્મતથી લડતાં રણમાં નાશ પામ્યું અને અનેક ઘાવ લાગવાથી તથા બહુ રૂધિર વહી જવાથી અરિસિંહ અશક્ત થઈ ગયો. તેના ખાનગી માણસો રણસંગ્રામમાંથી તેને ઉપાડી લઈ નાસી ગયા. મુઠી ભર માણસોએ પાછા આવી રાજાને સિરસવાની લડાઈનું પરિણામ વિદિત કર્યું જેને લગતી હકીકત સાંભળીને પરમાલની ગભરામણનો પાર રહ્યો નહિ.

રાણી, કલ્યાણદાસ નામનો એક વૃદ્ધ કાયસ્થ, રાજાનો દસોંદી ભાટ જગનક અને રાજપુરોહિત કેશવરામ એમ ચાર જણ ચન્દેલ રાજ્યના ચાર સ્તંભ કહેવાતા હતા. પોતાના શૂરવીરો કામ આવી જતાં રાજાએ ઉક્ત ચાર જણને એકાન્તે બોલાવી ‘ શું કરવું ’ તેની સલાહ પૂછી. ત્રણ જણાઓની સાથે વિચાર કરી રાણીએ જણાવ્યું કે ‘ આપણે જેમનાં બળ પરાક્રમ ઉપર આધાર રાખતાં હતાં તે પૃથુરાજની સામે લડતાં આલોક સાધી ગયા અને પેલા ચુગલીખોર લોકને સાંભળવાથી મોટા સંકટમાં આવી પડ્યા. આલ્હ અને ઉદા વગર ચન્દેલનું રાજ્ય ઝાંખું છે. એ બે શૂરવીર પુરુષોને તમે જ્યારથી દેશવટો દીધો છે ત્યારથી જ અમે તો રાજ્યને સુનું જોઈએ છીએ. હવે જો અમારી સલાહ આપના લક્ષમાં ઉતરતી હોય અને ચન્દેલને બળવાન શત્રુના હલ્લામાંથી બચાવવું હોય તો પૃથુરાજ પાસેથી બે માસની મહેતલ માગી લો. અમને ખાતરી છે કે, એ રજપૂતસ્થાનનો ખરો રજપૂત છે તેથી તમને મહેતલ આપ્યા વગર રહેશે નહિ. ગમે તે રીતે બીજી તરફથી આલ્હ

અને ઉદ્દાને તેડાવવાનો ઉપાય કરો. આ રીતે કરશો તો જ ચન્દેલની ગાદી રહેશે, નહિ તો આ સમયે તમારી લાજ અને રાજ્ય રહેવાનાં નથી.' કલ્યાણદાસે જણાવ્યું કે 'મહારાજ! વખત બહુ ખોટો છે. વાવાઝોડાથી અને અકાળે વરસાદથી લોક પાયમાલ થઈ ગયા છે. પાક બગડી ગયો છે અને પહેલી લડાઈમાં પરાજય થવાથી લોકનાં મન ઉંચાં થઈ ગયેલાં છે, એવા નઠારા વખતમાં તમે જેટલો વિલંબ કરશો એટલી ખરાબી જ છે. શત્રુનું સૈન્ય કયાં પડયું છે? તે તમારા જ રાજ્યમાં ધામા નાંખી પડેલુ છે, તમારૂં જ અન્ન ખાય છે અને હાલ તમારી જ રૈયત દુઃખી થાય છે. રાણીજીએ કહ્યું તે પ્રમાણે કરવું જોઈશે. આલ્હ અને ઉદ્દાને જયચન્દ્ર એમને એમ આવવા દેશે નહિ માટે મારો વળી એવો પણ અભિપ્રાય છે કે આપના નામથી એક ખલીતો લખી મદદને માટે તેને માગણી કરવી.' 'રાણીજી અને કલ્યાણદાસ કહે છે એ જ પ્રમાણે કરવું, એ વગર બીજો કશો ઉપાય નથી.' આમ કહી કેશવરામ અને જગનકે અનુમોદન આપ્યું અને રાજાને પણ તે સલાહ ગોઠી.

પછી પાન અત્તર ગુલાબ વગેરે લઈ મેળાવડો વિસર્જન થયો. પુષ્પ બંદુક બરછી અને કેટલાક કચ્છી ઘોડાઓ આપી રાજાએ જગનક દસોંદીને પૃથુરાજ પાસે મોકલ્યો. જગનકે ચૌહાણ વંશનાં વખાણ કરી ચન્દની સાથે મસલત ચલાવી અને રાજાને પરમાલની ભેટ નજર કરી બે માસ લડાઈ બંધ રાખવાની માગણી કરી. ચન્દ બારોટે એ માગણીનો સ્વીકાર કરવા રાજાને વિનંતિ કરી અને શાણા રજપૂતોએ 'ન્યાયી યુદ્ધને માટે એમ થવું જોઈએ બાપા' એવું કહી ચન્દને ટેકો આપ્યો. પૃથુરાજે જગનકને સિરપાવ અને રાજાને માટે મૂલ્યવાન જવાહીર જડેલી એક ઢાલ તથા ઉંચી જાતની તરવાર ભેટ આપ્યાં અને બે માસની મહેતલ કબુલ રાખી. મહેતલ માગી લઈ જગનક પાછો આવ્યો એટલે તેને રાણીએ આગ્રહ કરી આલ્હ અને ઉદ્દાને તેડવા કનોજ તરફ મોકલ્યો.

કનોજ જઈ જગનક આલ્હ તથા ઉદ્દાને મળ્યો. તેણે તેમને કહ્યું કે 'જ્યારથી તમે બે ગયા છો ત્યારથી રાણી અને પ્રજા તમારે માટે શોક કરે છે. રાજ્ય અમને નિરતેજ લાગે છે અને રાજા તમારે માટે બોલતો નથી પણ અંતરમાં મુંઝાયા કરે છે. શત્રુએ ચન્દેલની સરહદમાં આવી છાવણી

નાંખી છે અને પ્રજાનું બગડે છે. પ્રજા રાજા અને રાણી સઉ તમારી વાટ જુવે તે માટે ગઈ ગુજરી ભુલી જઈ આપણે દેશ હીંડો, તમે નહિ આવો તો ચન્દેલ પરમાલને ઘેર રહેવાનું નથી.' ઉદાએ ઉત્તર આપ્યો કે 'દસોંદિ! તમે કહો તે સઘળું ખરૂં હશે; પરંતુ અમારો શો અપરાધ? દેશવટો દેતાં રાજાને અમારો એકકે ગુણ આડે ન આવ્યો? અમારા પિતાએ ચન્દેલની ચાકરીમાં જીવન આપ્યું અને અમે ચન્દેલની સેવા બજાવતાં કેવાં કેવાં કષ્ટ વેઠયાં તે સઉ તમે જાણો છો. અમે કયારે રિસાયા છીએ? જ્યારે રાજાએ અમને કહાડી મુકયા ત્યારે ચાલી નીકળ્યા.' 'રાજાએ કહાડી મુકયા અને રાજા જ તમને માનપૂર્વક બોલાવે છે માટે ચાલો. હું દેશનું હિત વિચારી આ વાત કહું છું. રાજાના સામે જોવાનું નથી. રાણી મલ્હણદેવી અને પ્રજાના સામે જોવાનું છે. રાજા ચુગલીખોરોને વચને ચાલ્યો તેથી હાલ બહુ જ પસ્તાય છે. ત્યાં આવી એના પશ્ચાત્તાપને શમાવો. ઝાઝી ખેંચતાણમાં માલ નથી.' દસોંદીનાં વચન સાંભળી ઉદાની મા બોલી ઉઠી કે 'દીકરા! હવે હદ આવી રહી. પોતાનો રાજા સંકટમાં હોય તે વખતે માન અપમાનની દરકાર રાખવી નહિ માટે તૈયાર થાઓ.' દસોંદી અને માતાનાં વચન સાંભળી બેઉ ભાઇઓએ એક બીજાના સામું જોયું અને સ્વદેશ માટે તેમનાં અંતઃકરણ ગળગળી ગયાં પછી બેઉ ભાઇઓ ચન્દેલ જવાને તૈયાર થયા.

ડોશીએ અને ભાટે તૈયારી કરાવી. દરમીઆન હથીયાર બાંધી આલ્હ અને ઉદેલ જેનું લુંણ ખાતા હતા તેની રજા લેવા ગયા. પરદેશ જવાના પોષાકમાં દેખી જયચન્દ્રે તેમને પૂછ્યું કે, 'મારી રજા વગર કયાં જવા તૈયાર થયા છો?' ઉદાએ અથથી ઇતિ સુધી સઘળી વાત રાજાને વિદિત કરી. આટલામાં બહુ વાર થવાથી જગનક ત્યાં જઈ પહોચ્યો. જયચન્દ્રે કહ્યું કે 'આટલા દિવસ સુધી મારો પગાર ખાઈ હવે ચન્દેલના રાજાને મદદ કરવા જાઓ તે કેમ બને? હું તમારો રસ્તો રોકાવીશ અને રજા આપીશ નહિ.' આલ્હને રાજાનાં કડક વચનથી ક્રોધ ચડયો તેથી તે બોલ્યો કે 'જો તમે અમને રોકશો તો અમે તોફાન કરીશું. નગરમાં લુંટ ચલાવીશું અને પછી મોહોબા તરફ ચાલ્યા જઈશું.' જયચન્દને ક્રોધ ચડયો અને તે બોલવા જતો હતો એટલામાં

શાણા જગનકે પરમાલ રાજાનો વિનંતિપત્ર તેના હાથમાં આપી એવાં વખાણ કર્યાં કે તેનો ક્રોધ શમી ગયો. પરમાલની નમ્રતાથી મદદ માગવાની ઢબથી રાજાનું મન ફેરવાઈ ગયું. આલ્હ અને ઉદાને રજા આપવામાં સામે પડયો હતો તે રાજા એકદમ તેમને મદદ આપવાને તૈયાર થયો. આલ્હ અને ઉદાને તેણે જવાની રજા આપી એટલું જ નહિ પરંતુ તેમના સ્વદેશાભિમાન માટે તેમને બહુ ધન્યવાદ આપ્યા. પૃથુરાજનો મદ ઉતારવા માટે તેણે પોતાની તરફના દસ સરદારો અને વીસ હજાર પાયદલ ચન્દેલની કુમકે આપવાનો સેનાધિપતિને હુકમ કર્યો. ભાટને એક મોટો હાથી, બે ઘોડા, વીસ હજાર રૂપિયા અને બે ગામ બક્ષીસ આપ્યાં. આલ્હ અને ઉદો જયચન્દ્રે આપેલી કુમક લઈ કનોજથી નીકળ્યા.

મોહોબામાં ખબર આવતાં જ પરમાલ ચન્દેલ તેમને માન આપવા સામૈયું કરી સામો ગયો. રાજાને પોતાની સામે આવેલો જોઈ બેઉ ભાઈ વાહન ઉપરથી ઉતરી સામે ગયા અને રાજા રાણીના પગમાં મસ્તક નમાવ્યાં. રાજા તેમના વિનયથી ગદ્‌ગદિત થઈ ગયો અને પોતાના જુના કાર્યભારીઓને રાજ્યનો સઘળો અખતીયાર આપતાં તેમનું ભારે સન્માન કરી ચાર પરગણાં, બે હાથી, હીરા અને મોતીના હાર, કલગીદાર ઉંચી કિમ્મતના તોરા તથા શિરપેચ, સુવર્ણના સાજવાળા કેટલાક ઘોડા અને વંશપરંપરાના કારભારના પટા કરી આપ્યા. મોહોબાની પ્રજાએ પણ મોટા ઉત્સાહથી ઉદલ અને આલ્હને નગરપ્રવેશ વખતે ભારે આવકાર આપ્યો. ઠેકઠેકાણે તેમના માનમાં ધ્વજા પતાકા ફરફરી રહ્યાં અને મોટા ગૃહસ્થોના ઘર આગળ થઈને સ્વારી નિકળતાં સૌભાગ્યવતી મોહોબાની શેઠાણીઓએ પુષ્પ અને અક્ષતથી તેમને વધાવી લીધા. આલ્હ અને ઉદલની સ્વારી આવું માન મેળવતી રાજમહેલના મોટા દરવાજામાં આવી ત્યારે લશ્કરે બહાર કરી તેમને માન આપ્યું. જગનક ભાટનું માન રહ્યું અને રાણી તથા પુરોહિત વગેરે રાજ્યના શુભચિંતકો પ્રસન્ન થયા. રાજાએ જયચન્દ્રના સરદારોને પણ બહુ માન આપી કનોજપતિ ઉપર ઉપકારનો પત્ર લખાવ્યો.

બીજે દિવસે સવારે રાજમહેલના ચોકમાં મોટો દરબાર ભરી ચન્દેલના અને કનોજના લશ્કરને બોલાવી રાજાએ માન આપ્યું. જયચન્દ્રના

સરદારોએ અને આલ્હે લડાઇનો દિવસ નક્કી કરી પૃથુરાજને તૈયાર થવાનો પત્ર લખ્યો. વીર પુરૂષોએ રજપૂતના ધર્મ સંબંધી ભાષણો આપ્યાં અને ભાટ તથા ચારણ લોકોએ મોટા રથીઓ અને વીર પુરૂષોનાં ચરિત્રોનાં વીરરસ ભરેલાં કાવ્યોના છંદ વાંચ્યા. ઠરાવ કરી સર્વે પોતપોતાને મકાને ગયા અને લડાઇની તૈયારીઓ કરવા માંડી. પેલી તરફ પૃથુરાજ ઉપર પત્ર જતાં ત્યાં પણ લડવાની તૈયારી થઈ. બેઉ તરફના વીર પુરૂષો રણસ્વયંવરમાં ઉતરવાની ધામધુમમાં પડ્યા. આ લોકમાં યુદ્ધકામી વીર રાજાઓની અને સ્વર્ગમાં શૂરવીરને ઇચ્છતી અપ્સરાઓની તૈયારીઓનું વર્ણન રાસામાં ચંદ કવિએ નીચે પ્રમાણે કરેલું છે:—

इतें सूर न्हावे करे दान ध्यानं,
उतें अप्सरा अग मंजत तानं ।
इतें टोप टंकार सीसं उतंगं,
उतें अप्सरा कंचुकी पहरी अंगं ॥
इतें सूर मोजा बनावंत पाये,
उतें अप्सरा नूपुर पहेरि पाये ।
इतें सूर रागं बधे ताप तेगं,
उतें अप्सरा चनिया पहेरि जंघं ॥
इतें पाघ पेचं समारत सूरं,
उतें सीसफूलं गुहावेत पूर ।
इतें सूरमा पाघपें झलम डारे,
उतें जुड रंभा शुभांगं समारे ॥
इतें सूर सरवं खरे खग्ग मंजे,
उतें अप्सरा अंजनं नेन अंजे, ।
इतें सूर ढालं बली बंध डारे,
उतें अप्सरा श्रवण ताटक धारे ॥
इतें सूर दस दान हथ्थेसु कीये,
उतें अप्सरा हथ्थर मेंदी सु दीये ।
इतें सूर कर केहरी नख्ख लीने,

**उतें अप्सरा कंकनं पान करीने ॥**
**इतें सूर बरछी लिये हे अन्यारी,**
**उतें अप्सरा हाथ वरमाल धारी।**
**इतें सूर तुलसीनकी माल नाई,**
**उतें अप्सरा माल मोती बनाई।**
**इतें सूर कर बान कब्बान नाई,**
**उतें तेग सावंत धारे म लीयों**
**उतें अप्सरा साज विमान कीये।**
**कही कवी चंद मिरख्खी स सोउ,**
**वरन्ने सुमाने परी सूर दोउ ॥**

પૃથુરાજ જેવા બળવાન શત્રુની સામે લડવા જવું અને જીવતા આવવું એ તો દુર્લભ જ મનાતું હતું. વળી આલ્હ અને ઉદ્દાએ તો મરવું વા મારવું એવો નિશ્ચય જ કરેલો હતો એટલે તેઓ છેવટનાં સુખ ચાખી લે એમાં શી નવાઈ? રણમાળ પહેરી તેઓ ઘેર આવ્યા એટલે તેમની માતા દેવળદેવીએ વહુઓને હાથે રસોઈ કરાવી જમાડ્યા. આલ્હ સેનાધિપતિ થયો હતો અને તેની સ્ત્રી હજી સંતાન વગરની હતી. દેવળદેવીને એ જરા લાગતું હતું તેમ એ દંપતીનો પ્રેમ પણ અનન્ય હતો. આલ્હ જેવો વીર હતો તેવી જ તેની સ્ત્રી સુલક્ષણા, સુંદર અને વીરાંગના હતી. રાતે જ્યારે માતાને મળી આલ્હ અંતઃપુરમાં ગયો ત્યારે તેણે ક્રીડાને યોગ્ય સઘળી તૈયારીઓ કરી રાખી હતી. આલ્હ શયનગૃહની રચના જોઈ ખુશ થયો અને પ્રેમથી ગદ્ગદ થઈ ગયેલી પ્રિયાને કંઠે હાથ નાંખી હિંદોળા ઉપર જઈ બેઠો. ઘણી ઘણી વાતો કરી પરંતુ કોઈ વાતમાં તેને આનન્દ જણાયો નહિ. સુલક્ષણાએ પોતાના સ્વામીની ચિત્તસ્થિતિનો પાર જાણી લીધો હતો, તેમ છતાં રખેને એ રીસાયા તો નહિ હોય એ સ્ત્રી જાતિનો સહજ સ્વભાવ હોય છે તેમ શંકા આણી તેણે પૂછ્યું કે 'નાથ, મારા હાવભાવ નિષ્ફળ જાય છે તેનું કારણ મારી કંઈ ભુલ હોય તો માફ કરજો.' વહાલીનું પ્રેમપૂર્ણ નમ્ર વચન સાંભળી તેના હૃદયમાં પ્રેમનો ઉભરો આવ્યો અને હડપચીથી તેનું મુખ ઉંચું કરી ચુંબન લીધું. સ્નેહથી

આલિંગન દઈ વળી તે બોલ્યો 'કે પ્રિયા, તમારાથી ભુલ જ ક્યારે થાય છે કે મને તે નજરે પડે? અલબત, તમારાં વિનોદન નિષ્ફળ જાય છે; પરંતુ તેનું કારણ હું સમજું છું. વહાલિ ! બીજું એમાં કંઈ નથી, માત્રઃ—

કરો મારા કંપે, અરિ સરવ સંહાર કરવા,
ચહું ચક્ષુ મારાં અરિરુધિરથી તૃપ્ત કરવા;
બધે—અંગે, અંગે, પુલકપુલકે આગ સળગી,
સ્થિતિ એકે આજે, નથી રણ વિના અન્ય ગમતી.'

'નાથ, હું તે જાણું છું અને તમારી મુખાકૃતિ ક્યારનીય મને વીરરસ દેખાડે છે. એમ તો તમે ચતુર છોની.' 'વારુ, બોલો જોઈએ શું છે? ચતુરના સહવાસની ચતુરતાથી જ એ સમજાયું છે ત્યારે કહોની શા ઉપરથી તમે તે જાણ્યું? સુલક્ષણા—

ક્યારે હણી રિપુતણાં શિર રોળી નાંખું,
ક્યારે ચઢી સમરસ-મુખ, શસ્ત્ર ફેંકું;
ફેંકું કદા સરવ કંટક રૂપ શત્રુ,
એવું વદે કુટિલ એવું વિકાસતી ભ્રૂ.

વાહ સુલક્ષણા વાહ ! તારા જેવી સ્ત્રીનો સમાગમ પણ કોઈ અનન્ય સુખ ઉત્પન્ન કરે છે.' નાથ, ચાલો હવે, એમ કહી સુલક્ષણા ઉઠી અને આંખો આગળ રમતા રણસંગ્રામના આલોક જોતો જોતો આલ્હ પછી નિદ્રાવશ થયો. પ્રભાતે ઉઠી નિત્ય કર્મ કરી બખતર પહેર્યાં અને સુલક્ષણાની રજા લીધી ત્યારે આલ્હનું મુખ ક્ષણભર ઉદાસ જણાયું. શીખ આપતાં સુલક્ષણાએ શોકને દાબી રાખી પ્રસન્ન ચિત્તે કહ્યું કે 'નાથ ! મારામાં મન રાખશો માં. રણમાં આર્યા દેવલદેવીની કૂખને શોભા આપજો અને ખાતરી રાખજો કે અપ્સરાઓ મારાં કંકણની ભાતવાળા તમારા કંઠમાં વરમાળ આરોપે ત્યાર પહેલાં તો હું આપની પાસે આવીને ઉભી રહીશ.' પોતાના હાથમાંની ગુલાબ છડી આપી આલ્હ ત્યાંથી નીચે ઉતર્યો. ઉદલ પણ તેની વાટ જોતો તૈયાર થઈને જ ઉભો હતો તેથી બેઉ ભાઈ માતા દેવલદેવીની શીખ લેવા ગયા અને માતાએ તેમના મસ્તક ઉપર હાથ મુકી કહ્યું કેઃ—

**देवल कहई सूनो सुत दोंही, लुन हलाल करो तुम होही,**
**शत्रु आगे शिष ज्युं दीजे, निर्भयराज सुरगको लीजे.**

માતાની શીખ લઈ બેઉ ભાઈઓ રાજવાડામાં ગયા અને રાજા રાજકુમાર તથા જયચંદ્રના સરદારો વગેરેની સાથે મોટું સૈન્ય લઈ મોહોબા-માંથી નીકળ્યા. ઉંટ ઉપરનાં સૈનિક નગારાંના ડંકા વાગ્યા અને સૌભાગ્ય-વતીઓએ શકુન આપ્યા. આણી તરફ ચન્દ પુંડિર અને કન્હની સરદારી તળે પૃથુરાજનું સૈન્ય પણ સજ્જ થઈ રહ્યું હતું. જ્યારે બેઉ સૈન્ય એક બીજાની સામ સામે આવીને ઉભાં રહ્યાં ત્યારે હાથી ઉપર બેઠેલા ચૌહાણ સૈન્યના ઉપરિ કન્હ ચૌહાણને જોઈ ચન્દેલના રાજાની હિમ્મત જતી રહી. તે તેને સાક્ષાત્ કાળ જેવો ભયંકર લાગ્યો. તેને પોતાનાં સન્ય ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો એટલું જ નહિ પરંતુ પોતાના મૃત્યુને માટે યમ આવ્યો હોય તેવા કન્હને જોઈ તેનાથી રણમાં ટકાયું નહિ. તેણે પોતાના પુત્રને તથા સેનાધિપતિને બોલાવી કહ્યું કે મારે ચૌહાણો સાથે લડવું નથી. હું ગમે તે રીતે પણ સંધિ કરવા ધારૂં છું. અર્ધો દેશ અર્ધો ખજાનો અને મારી કન્યા આપીને પણ હું લડાઈ બંધ રખાવીશ. કન્હની સામે મારાથી જોવાતું નથી અને મને તે સાક્ષાત્ કાળ જેવો ભાસે છે. કુમાર બ્રહ્માજીત તેના બાપનાં આવાં નિર્બળ વચનો સાંભળી ક્રોધે ભરાયો અને આલ્હ તથા ઉદો પણ તેને ધિક્કારવા લાગ્યા. તેમણે રાજાને કહ્યું કે 'રણભૂમિમાં આવી તમે આવું બોલો તે ઠીક નહિ. રણે ચડેલો રજપૂત પાછો ફરે? રણમાંથી નાસી જઈ તમે સુખની ઇચ્છા રાખતા નહિ, કારણ કે ભગવાન શુક્રાચાર્ય જેવા રાજનીતિજ્ઞે કહ્યું છે કે युद्धमुत्सृज्य यो याति स देवैर्हन्यते भृशम्। માણસ લોખં-ડની કોઠીમાં પેસે તોય મરણ તેને છોડતું નથી! માટે આવો વિચાર છોડી દો. આ ધડ ઉપર મસ્તક છે ત્યાં સુધી અમે રણમાંથી વિમુખ થવાના નથી.' પરમાલ રાજાને તેમનાં વચને અસર કરી નહિ અને તે પોતાના નીચ માણ-સોની સાથે લડાઈનો આરંભ થતા પહેલાં રણમાંથી નાસી ગયો.

રાજાના ગયા પછી આલ્હે લડાઈનો હુકમ આપ્યો અને કન્હ ચૌહાણ તેમની સામે ધસી આવ્યો. શૂરવીરોએ કાપણી કરતા હોય તેમ મનુષ્યો ઉપર ક્રૂર થઈ તરવાર ફેરવવા માંડી. મોટા મોટા હાથીઓની રાડોથી જેમ

મેઘની ગર્જનાઓ થતી હોય તેમ રણભૂમિમાં કોલાહલ થવા માંડયો અને પ્રાણીઓનાં સજીવ હાડકામાં આવી અટકતાં ખાંડાંના ખોખરા અવાજ તેમાં વધવા માંડ્યા. વીર પુરુષો તરવાર ભાલા અને બરછીથી સામ સામે આવી એક બીજાનો વધ કરવા લાગ્યા. ઉડેલી ધૂળને લીધે ઘનઘોર થયેલા વાતાવરણ રૂપી મેઘમાં જેમ વિજળીઓ ચમકે તેમ રુધિરવાળી તરવારોનાં પાનાં તડકામાં ચળકવા માંડ્યાં. હાથી અને ઘોડા કપાઈ જઈ રણભૂમિને ઢાંકી દેવા લાગ્યા, ભાગેલાં અસ્ત્રશસ્ત્રના કકડાઓથી અસિપત્રના વન જેવું રણ સૈનિકોને આગળ વધવામાં દુસ્તર થઈ પડયું અને પિશાચ તથા પક્ષીઓ રુધિર પાન કરવા લાગ્યાં. લોહીની નદીઓ ચાલીને મરેલા સૈનિકોનાં મડદાં તેમાં તણાવા માંડ્યાં. શસ્ત્રના ઝપાટાના શરના સણસણાટના શૂરવીરોની હાકોના અને હાથી ઘોડાની ચીસોના અવાજથી દિશાઓ શબ્દાયમાન થઈ ગઈ. જયચંદ્રનો ભત્રિજો યુદ્ધની અક્ષય કીર્તિ લેવાને યુદ્ધમાં આગળ ધાયો એટલે તેનો સરદાર લાખનસી, ચૌહાણના સરદાર નિઠુરરાય ઉપર ધસ્યો. બેઉ જણ બળીઆ હતા અને તેમણે એવું ઘોર યુદ્ધ ચલાવ્યું કે, સેનાના મોટા મોટા વીર પુરુષોનું લક્ષ તેમની તરફ ખેંચાઈ રહ્યું. ઘણી વાર થઇ અને હજારો માણસ મરી ગયાં, પરંતુ તેમની લડાઈનું પરિણામ આવ્યું નહિ ત્યારે કનોજના તાઝીમખાં રૂપસી દાદુ જાદવ અને કુમારપાળ નામે ચાર સરદારો તેમની મદદે ગયા. નિઠુરરાયને એકલો ન પડી જવા દેતાં કન્હ તરત તેની પક્ષે જઈ ઉભો અને કૈમાસ સલખ તથા રાણો પહાડ તેને પોતાના ભાયાતો સાથે મદદ કરવા લાગ્યા. યુદ્ધની બાજી ખરેખરી રસાકશી ઉપર જઈ પહોંચી. જયચંદ્રનું સૈન્ય પોતાની હારજીતના અણિના સમયમાં જીવ નાંખી દઈ લડવા લાગ્યું કારણ કે, જો તેઓ હારે તો કનોજના નામને લાંછન લાગે એમ હતું. મારો મારો અને કાપો કાપોના ભયંકર પોકાર કરતા કનોજીઆ ચૌહાણની ઉપર તુટી પડ્યા. તાઝીમખાને કન્હ ચૌહાણ ઉપર ધા કરી તેને મૂર્ચ્છામાં નાંખી દીધો. પવનરાયને પરાક્રમ કરી જતો ન જોઈ શકવાથી પહાડ પહાડના જેવી મોટી ગદાનો પ્રહાર કરી તેનો પ્રાણ લીધો, દરમીઆન પાંચ મોટા મોટા સરદાર અને ત્રીસ હાથીઓ રણમાં પડ્યા, અને કનોજનું સૈન્ય નિર્બળ થઈ ગયું. તેઓ હિમ્મત હારી ગયા હતા પરંતુ

લાખનસીએ **शूराके मैदानमें नहि कायरका काम** એવાં રજપૂતથી ન સહેવાય તેવાં વચનો કહી યુદ્ધથી પરાંગમુખ થતાં અટકાવ્યા એટલે ચૌહાણો આગળ વધી શક્યા નહિ. આગળની પાયગામાંથી માર્ગ કરી લાખનસી કનોજીએ આગળ વધી પોતાના લાંબા વખતના ભેરુ નિડુરરાયની ઉપર ખાંડાનો ઘા કર્યો. નિડુરરાય મૂર્ચ્છાથી ધરણી ઉપર ઢળી પડયો એટલામાં કન્હ ચૌહાણે ધસી આવતા લાખનસીને પણ પુરો કર્યો. તેના ભાયાતોએ અને સૈન્યે તેની પાછળ હજારો ચૌહાણોને કાપી નાંખ્યા પરંતુ કન્હે તલભાર પણ પોતામાંના કોઈને પાછો પગ ભરવા દીધો નહિ. કનોજનું લશ્કર મરણીઆ થઈ લડવા લાગ્યું ત્યારે ચન્દ પુંડિર અને ચામુંડરાય વગેરેએ કન્હની પક્ષે રહી દેવતાઓ અને અપ્સરાઓ પણ યશ ગાય તેવાં પરાક્રમ કરવા માંડ્યાં. ઉભય સેનાએ ત્રાસ વર્તાવી મુક્યો અને મહા સંહારકારક સંગ્રામ ચાલ્યો તેમાં ટપોટપ માણસો મરવા લાગ્યાં. આ યુદ્ધ વેળાએ રામ રાવણના યુદ્ધ જેવો વીરરસ જામી ગયો. પૃથ્વી ડોલી તથા મહા સાગરો છલકાયા એમ જે કહેવાય છે તે આ વખતે રણસંગ્રામમાં પ્રત્યક્ષ જેવું થઈ રહ્યું. મોટો સંહાર વળી ગયો પરંતુ કનોજના સૈન્યે સામી છાતીએ યશ લીધો. કનોજનું તમામ લશ્કર લડતાં લડતાં કતલ થઈ ગયું અને ચન્દેલના સૈન્યમાંથી પણ ઘણા માણસો વીરગતિને પામ્યાં. ચૌહાણોને વિજયશ્રી પ્રાપ્ત થઈ પરંતુ આલ્હે તેમના વિજયને સર્વોપરિ થતાં અટકાવ્યો. કનોજીઆ પુરા થઈ ગયા પછી પોતાના રાજકુમારને તેણે કહ્યું કે 'રાજકુંવર! તમારી વયન્નાની છે. જગતનાં સુખ દુ:ખ તમે જોયાં નથી અને રણનું પુર તમારી વિરુદ્ધ જાય એમ લાગે છે માટે તમે તમારા પિતાની પાસે ચાલ્યા જાઓ. મરણ સિવાય અત્રે બીજો માર્ગ રહ્યો હોય એમ મને લાગતું નથી. તમે મારાં વચનને માનો અને કલીંજરના કિલ્લામાં ભરાઈ જાઓ. કુમાર બ્રહ્માજીત! અમે તો મરણનો નિશ્ચય કરીને નીકળેલા છીએ તે અહીં કામ આવી જઈશું પરંતુ તમે જાઓ. 'જીવતો નર ભદ્રા પામશે' તેમ તમે જીવતા હશો તો ફરીને રાજ્ય મેળવશો. હવે જયની આશા નથી.' કુંવર બ્રહ્માજીત નિર્બળ ન હતો. તેણે ઉત્તર આપ્યો કે 'બહાદુર સરદાર! તમે મને મારા પિતાના જેવો કાયર ધારતા નહિ. હું રણથી પરાંગમુખ થઈ નરકનો અધિકારી નહિ થાઉં કારણ કે:—

दुहा

**राजा घरजात जु मरे, करे सुरगको भोग,**
**दुनीआंमें जश विस्तरे; हसे न दुरिजन लोग.**
**जा धरतीकु खायके, मरे न जाते कोय;**
**अंतकाल नरक ही परे जुगमें अपजश होय.**

હું શત્રુની સામે પ્રાણ આપવા માટે અવતરેલો ને આવેલો છું માટે તમે મને આવું અકીર્તિકર સૂચન ન કરો. હું તમારી સન્મુખ મોટી કીર્તિ સંપાદન કરી સ્વર્ગ મેળવીશ. ચાલો, આગળના શત્રુઓને રાજી થવાનો વખત આપો નહિ.' તેણે પોતાના હાથીને આગળ કરાવ્યો અને ચૌહાણોમાં નવેસરથી કતલ ચાલવા માંડી. રથીઓ રથીઓની સાથે હાથીઓ હાથીઓની સાથે સવારો સવારોની સાથે અને પાયદળ પાયદળની સાથે એકત્ર થઈ ગયાં. રણભૂમિ યમસદનના જેવી થઈ રહી અને પરમાલના જુવાન રાજકુંવરે એવું ભયંકર યુદ્ધ મચાવ્યું કે જોતજોતામાં ચૌહાણનાં પાંચ હજાર અને મોહાબાનાં વીસ હજાર માણસો રણભૂમિમાં પડ્યાં. ચૌહાણના સંજમરાયે અને ચન્દેલના ઉદલે રણભૂમિ ઉપર અદ્ભુત પરાક્રમો કર્યાં અને સમાન બળવાળો બેરુ લઈ કુંવર બ્રહ્માજીત રણમાં પડયો. ઉદાએ રાજકુંવરની પાછળ શત્રુના સૈન્યમાં હાહાકાર વર્તાવી દીધો તથા પૃથુરાજના કાકાને એક ઘાથી મૂર્ચ્છિત કરી કૈમાસ સામું જોયું. કૈમાસ દહિમો અને પડીહાર તેની ઉપર તુટી પડ્યા. દેવલોક સ્તુતિ કરે એવું તેણે પરાક્રમ કર્યું છતાં 'ઝાઝી કીડીઓ સાપને તાણે' તેમ થયું અને ચૌહાણના વીર સેનાનીઓએ મળી તેનું મસ્તક કાપી નાંખ્યું. ઉદલનું માથું જ્યારે ધરણી ઉપર પડ્યું ત્યારે ચન્દેલ સૈન્યમાં ત્રાસ વર્તાઈ ગયો. શત્રુઓ પણ એ વીર નરના મરણ ઉપર ધન્યવાદ આપવા લાગ્યા. ચન્દ બારોટે તો રાસામાં લખ્યું છે કેઃ—

दुहो

**तिनु मिलके मारीओ, रणजशराजकुमार,**
**मारे भर पीथुराजके सिरबीन एक हजार.**

પોતાનો રણકોવિદ ભાઈ અને રાજાનો કુંવર રણમાં પડ્યાની વાત સાંભળતાં જ પરાક્રમી આલ્હની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તેણે હવે મરણીઆ થઈ લડાઈ કરવા માંડી. જ્યારે કોઈ પણ સરદાર તેની સામે ટકી શકયો નહિ ત્યારે ચંદ બારોટે આતતાઈ ચૌહાણને તેની સામે મોકલાવ્યો. પુરાણની કથાઓની માફક આલ્હને માટે એમ કહેવાય છે કે, તે મંતર જંતર અને સંપૂર્ણ શસ્ત્ર વિદ્યા જાણતો હતો. પ્રસિદ્ધ ગોરખનાથનો તેને હાથો હતો તેથી કાલિકાના હાથાવાળા આતતાઈને ચંદે તેની સામે લગાડયો. પૃથુરાજ રાસામાં એમનું આ યુદ્ધ ચમત્કારી સિદ્ધિઓમાં વર્ણવેલું છે. આલ્હે ઘણું પરાક્રમ કર્યું પરતુ તેનો દહાડો ઘેર ન હતો. લશ્કર કપાઈ ગયું અને ચારે તરફથી સહાય ભાગી ગઈ ત્યારે નિરાશ થઈ તેણે ધનુષ બાણ તોડીને નાંખી દીધાં અને વૈરાગ આવવાથી રણમાંથી ચાલી નીકળ્યો. આલ્હના જેવો શૂરવીર રણમાંથી નાસી જાય એ અસંભવિત છે, પરંતુ પૃથુરાજના યશ ગાનાર ચંદે તે જતો રહ્યો એમ લખ્યું હશે. ગમે તેમ થયું હોય પરંતુ પૃથુરાજને જય મળ્યો અને ચંદેલીઆ રણમાં કામ આવી ગયા એમાં તો કશી શંકા નથી.

ચંદેલના શૂરવીરોએ મરતાં મરતાં ઘણા ચૌહાણોને રણમાં રોળી નાંખ્યા; એમ પણ કહેવાય છે કે પૃથુરાજ આ લડાઈમાં ઘવાઈ અચેત થઈ પડયો હતો. અત્રે ચૌહાણના એક સરદારની રાજભક્તિનો દાખલો લેવા જોગ બનાવ બનેલો ઇતિહાસનાં પાનામાં નોંધાયલો છે. જ્યારે મડદાંના ઢગમાં પૃથુરાજ અચેત થઈ પડયો હતો ત્યારે એક ગીધ પક્ષી તેની પાસે જઈ આંખ ફોડવાની તજવીજ કરવા લાગ્યું. પૃથુની સામે તેનો શૂરવીર સરદાર સંજમરાય પડેલો હતો. રાજાની આંખ ફોડવા તત્પર થયેલા એ ગીધને રામગુરુએ ઉડાડ્યું ત્યાંસુધી તેણે પોતાનાં ઘામાંથી માંસના લોચા નાંખી નાંખીને તેને ખવરાવ્યા કર્યાં. મરતાં મરતાં તેણે અનન્ય રાજભક્તિ બતાવી બીજા સરદારોને પોતાનો દાખલો આપ્યો. આખરે તે મરી ગયો અને ચંદ બારોટ તથા રામગુરુ વગેરેએ પૃથુરાજ તથા બીજા સરદારોને મલમ પટા કરાવી છાવણીમાં મોકલ્યા.

પરમાલ રાજાને પકડવા માટે ચામુંડરાય કલીંજર તરફ ગયો અને રાજાને તથા મોટી સમૃદ્ધિને પૃથુરાજ આગળ લાવી ખડાં કર્યાં. ચૌહાણે પજૂન કછવાને મોહોબામાં રહી ખંડણી વસુલ કરવાનું સોંપી પરમાલને

રાજગાદી પાછી આપી. મમતની લડાઈમાં હજારો રજપૂતો અને ઘણાક સરદારોનો ભોગ આપ્યા પછી તે દિલ્લી તરફ ગયો. ચન્દેલની લડાઈથી તેનું ઘણું જોર નરમ પડવા ઉપરાંત જયચન્દવાળું વેર ઓર વધી ગયું.

## પ્રકરણ ૧૧ મું

### પૃથુ અને ભીમ

**सोरठो.**

**जे नव वाळे वेर, तेने पशु प्रमाणवो;**
**निन्दे आ भव लोक, परलोके नरके पडे.**

બુંદેલખંડના રાજા ઉપર વિજય મેળવીને પ્રતાપી પૃથુરાજ દિલ્હી આવ્યો. ચૌહાણની આ વખતે ખરેખરી ચડતી હતી અને હિન્દમ દિલ્હીનું રાજ્ય કંઇક ટકોર સાથે શ્રેષ્ઠતા ભોગવતું હતું. પૃથુરાજ શાંત અને પ્રસન્ન રહેતો હતો પરંતુ ભોળો ભીમદેવ તેના અંતરમાંથી નીકળી ગયો ન હતો. જુદા જુદા વ્યવસાયોમાં ભીમ ઉપર ચડાઈ કરવાનો તેને વખત મળ્યો ન હતો પરંતુ જ્યારે જ્યારે તેને સોમેશ્વર સાંભરતો ત્યારે ત્યારે ભીમ ઉપરનું વેર તેના હૃદયમાં ખુંપી રહેલા કાંટાની પેઠે હાલી આવતું હતું. એકવાર એવો પ્રસંગ આવ્યો કે ચૌહાણરાય સભા ભરીને બેઠો હતો અને રાજપુરાણી મહાભારત વાંચતા હતા. સભામાં દરજ્જા પ્રમાણે સામંત સરદારો બેઠા હતા, તેમાં ભીમદેવના ભત્રિજા પણ હતા. વીરરસ કથાના પ્રસંગમાં ભારતના વીરોનાં પુરાણીએ છટાથી પરાક્રમ વર્ણવ્યાં અને કથાના રસમાં એકતાર થઈ ગયેલા પ્રતાપી સોલંકીએ* તાનમાં મુછ ઉપર હાથ નાંખ્યો. રાજાના કાકા અને નરવ્યાઘ્રના ઉપનામથી પ્રસિદ્ધ કન્હ ચૌહાણથી

* ભીમદેવના સાત પિતરાઈ તેનાથી ત્રાસી પૃથુરાજના દરબારમાં જઈ રહ્યા હતા. પ્રતાપસિંહ, અરિસિંહ, ગોકુળસિંહ, ગોવિન્દસિંહ, હરિસિંહ, શ્યામસિંહ અને ભગવાનસિંહ તેમના નામ હતાં. એ સાતે ભાઈઓને કન્હે મારી નાંખ્યા પરંતુ પૃથુરાજ કે બીજા સામંતો કંઈ બોલ્યા નહિ. આથી ચૌહાણોની રજપૂતોમાં અપકીર્તિ થઇ.

સોલંકીનો અવિનય સંખાયો નહિ. તેણે આસન ઉપરથી ઉઠી પ્રતાપસિંહનું મસ્તક કાપી નાંખ્યું અને કથાપ્રસંગના જેવું જ રજપૂતનું ઊંનું લોહી સભામાં છંટાયું. પ્રતાપના બંધુઓ કન્હની સામે થયા અને માર્યા ગયા. દરમીઆન પુરાણી તો પાનાં સંકેલી, પોથી બાંધી, સભામાંથી ચાલ્યા ગયા. અહંકારના ઝગડામાં સોલંકીઓ વિના અપરાધે માર્યા ગયા તેથી દિલગીર થઈ, પૃથુરાજ સભા છોડી ગયો અને કન્હને પાછળથી પશ્ચાત્તાપ થયો. બનવાની વાત બની ગઈ. પરંતુ કન્હને માટે જ નહિ પણ ચૌહાણના દરબાર માટે રજપૂતોમાં બહુ ખોટું બોલાયું. ભાટલોકને મોંઢે એ વાત ગુજરાત ગઈ ત્યારે શત્રુ રૂપ થઈ રહેલા છતાં પણ પોતાના ભત્રિજાઓ માટે ભીમને વેર લેવાનું મન થયું. તેણે અજમેર ઉપર લશ્કર મોકલી પ્રથમ તારાગઢની ખરાબી કરાવી.

જાણે હિન્દુ રાજાઓનાં પડતાં ભાગ્ય ન હોય તેમ ગમે ત્યાંથી પણ એક બીજામાં વેરનો કીડો હાલી ઉઠવાનાં કારણ ધડાઈ આવતાં હતાં. ભીમદેવે તારાગઢ તોડ્યાની વાત દિલ્હી ગઈ, એટલે પૃથુને વેર સાંભરી આવ્યું. તેના મનમાં એ વેર ઉભાં થયાં અને ગુજરાત ઉપર ચઢાઈ કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી. પિતાનું વેર વાળવા માટે તેણે સામન્ત લોકને ઉશ્કેરી મૂકયા અને જગદંબાનો સેવક ચન્દ બારોટ, ગેહેલોટ, બળિભદ્ર તથા લંગરીરાય–સહુએ બળતાંમાં ઘી હોમ્યું. ચઢાઈ કરવાનું મુહૂર્ત જોવરાવવા જોશીને બોલાવ્યો. તેણે પાટી ઉપર કેટલીક ગણતરી કર્યા પછી જણાવ્યું કે આજનો દિવસ ઘણો ઉત્તમ છે, અને જો અત્યારે જ ગુજરાત તરફ કૂચ કરવામાં આવે તો ભીમદેવ તો શું પરંતુ યમરાજ પોતે તમારી સામે હોય તો પણ તેની ઉપર પણ આપ વિજય કરી આવો. મારૂં મુહૂર્ત ખોટું પડે તો હવે પછી મારે પાટી ઉપર ધૂળ નહી નાંખવાની પ્રતિજ્ઞા છે. જોશીનાં વચને તેમને વધારે ઉત્તેજન આપ્યું અને રાજાએ તે જ પળ અને તેજ ચોઘડીએ નોબત પર ડંકો દેવાનો હુકમ કર્યો.

ચોસઠ હજાર સૈનિકો લઈ પૃથુરાજ તેના બાપનું વેર લેવાને ભીમદેવ સામે ચઢયો. પહાડ, પર્વત અને જંગલોમાં થઈ તેણે ગુજરાત ઉજ્જડ કરવાના ઉત્સાહમાં દરમજલ કૂચ કરવા માંડી. પ્રલયકાળના દાવાગ્નિની માફક વન અને વસવાટવાળા પ્રદેશ ઉજ્જડ કરતોકરતો સમુદ્રનાં મોજાંની માફક ઉછળતા દળ સાથે ચૌહાણ ગુજરાત ઉપર આવે છે, એવા સમાચાર જ્યારે હેર લોકે

ભીમદેવને જણાવ્યા ત્યારે તેનો ક્રોધ મનમાં પણ સમાયો નહિ. લાલઘૂમ થયેલી આંખે અને કોપથી કંપતા હોઠે તેણે પ્રધાનો સામું જોયું અને લડાઈની તૈયારી કરવાનો હુકમ આપ્યો. સામંત રાજાઓ ઉપર હુકમ લખી મોકલતાં, ત્રણ હજાર ઘોડેસ્વાર કચ્છમાંથી, પંદરસો સોરઠથી, બે હજાર ભિલ્લલોક, યુદ્ધમાં અચળ રહી શત્રુઓને કંપાવનાર ત્રણ હજાર ઝાલા રજપૂતો, મોટા દળવાળો કાવાનો મુચકુંદ, પાવાનો પતાઈ, અને કાઠી રાજાઓ પોતપોતાનાં સૈન્ય લઈ આવ્યા. પાટણમાં એક લાખ દશ હજાર માણસ એકઠું થયું અને ભીમદેવ તે મોટા સૈન્ય સાથે હજાર હાથી લઈ, દિલ્લીના રાજાની સામે લડવા નીકળ્યો. સાગરની ભરતી ચઢતી હોય તેમ ચાલુક્યની સેના પૃથુરાજ સામે ચઢી.

ચાર લોક એક બીજાપક્ષની હિલચાલ એક બીજાને વિદિત કરતા હતા. જ્યારે ચાહાણના પ્રણિધિએ ચાલુક્યના સૈન્યની પૃથુરાજને ખબર આપી ત્યારે તે બોલ્યો કે ભીમદેવ ભલે મારી સામે આવતો, એનાં આંતરડાંમાંથી હું મારા પિતાને કાઢી લઈશ. આ વખતે બેઉ સેનાઓ લગભગ એક બીજાની પાસે આવી રહી હતી, તેથી ચૌહાણે ડેરા નંખાવ્યા અને સાબરમતીના કિનારા ઉપર પડાવ નાંખ્યો. રાત્રે સામન્તો સાથે તંબુમાં તે સૂતો હતો એટલામાં એક રાત્રિચર પક્ષી દક્ષિણ તરફથી ઉડતું ચૌહાણની છાવણી ઉપર બોલતું ઉત્તરમાં જતું સંભળાયું. તેનો અવાજ સાંભળી કન્હ ચૌહાણ પોતાના શયનમાંથી બેઠો થયો અને બોલ્યો કે જ્યારે સોમેશ્વર રણમાં પડ્યા અને ભીમદેવને વિજય મળ્યો ત્યારે તેની છાવણી ઉપર આ પક્ષી જ બોલ્યું હતું અને પ્રભાતે તેના શુકન લઈ ચાલુક્યે યુદ્ધનો સમારંભ કર્યો હતો. પરંપરાથી એના શુકન લેવાય છે અને મને ખાતરી છે કે, આપણે આવતી સવારે યુદ્ધનો આરમ્ભ કરીશું તો વિજય મળશે. સામંત લોકે કન્હ ચૌહાણને અનુમોદન આપ્યું અને એવો ઠરાવ થયો કે પ્રભાતે ચન્દ બારોટને ભીમને ડેરે મોકલી યુદ્ધનો સંદેશો કહાવવો. સૂર્યોદય થતાં ચૌહાણોને બીજી વારના શુકન થયા અને યોદ્ધાઓનાં મન પ્રસન્ન થયાં.

નિસરણી, જાળ, કોદાળી અને દીવો લઈ પૃથુરાજનો રાજ ભાટ ચન્દ બારોટ પછી ભીમદેવને મળવા ગયો. આંગણેથી સમાચાર મોકલાવ્યા, એટલે ભીમદેવે પોતાના ભાટને તેની સામે મોકલી દરબારમાં બોલાવ્યો.

ચન્દે સભામાં આવી રીત પ્રમાણે આશીર્વાદ દીધો અને રાજાએ તેને સિરપાવ આપ્યો. ચન્દનો ઠાઠ જોઈ, ચાલુક્યના સામંતે પૂછ્યું કે બારોટ! ક્ષત્રિયોની માફક શસ્ત્ર તો તમે બાંધો છો, પરન્તુ આ જાળ વગેરે સાથે લાવ્યા છો તેનું શું કારણ? ચન્દે ઉત્તર આપ્યો કે સાંભર અને દિલ્લીનો ધણી તમારી સામે આવ્યો છે તેથી તમે જો આકાશમાં ચઢી જાઓ તો નિસરણીથી તમને પકડી પાડવા, પાણીમાં પેશી જાઓ તો મચ્છને પકડે છે તેમ જાળ નાંખી તમને પાણીમાંથી પકડી લેવા, ધરતીમાં પેશી જાઓ તો કોદાળીથી ખોદી કાઢવા અને ગુફામાં સંતાઈ જાઓ તો દીવાથી શોધી કાઢવા માટે તે રાખેલાં છે.

ચૌહાણના ભાટનું આવું ગર્વિલું વચન સાંભળી ઝાલો બોલ્યો કે બારોટ! સોમેશ્વર પડ્યા ત્યારે આ હથિયાર અને નિસરણી ક્યાં ગયાં હતાં? એ દિવસ પૃથુરાજને સાંભરે છે કે ભૂલી ગયો?

ચન્દે ઉત્તર દીધો કે એ દિવસને વિસારવા માટે જ આ દિવસ છે. એક વાર ઉંદર બિલાડીને કરડી જાય તેથી ઉંદરે ગર્વ કરવો નહિ, દૈવાધીન વસ્તુ એકવાર ઉંધી પણ પડે છે. સિંહની સાથે શિયાળવાની તુલના કરશો નહિ, છતાં પણ હવે 'હાથ કંકણને આરશીની શી જરૂર છે.'

આવાં સગર્વ વચન સાંભળી ગુર્જ્જરેશ્વર બોલ્યો કે ચન્દ! વાણીઆ ગાળોથી, ભાટના છોકરા મેણાંથી અને સહોદર ભાઈઓ મુક્કીઓથી લડે છે તેમ ક્ષત્રિયોની લડાઈઓ લડાતી નથી, માટે વચનનું યુદ્ધ કરશો મા. સોલંકીઓ અને ચૌહાણોની લડાઈ ગાળભેળમાં થવાની નથી, પરંતુ જીવ સટોસટ તરવારની ને લોહની ધારે થવાની છે. બારોટ! જાઓ તમારા રાજાને કહો કે, લડવાને તૈયાર થાય અને સાથે સાથે યુદ્ધે ચઢતાં પહેલાં ઇશ્વરની સ્તુતિ કરી લે, કારણ કે સ્વર્ગમાંય સોમેશ્વર પુત્રમુખ જોવા તલસી રહ્યો હશે.

ચન્દને ભીમનાં વચનથી ઝાળ ઉઠી, એટલે તે સભામાંથી ચાલી ગયો. આણી તરફ પૃથુરાજ તેની રાહ જ જોઈ રહ્યો હતો. ચન્દે તેની પાસે આવી ભીમનાં વચનોને વધારી મરચું મીઠું ભભરાવી, તેના કાનમાં ઝેર રેડતો હોય તેમ ઉશ્કેરણી આપી અને તે ક્રોધથી રાતોપીળો થઈ ગયો. સભામાંના દરેકે દરેકને ચન્દનાં વચન સાંભળી આંબળો આવ્યો અને સવા પ્રહર દિવસ ચઢતાંમાં ત્રીજી વાર શુકન થયા, એટલે ચૌહાણના સૈન્યે રણવાદ્ય વગાડ્યાં.

બેઉ સેનાઓ રણમાં ઉતરી અને દિશાઓમાં ધુમાડા ફેલાવતી તોપો અને બંદુકો છૂટવા માંડી.* આસુર યુદ્ધનો પ્રારંભ થયો. જંજીરા છુટવા માંડ્યા, કાર્તિક માસની રાત્રિઓમાં જેમ તારાઓ ખરે છે તેમ હવાઇ ગોળાઓ આકાશમાં અગ્નિની લીટીઓ ખેંચવા લાગ્યા અને જોતજોતામાં તો રજથી તથા દારુની ધૂણીથી વાતાવરણ અપારદર્શક થઈ ગયું. ગુજરાતની સેનાએ સામેથી આગ્નેય અસ્ત્રનો ઉપયોગ કર્યો અને તેમનાં હથીઆરો ચૌહાણોના કરતાં સારાં હોવાથી તેઓ આસુર યુદ્ધમાં ફાવ્યા પણ ખરા. બંદુકો ચાલતાં પાયદળનો ઘાણ નીકળી જવા છતાં ચૌહાણ સવારો આગળ વધી આવ્યા અને સેનાધિપતિએ આગ્નેય અસ્ત્ર બંધ કરાવી, તલવાર, ભાલા અને ધનુષબાણનો ઉપયોગ કરવાનો હુકમ આપ્યો. ભીમદેવે મોખરે ધશી આવી, પોતાના ઝાલા સવારોની ટુકડીથી અભેદ્ય વ્યૂહરચના કરી, શત્રુનો ધસારો અટકાવ્યો. ચૌહાણોએ પણ શત્રુની સામે તેવી જ વ્યૂહરચના કરી, દીધી, અને બાહુબળ દેખાડતાં પ્રાણહારક યંત્રવાળાં હથીઆરે લડાઈ લડવા માંડી. 'મારો મારો અને શાબાશ, વીરાઓ, સરદારો શાબાશ!' એવા શબ્દો

---

* નલિકા એટલે બંદુક અને શતઘ્ની એટલે તોપ. ઘણા પુરાતન કાળથી હિન્દમાં દારુગોળાનો ઉપયોગ થાય છે. રામાયણમાં અગ્નિબાણ અને શતઘ્ની વગેરે શબ્દો આવે છે. શુક્રનીતિ, જે પૃથુરાજની પૂર્વે ઘણાં વર્ષ ઉપર બનેલું રાજનીતિનું પુસ્તક છે તેમાં પણ આસુર યુદ્ધપ્રકરણમાં દારૂગોળા અને બંદુક વિષે લખ્યું છે 'જ્યારે મન્ત્ર-અસ્ત્ર ન હોય ત્યારે નાલિકાસ્ત્ર લેવાં. નાલિકાસ્ત્રના બે ભેદ છે. એક મોટી-એટલે તોપો અને બીજી નાની એટલે બંદુકો, જંજાળો વગેરે.' બંદુકો તથા તોપો કેમ બનાવવી તથા કેવી રીતે વાપરવી વગેરે વિસ્તારથી તેમાં લખેલું છે. દારૂ બનાવવાની રીત પણ શુક્રાચાર્યે તે જ પ્રકરણમાં આપી છે. પરદેશી મુસાફરોએ આપેલા હેવાલો ઉપરથી પણ સિદ્ધ થાય છે કે હિન્દુસ્તાનમાં દારૂગોળો, બંદુક અને તોપ વગેરે અગ્નિનાં અસ્ત્રોનો ઉપયોગ ઘણા લાંબા કાળથી થતો. પૃથુરાજના વખતમાં તે સુધરેલી સ્થિતિમાં હશે, કારણ કે શુક્રનીતિના વખતમાં તે સારી સ્થિતિમાં હતાં. પૃથુના વખતમાં તેમાં કેટલો સુધારો થયેલો હશે? કદાપિ એમ કહેવાય કે હાલ જેટલા મોટા વિસ્તારમાં તેનો ઉપયોગ થાય છે તેટલા મોટા વિસ્તારમાં તે વખતે તેનો ઉપયોગ નહિ થતો હોય. અભિમાની રજપૂતો અગ્નિનાં અસ્ત્રથી શત્રુનો પ્રાણ લેવાનું પસંદ ન કરે એ પણ બનવાજોગ છે અને પોતાના બાહુબળને દેખાડવા શસ્ત્રથી યુદ્ધ કરે, એ પણ માનવાયોગ્ય છે.

થતાં તરવારો, સાંગો, ભાલા અને બરછીઓથી વીરપુરુષોએ પોતાના બળને અજમાવવા માંડયું. યોદ્ધાઓ અને હાથીઘોડાઓની લોથો પડવા માંડી અને ચારણીની માફક વિંધાઈ ગયેલાં વીર પુરુષોનાં શરીરમાંથી રુધિરની શેડો છૂટવા માંડી. જેમ જેમ વખત જતો જતો ગયો તેમ તેમ સૈનિકો વધારે પાસે પાસે આવતા ગયા અને લડાઈનું કામ અતિ ભયંકર બનતું ગયું. ભાલા અને બરછી વાપરવા જેટલાં છેટાં પણ ભાગી ગયાં ત્યારે કેટલાક માણસો કટાર અને જમૈયાથી બથ્થંબથ્થા આવી, એક બીજાનાં પેટ ચીરી નાંખવા લાગ્યા. ઊનાં ખળખળતાં લોહીની નીકો ચાલી અને ગીધકાગડા વગેરે પક્ષીઓ માંસભક્ષણ કરવાને ઉતરી પડ્યાં. વીરપુરુષોના રણસ્વયંવરમાં એટલા બધા લાયક વર બહાર પડ્યા કે એકકે અપ્સરા વર વગરની રહી નહિ. માનવ લોકમાં મોટી પ્રખ્યાતિ મેળવી કીર્તિનાં શ્વેત છત્ર લઈ આવેલા શૂરવીરોથી યમપુરીના માર્ગ સંકીર્ણ થઈ રહ્યા અને કાલિકા તથા શિવની ભૂતાવળો પ્રસન્ન થઈ આકાશમાં નાચ કરવા લાગી.

આ ભયંકર સંગ્રામમાં ગુજરાતનો સારંગ મકવાણો અને પૃથુનો કાકો કન્હ પરાક્રમની કસોટી ઉપર પડ્યા. બન્ને શૂરવીર અને સ્વર્ગની ઇચ્છાવાળા હતા, એટલે મરણ શિવાય તેમનો વીરરસ ખૂટે તેમ ન હતું. સિંહની માફક હુંકાર કરી, તેઓ એક બીજાની ઉપર ધસ્યા અને તેમનાં સૈન્યે દેવલોકને છક્ક કરી નાંખે તેવું તુમુલ યુદ્ધ મચાવ્યું. ઉનાળાના સુકા ઘાસમાં જેમ દાવાગ્નિ સળગે તેમ તેમની સેનાઓમાં વૈરાગ્નિ સળગી ઉઠ્યો અને પવન જેવે સુસવાટે ચાલતી તરવારે જ્વાળાઓ જેવી રુધિરની છોળો આકાશમાં ઉડતી જણાઈ. ઉડતા પક્ષીના છાયાની માફક માનવીના દેહ ક્ષણે ક્ષણ નાશ પામતા જણાયા અને જીવતરને સ્વપ્નવત્ ગણનારા હિન્દુ સૈનિકો સંગ્રામમાં પરાક્રમ કરવા વડે આ જન્મના ઋણથી મુક્તિ મેળવવા લાગ્યા. પરાક્રમ અને કીર્તિ જ અમર રહેવાનાં છે, પાણીના પરપોટા જેવો દેહ વાયુના સપાટાથી જેમ દીવો ઓલાઈ જાય તેમ કાળના સપાટાથી પડી જશે તો આવો યશ નહિ મળે, એમ માનતા સૈનિકો રણમાં ઘૂમવા લાગ્યા. લડાઈના જુસ્સાએ પાછળના માણસોને વાટ જોવરાવી નહિ. આગળ આવતા પુરુષો યશ લઈ લઈ તેમને માટે માર્ગ કરતા ગયા અને નવ નવા શૂરવીરો રણકીર્તિ લેવા આગળ ધસવા લાગ્યા ને એમ

કરતાં ઉભય પક્ષના સૈનિકો ખૂટવા માંડ્યા. કન્હની તરવારથી કપાઈ જઈ વજ્રઘાતથી જેમ પર્વત ઉપરથી મોટી શિલા તૂટી પડે તેમ સારંગ મકવાણો રણને કંપાવી, આખરે ધરણી ઉપર પડયો અને ચૌહાણના સૈન્યે જયઘોષથી શત્રુના મનમાં ભય ઉત્પન્ન કરી, દિગંતમાં કન્હની કીર્તિનો પ્રતિઘોષ પાડયો.

સારંગ મકવાણે રણ વાળ્યું અને કન્હ ચૌહાણની જિત થઈ તેની સાથે જ ગુર્જરેશ્વર દ્વેષથી બળી ઉઠયો. પૃથુના સામે તેણે સિંહનાદ કર્યો અને ગુજરાતનું દળ મોટા અંટસથી ચૌહાણો ઉપર તૂટી પડયું. શાબાશી આપી પૃથુએ પોતાના સૈન્યને તેની સામે પ્રેર્યું અને એક બીજાથી ઉલટી દિશાના વેગે આવતાં બે વાદળના આસ્ફાલનથી જેમ મોટો કડાકો થઈ વિદ્યુત્‌નો મહાતીવ્ર અગ્નિ ઝરે તેમ હુંકાર સાથે તરવારો ચાલી. સોમેશ્વરનું વેર લેવાને મંડાયલા પૃથુરાજના આ ભયંકર યુદ્ધનું વર્ણન રાસામાં આ પ્રમાણે કરેલું છે:

"અર્ધો પ્રહર સુધી તુમુલ યુદ્ધ થયું. હવામાં ભમરાની પેઠે બાણ હણહણાટ કરવા લાગ્યાં; ચૌહાણના ઘણા યોદ્ધા મરાયા; ચાલુક્યની ઘણી હારો હાથીઓની પેઠે રણમાં પડી. એ પ્રમાણે પૃથુરાજે પોતાના પિતાનું વૈર વાળ્યું. દૈવે હાથમાં પ્યાલા લઈને મંત્ર ભણ્યા; હિંસક પ્રાણીઓએ તેમની ભૂખ તૃપ્ત કરી; યોદ્ધાઓનાં શરીર લાલચોળ પુષ્પવાન ઝાડના વન જેવાં દેખાવા લાગ્યાં. પૃથુરાજે કોપીને પોતાનો ઘોડો મારી મૂકયો; તેની ખરીની પડઘીથી પૃથ્વી ધ્રુજવા લાગી, જેમ પીપળાનાં પાંદડાં પવનથી ધ્રુજી જાય તેમ શત્રુની હાર ડગમગવા લાગી; બાણથી આકાશ એવું છવાઈ ગયું કે પક્ષીઓને ઉડવાને પણ માર્ગ મળવા માંડયો નહિ; ભયંકર યુદ્ધ મચ્યું. યોદ્ધાઓના એક બીજા ઉપર ઘા પડવા લાગ્યા, તે જાણે લુહારની એરણ ઉપર ઘણ પડતા હોય એમ દીસવા લાગ્યું. આ યુદ્ધમાં જે સામન્તો પડ્યા તે જ જિત્યા. છેવટે ચાલુક્યની સેના સ્વર્ગમાં જવાનો માર્ગ છોડીને પાછી નાઠી. દેવદાનવો બોલી ઉઠયા કે, જે ક્ષત્રિય સૂર્યનો માર્ગ ભેદીને સ્વર્ગમાં પ્રવેશ કરે છે તેને ધન્ય છે. ઘોડા ખોંખારવા લાગ્યા; તરવારો ખખડવા લાગી. સિપાઈઓ રાજાના સોગન દઈને એક બીજાને શૂર ચઢાવવા લાગ્યા. વામને જ્યારે ત્રણ ડગલાં ભર્યાં ત્યારે એક જગત જિત્યા. પણ યોદ્ધાઓ માત્ર એક જ ડગલું આગળ ભરવાથી ત્રણે જગત

નિસા. વીરોની સાથે રુદ્ર જેમ રમે છે તેમ તેઓ નાચવા લાગ્યા. જેમ ચાલુક્યની સેનાની હાર તૂટવા લાગી તેમ ચૌહાણની હાર બળિષ્ટ થવા લાગી, ઘણાએક યોદ્ધા ઘવાઇને પડ્યા ખરા તથાપિ ધ્રુવના તારાની પેઠે સેના અચળ થઈ રહી. જેમ ઘડી ઠોકવાની ઝાલર ઉપર મોગરીનો માર પડે તેમ તેમના ઉપર ઘાનો વર્ષાદ વરસી રહ્યો, તથાપિ તેમની હારો ડગમગી નહિ.

" આ સહુ જોઈ ચૌહાણ બોલી ઉઠયો કે, આજ હું મારી ઇચ્છા પૂર્ણ કરીશ અને ગુજરાતની ધરતીને રંડાપો આપીશ. ભીમને તેણે કહ્યું કે, " હવે તું બચવાનો નથી; સ્વર્ગમાં જ્યાં સોમ બેઠો છે ત્યાં હું આજે તને મોકલીશ." કન્હે પોતાના રાજાની પાછવાડે રહીને તેને હિમ્મત આપી. સામ્ભર રાજાએ ભીમની ઉપર ઘા કર્યા, જ્યાં પુનર્જન્મનું બંધન હતું તેના ઉપર તરવાર ફરી વળી. સ્વર્ગમાં દેવતા જયજયકાર કરી રહ્યા. ભીમદેવ પડયો. તેના અવાજ થવા લાગ્યા તેથી શંભુએ પોતાનાં નેત્ર ઉઘાડ્યાં. અપ્સરાઓ જોવાને આગળ ધશી આવી. વિજયી પૃથુરાજના ઉપર સ્વર્ગમાંથી પુષ્પનો વર્ષાદ થયો અને ભીમદેવ વિમાનમાં બેશીને દેવલોકમાં ગયો.

" આનંદભર્યા પાંચ વાદિત્રના નાદ થવા લાગ્યા; ભાટચારણ પૃથ્વીરાજનાં વખાણ ગાવા લાગ્યા; તેનો રોપ ઉતરી ગયો; તેણે ઘાયલ થયેલાને ઉંચકાવ્યા. એ પ્રમાણે પૃથુરાજે પોતાના પિતાનું વૈર લીધું. રાત્રિ પડી અને તે જ જગ્યાએ યોદ્ધા વાસો રહ્યા. છ સામંતો બહુ સખત ઘવાયા હતા તેઓની ચાકરી કરી. સવારમાં કમળ ખીલવા લાગ્યાં; સૂર્યોદયથી ચન્દ્ર અને તારા ઝાંખા પડવા લાગ્યા; દેવાલયના દરવાજા ઉઘડ્યા; ચોર, ચકોર અને કુટિલ ચતુરા તેમની મેળે સંતાઈ પેઠાં. પૂજાના સ્થાનમાં શંખનાદ થવા લાગ્યા, સામંતો પૃથુરાજને પાયે પડ્યા; આપણા ઘણાએક યોદ્ધાઓ દેવલોક પામ્યા; ભીમ રાજા માર્યો ગયો; પૃથુરાજની કીર્તિ પ્રસરી; ભૂમિભાર ઓછો થયો; પંદરસેં ઘોડા માર્યા ગયા; પાંચસેં હાથી, અને પાંચ હજાર પાળા પાડ્યા. ચન્દ બારોટ પૃથુરાજનાં અને સુભટોનાં વખાણ ગાવા લાગ્યો કે આ જીવતર સ્વપ્નવત છે; જે નજરે દેખીએ છીએ તેનો નાશ થવાનો છે, માટે જે સામંત પોતાના ધણીને સ્વામિભક્ત છે તેને ધન્ય છે અને જે કવેળાએ સ્વર્ગનો સારો રસ્તો લે છે તેને પણ ધન્ય છે."

ચન્દના કહેવાતા રાસામાં આ રીતે ભીમને મારી પૃથુરાજે પિતાનું વેર લીધું એમ લખ્યું છે. પરંતુ રાસાનો હેવાલ માનનીય નથી, કારણ કે મૂળ રાસો ક્યાંહી મળતો નથી અને મુસલમાનોના લેખ ઉપરથી એમ જણાય છે કે, ભીમદેવ માર્યો ગયો ન હતો. પૃથુરાજના મરણ પછી પણ તે જીવતો હતો, છતાં એટલું તો સત્ય જ છે કે ચૌહાણ વંશના ચઢતા સૂર્ય જેવા પૃથુરાજે ગુજરાતના ભીમદેવને ઉપરની લડાઈમાં હરાવ્યો હતો. ગુજરાતનો રાજા ભીમદેવ અજમેરના રાજાની સાથે ઘણી લડાઈઓ લડયો હતો, જેમાંની આ લડાઈ છેવટની હતી. એ બે રાજાઓ એક બીજાની સામે લડીને એવા નબળા પડી ગયા હતા કે તેમનાથી મુસલમાનો સામે થવાયું નહિ અને આખરે એક પછી એક એમ બેઉ રાજાઓ ઘોરીને હાથે નાશ પામ્યા. કાંઈ ગુજરાત, અજમેર અને દિલ્લીની જ એવી ખરાબી થઈ નથી, પરંતુ સારાયે હિન્દુસ્થાનની તેથી ખરાબી થઈ હતી. આ લડાઈથી ગુજરાતના સામંત રાજાઓ ઘણા નબળા પડી ગયા અને લાખો માણસો ભીમપૃથુના નાશકારક વેરમાં ધારાતીર્થમાં પડ્યા. પૃથુરાજના જયવંત યોદ્ધા અને સરદારોએ જિત થયા પછી પડતા ઉપર પાટુ મારી, દેશમાં લૂંટ ચલાવી, મોટી ખરાબી કરી.

જે ઠેકાણે લડાઈ થઈ હતી તે ઠેકાણે જયસ્તંભ બંધાવવાનો હુકમ આપી, પૃથુરાજ ચાલુક્યોનું પાટનગર અને ગુજરાતની શોભા જોવા અણહિલપુર પાટણ ગયો. પાટણની શોભાથી, વૈભવથી અને ગુજરાતના રાજાઓની કીર્તિરૂપ સહસ્રલિંગ સરોવર અને દેવાલયો વગેરેથી તે અત્યંત પ્રસન્ન થયો. પાટણના ગૃહસ્થ લોકોએ તેને માન આપી, પ્રજાની ખરાબી થતી અટકાવવા માટે વિનંતિ કરી. ભીમદેવ મરણ પામ્યાના સમાચાર ફરી વળવાથી દેશમાં તોફાન ચાલવા માંડ્યાં હતાં તેનો બંદોબસ્ત કરવા તેને કેટલાક દિવસ રહેવું પડ્યું. સઘળા લોકે તેને ભેટ આપી, જેમાં પાટણની પ્રસિદ્ધ રાજગણિકાએ પણ ચૌહાણને મુજરો કરી બતાવી કર્ણાટકી નામની એક ચતુર છોકરી, જે તેણે કર્ણાટક દેશમાંથી પોતાનું સ્થાન સાચવવા મંગાવી ભણાવી ગણાવી હોંશિયાર કરી હતી, તે પૃથુરાજને ભેટ આપી. આવી જાતની ભેટ મોજીલા રાજાને યોગ્ય હતી. તે ગણિકાની છોકરી જોઈ, મગ્ન થઈ ગયો અને તેના બદલામાં વૃદ્ધ ગણિકાને ઘણાં જવાહીરથી પ્રસન્ન કરી. હવે તેને પાટણમાં

પડી રહેવું ગમ્યું નહિ. થોડા દિવસમાં બધો બંદોબસ્ત કરી દેવરાવી તે અજમેર તરફ જવા નીકળ્યો.

પિતાને મારનારના ઉપર વેર વાળી, મોટો યશભાગી થઈ, મોજીલો પૃથુ કર્ણાટકીને લઈ અજમેર આવ્યો અને બિંટુલી એટલે કુચના આકારનો તારાગઢનો કિલ્લો સમરાવવાને બહાને કેટલાક દિવસ ત્યાં રહ્યો. અજમેરની પ્રજાએ તેને માન અને ખ્વાજા પીરે દુવા દીધી. રાજા મૂળ મોજીલો હતો તેમાં નવ યૌવનવાળી કર્ણાટકી સાથે રતિ-સુખ લેતાં વધારે મોજીલો બન્યો. ગણિકાની ચતુર અને કામ-શાસ્ત્રમાં કેળવાયલી છોકરીએ તેને પ્રેમમાં ગાંડો અને ઘેલો કરી નાંખ્યો, એટલે કિલ્લાનું સમારકામ થઈ રહ્યું, તોપણ તેને દિલ્લી સાંભર્યું નહિ. અને

**दुहो**

**कामीका गुरु काम है, भोगीका गुरु दाम,**
**कबीरका गुरु संत है, संतनका गुरु राम,**

આ કબીરની કહેતી પ્રમાણે થયું. કર્ણાટકી તેના ગુરુરૂપ થઈ રહી એટલે જ્યારે સરદારોએ તેને સમજાવી અને તેણે રાજાને સમજાવ્યો ત્યારે જ દિલ્લી તરફ કૂચ કરવાનો હુકમ મળ્યો.

---

# પ્રકરણ ૧૨ મું

## ગર્વ અને યજ્ઞ

**न वर्द्धितं बलं यैस्तु न भूपा करदीकृताः ।**
**न प्रजा पालिता सम्यक् ते वै षण्ढतिला नृपाः ॥**

शुक्रनीति.

એક પછી એક થતા જતા વિજયે અને ચઢતા ભાગ્યની સમૃદ્ધિએ પૃથુરાજને ગર્વ ઉત્પન્ન કર્યો. તેને હિન્દુસ્થાનનો સર્વોપરિ રાજા કહેવરાવવાની ઇચ્છા થઈ અને બળનું ખુબ અભિમાન આવ્યું. હિન્દુ-

સ્થાનના બીજા બળવાન રાજાઓની ઉપેક્ષા કરી, તેણે ચક્રવર્તિપદ ધારણ કર્યું. પરંતુ દિલ્લીનું રાજ્ય હજી સાર્વભૌમને યોગ્ય થયું ન હતું, કારણ કે કનોજ નું રાજ્ય અને જયચન્દ્ર રાઠોડ હજી પરાપૂર્વના સર્વોપરિ પદને ભોગવતાં રહ્યાં હતાં. કનોજનું રાજ્ય વિક્રમ સંવત્ પહેલાં પ્રસિદ્ધ અને તે કાળનાં ગણનીય રાજ્યોમાં મુખ્ય હતું. ગંગાના કિનારા ઉપર કુસુમપુર કરીને જે નગર પૂર્વે મોટું અને સમૃદ્ધિવાન ગણાતું હતું તેના પાયા ઉપર જ પ્રસ્તુત કનોજ ઉભેલું છે. કુસુમપર કાન્યકુબ્જ કેમ કહેવાયું તેના વિશે ચીનનો પ્રસિદ્ધ મુસાફર હ્યુંએનત્સંગ પોતાના પ્રવાસમાં નીચે પ્રમાણેની હકીકત આપે છે:

"ગંગાના વનમાં પૂર્વે એક યોગી સમાધિ લઈ બેઠો હતો, તેના દેહ ઉપર રાફડા થઈ ગયા હતા અને પક્ષીઓએ નાંખેલું શાલનું બીજ ઉગી ઋષિને છાયા આપનાર મોટું વૃક્ષ થઈ રહ્યું હતું. લોક તે ઋષિને 'દ્રુમ' કરીને કહેતા હતા. કુસુમપુરના રાજવર્ધન રાજાને સો કુંવરીએ હતી. ગંગાના પુલિન પ્રદેશમાં એક વાર તેઓ રમવા ગઈ હતી. સંતકાળ અને પ્રદોષનો સમય હતો અને કન્યાઓ ટોળે મળી, ઝાંઝરના ઝમકાર કરતી, મધુર રાગથી ગરબા ગાતી હતી. આ વખતે સહસા જ ઋષિની આંખ ઉઘડી ગઈ અને કન્યાઓ જોતાં તેમના મનમાં સંસારભાવના પ્રકટ થઈ. બીજે દિવસે ઋષિએ રાજાની પાસે જઈ તેમાંની એકની માગણી કરી. કન્યાઓને પૂછી 'હું આપને ઉત્તર આપીશ.' એમ કહી, રાજાએ ઋષિને માન સાથે પાછા વાળી, કન્યાઓને પૂછ્યું. પરંતુ કોઇએ તેમને વરવાની ઇચ્છા જણાવી નહિ. પુરાણના દુર્વાસા જેવા આ ઋષિ પણ ક્રોધી ગણાતા હતા. રાજાના મનમાં તેમના ભયથી મોટી ચિંતા ઉત્પન્ન થઈ. બીજે દિવસે જ્યારે રાજવર્ધન રાજા લમણે હાથ દઈ, ચિંતાતુર થઈ, એકાંત ઓરડામાં બેઠો હતો ત્યારે તેની સઉથી નાની કન્યા રમતીરમતી તેની પાસે આવી. પિતાને દિલગીર જોઈ, તે બોલી કે પિતાજી ! આવા મોટા બળવાન રાજ્યના સ્વામી અને હજાર પુત્રના પિતા છતાં આપ કેમ દિલગીર થઈ બેઠા છો ! કુંવરીની સુલક્ષિત મધુર વચન સાંભળી, રાજા પ્રસન્ન થયો અને બોલ્યો કે વત્સે ! દ્રુમ મુનિએ તમારામાંની એકને માટે માગણી કરી છે અને તારી બ્હેનો તેમનો કર સ્વીકારવાની ના પાડે છે. ઋષિ ક્રોધે ભરાશે અને શાપ દેશે તો મારું પૂર્વજોનું રાજ્ય નાશ પામશે. આ ચિંતાથી

મને ચેન પડતું નથી. પિતાનાં વચન સાંભળી તેણે ઉત્તર આપ્યો કે પિતાજી! આપણા રાજ્યના શ્રેય માટે હું તેમની માગણી સ્વીકારવા તૈયાર છું. ચાલો મને આપ તેમની પાસે લઈ જાઓ. રાજાને આશા બંધાઈ અને એક રથ જોડાવી, કુંવરીને લઈ, તે ઋષિ આશ્રમમાં ગયો. આ કન્યા રૂપાળી ન હતી. ઋષિ તેને જોઈ ગુસ્સે થયા અને રાજાની વાત સાંભળ્યા પછી તેમણે પેલી કન્યાઓને શાપ દીધો કે તમે રૂપગર્વિતા થઈ મારી માગણી પાછી ઠેલી, તેથી તમને ખુંધ નિકળજો. રાજવર્ધનની નવ્વાણું કુંવરીઓ એ શાપથી કુબ્જ થઈ ગઈ અને તે કાળથી કુસુમપુર કુબડી કન્યાઓવાળું નગર એટલે કાન્યકુબ્જ કહેવાયું."

ઇસ્વી સનના સાતમા સૈકામાં તે મોટામાં મોટું રાજ્ય હતું એટલું જ નહિ પણ તે પછીનાં પાંચ સૈકાંમાં તે પોતાના સર્વોપરિ પદને સાચવી રહ્યું હતું. બારમા સૈકામાં તેનો વિસ્તાર ઘણો મોટો હતો. કોઈ પણ નગર તેની બરોબરી કરે તેમ ન હતું. કિલ્લાનો ઘેરાવ લગભગ સોળ ગાઉનો હતો અને ત્રીસ હજાર તો માત્ર તેમાં તંબોળીઓની દુકાનો હતી. રાજ્યની સરહદનો વિસ્તાર મોટો ન હતો, પરંતુ ઘણા રાજાઓ તેને ખંડણી ભરતા હતા. જયચન્દ્ર રાઠોડે તેની મહત્તા સાચવી રાખી હતી એટલું જ નહિ, પરંતુ તેમાં વધારો કરી પોતાની પ્રતિષ્ઠા રાખી હતી. તે ઉદાર, શૂરવીર અને મોટો અભિમાની રાજા હતો. રાસાનો લખનાર પૃથુરાજનો ભાટ હોવા છતાં પણ તેનાં પરાક્રમ ગાય છે અને તેના સૈન્ય માટે લખે છે કે એંશી હજાર સૈનિકો જયચન્દ્રના વાવટા તળે આવી ઉભા રહેતા. જયચન્દ્રની પાસે મોટું સૈન્ય હતું અને સામાન્ય રીતે તેને માટે એમ કહેવાતું કે જ્યારે તે કૂચ કરતો અને આગલું લશ્કર આગામી પડવામાં જઈ પહોચતું ત્યારે પાછલું પાછલા પડાવ આગળ રહેતું. આ ઉપરથી લોકો તેને 'દળપંગુ' કરીને પણ કહેતા હતા.

વાંચનાર! આપણા નાયકે આવા બળવાન રાજાની ઉપેક્ષા કરી, સાર્વભૌમ પદ ધારણ કર્યું અને દાનથી તૃપ્ત થયેલા માગણો તેનું યશોગાન કરતાકરતા કાશી થઈ કનોજ ગયા. જયચન્દ્રથી વાત સંભળાઈ નહિ. તેના મનમાં દ્વેષ તથા અભિમાન ઉત્પન્ન થયાં અને સામન્તો સાથે મળી તેણે પોતાની મહત્તાને સર્વોપરિ રાખવા સારુ યુધિષ્ઠિરના જેવો રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા કરી.

રાજાએ યજ્ઞને માટે તૈયારી કરવાનો આદેશ આપતાં જ સુમતિ નામના વૃદ્ધ અનુભવી અને ચતુર અમાત્યે તેના પાદપીઠ બાજઠને નમન કરી કહ્યું કે મહારાજ! કલિકાળમાં યજ્ઞ કરવાની ધર્મશાસ્ત્રોમાં મના કરેલી છે. ઉજ્જનના મહાન્ વિક્રમાદિત્યે પોતાનો શક ચલાવ્યો, પરંતુ યજ્ઞ કર્યો ન હતો અને આપણા પૂર્વજોએ રાજસૂય તરફ લક્ષ આપેલું હોય એમ 'નીલપીત' માં* લખ્યું નથી. છતાં ખ્યાતિને માટે જો કંઈ નામના કરવી હોય તો બીજા ઘણા માર્ગ છે. પુરાણ કથાઓ ઉપરથી જણાય છે કે, યજ્ઞનાં પરિણામ સારાં આવતાં નથી, તેમાં ધન, બળ અને લાગવગનો નાશ થઈ જાય છે. યાગ મંડપનાં હલકાં કામ કરવાને પણ રાજપુરૂષો જોઈએ છીએ, અને આપ નામદાર જાણો છો કે, આજનો કયો રાજા એવો શ્રદ્ધાળુ છે કે જે યજ્ઞપાત્ર માંજવા બેસશે ? મોટાં મોટાં નવાણુ બંધાવો, રોગીઓનો અશીર્વાદ મળે એવાં મોટાં ઔષધાલય સ્થપાવો, યાત્રાળુઓને માટે માર્ગ બંધાવી ઠામ ઠામ પુણ્યશાળાઓ બંધાવો અને મહાન્ અશોકરાયની માફક ધર્મના ઉદ્ધાર પાછળ ધન ખરચો, પરંતુ યજ્ઞ કરવાનું માંડી વાળો.

રાજાએ કહ્યું કે "પ્રધાનજી ! યજ્ઞના ધર્મમાં અને મહત્તામાં મોટો ફેર છે. જે દુસ્તર છે તે જ મોટું છે, માટે મોટું જ કાર્ય કરવું એવી મારી ઇચ્છા છે. યજ્ઞથી ઘણા રાજાઓને આપણે આપણા સામન્ત કહેવરાવી શકીશું અને જેઓ માથું ઉંચકશે તેમની સામે થવાથી આપણી સેનાના બળની કસોટી કાઢવાનો પણ પ્રસંગ મળશે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે–'જેણે રાજાઓને ચોથ આપતા કર્યા નથી તે રાજા તેલ વગરના તલ જેવો પંઢ જાણવો, માટે તમે તમારી બુદ્ધિથી મને મારા આ મહત્કાર્યમાં સાહાય્ય થાઓ."

મહારાજશ્રીની ઇચ્છા ! એમ કહી સુમતિ પ્રધાન ઉઠયો અને યજ્ઞની તૈયારીઓ કરાવવા માડી.

દેશદેશના રાજાઓને રાજસૂય ઉપર કાન્યકુબ્જ આવવા માટે કંકોતરીઓ લખાઈ. હીરા, માણેક, મોતી, સોનુંરૂપું, અનાજ, સાકર, ઘી, સુખડ અને બીજી અનેક જાતની યજ્ઞને યોગ્ય સામગ્રીઓ એકઠી કરાવવા માંડી. આવનાર રાજવંશી પરોણાઓને માટે ગંગાના ખુલ્લા કિનારા ઉપર તંબુઓ નંખાવવા માંડ્યા. એક તરફ યજ્ઞશાળા બંધાવા માંડી અને બીજી તરફ નગરના

* નીલપીત=બખરો.

લોકો પોતપોતાના ગજા પ્રમાણે ઘર શણગારવા મંડ્યાં. કાશી, ઉજ્જન, બ્રહ્માવર્ત, બંગાળ અને દક્ષિણમાંથી વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ કરી, કનોજ બોલાવ્યા. યુધિષ્ટિર રાજાના રાજસૂય યજ્ઞની સામગ્રીના વિદ્વાનોએ જૂનાં પુસ્તકમાંથી ઓળીઆં શોધી કાઢી, પ્રધાનને તે તે વસ્તુઓ મંગાવવા માટે સૂચન આપવા માંડ્યાં. ઘાસ, અનાજ અને રહેવાની સોઈ કરનાર માણસ વગેરે કાર્યોને માટે જુદાં જુદાં ખાતાંઓ પાડી, તેમાં નવીન નોકરોની ભરતી કરી તથા એક વાર મંત્રસભા મેળવી, સામંત રાજાઓને સોંપવાનાં કાર્યનો અનુક્રમ ગોઠવ્યો, કારણ કે રાજસૂય યજ્ઞના મંડપમાં જે જે કાર્ય કરવાનાં હોય છે તે સઘળાં રાજપુરૂષોને હાથે જ કરાવવાં પડે છે.

કનોજમાં યજ્ઞસમારંભની તૈયારીઓ થઈ એટલામાં આમંત્રેલા બ્રાહ્મણો અને રાજાઓ આવી પહોંચ્યા. રાજપુરોહિતે બ્રાહ્મણોની વ્યવસ્થા કરી તેમને ઘટિત કાર્ય સોંપ્યાં, ત્યારે રાજાએ પણ ગોઠવેલા અનુક્રમાનુસાર સામંત રાજાઓને તેમના દરજ્જા પ્રમાણેનાં કાર્યો ઉપર યોજી દીધા. સઘળા રાજાઓએ હાજર થઈ કાન્યકુબ્જેશ્વરના આમંત્રણને માન આપ્યું, પરંતુ દિલ્લીનો ચૌહાણ અને ચિત્તોડનો રાણો તેમાં સામેલ થયા નહિ. જયચન્દ્રે કેટલાક દિવસ સુધી તેમની રાહ જોઈ, પરન્તુ જ્યારે તેઓ આવવાના નથી, એવા ખાસ સમાચાર મળ્યા ત્યારે ગુસ્સે થયો. મહત્તાની સ્પર્ધાનો સવાલ અહીં ઉભો થયો અને રાજાએ હજી પણ એક વાર તેમને બોલાવવા માટે દૂત મોકલવા જેટલી ઉદારતા દેખાડી.

રાજાની આજ્ઞા થતાં વાંત બે સાંઢણીસ્વારો દિલ્લી અને ચિત્તોડ તરફ ઉતરી પડ્યા. દિલ્લી આવેલા દૂતે પૃથુની સભામાં આવી જયચન્દ્રની વતી જણાવ્યું કે 'ચૌહાણરાય! તમે સવેળાએ હાજર થયા નહિ તે ખોટું કર્યું. અમારા મહારાજે પ્રથમ તમારે માટે ઉંચી નોકરી રાખી હતી. પરન્તુ હવે તે જગા પૂરાઈ ગઈ છે, છતાં યજ્ઞમંડપના દ્વારપાળના સ્થાન ઉપર આપને નિમાવાનું નક્કી રાખ્યું છે. માટે કનોજ આવી શીઘ્રના તે જગાએ ચઢો.'

દૂતનાં વચન વજ્ર જેવાં કારી લાગવા છતાં વડીલોની શરમથી પૃથુરાજ મન મારી મૌન રહ્યો. એટલે ગોવિંદરાય ગેહલોટે ઉત્તર આપ્યો કે 'તમારો રાજા મદથી ઘેલો થઈ જાય એ સંભવિત છે. પરંતુ વિહારના રાજ્યના બ્રાહ્મણો

અને કાર્યભારીઓ પણ ચિત્તભ્રમ થઈ ગયા છે કે શું ? કળિકાળમાં યજ્ઞ કેમ થાય ? યજ્ઞ કરવા એ કંઈ સહેલી વાત નથી. ત્રણ લોકનું દાન આપવાના સમર્થ બલિ રાજાએ સત્યયુગમાં યજ્ઞ કર્યો હતો. રાવણને મારી કુબેરને પ્રસન્ન કરી દશરથના પુત્ર રામચન્દ્રે યજ્ઞ કર્યો હતો અને અર્જુન જેવા બંધુ તથા શ્રીકૃષ્ણ જેવા સખાની સહાયે યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો હતો. પરંતુ તમારા રાજાને કોની હુંફ છે ? ઘોરીનો મદ ઉતારનાર દિલ્લીનો ચૌહાણ અને સૂર્યવંશના ભૂષણરૂપ ચિત્તોડના રાણાથી એ ચઢી ગયો કે શું ! આર્યભૂમિ તેને ક્ષત્રિયના બીજ વગરની લાગતી હશે નહિ વારૂ ? જા, તારા રાજાને કહે કે ચૌહાણરાય તને યજ્ઞ કરવાની રજા આપનાર નથી.'

સભાએ ગેહલોટના મતને ટેકો આપ્યો અને છડીદારે અપમાન કરી, જયચન્દ્રના દૂતને સભાની બહાર કાઢી મુકયો.

ચિત્તોડના રાણા સમરસિંહે પણ એવાં જ વચન કહાવી મોકલ્યાં. બેઉ દૂત ઝંખવાણા પડી કનોજ આવ્યા અને જયચન્દ્રને બનેલી હકીકત નિવેદન કરી. 'બને જણને અવળે હાથે બાંધીને પકડી લાવવા જોઇએ,' એમ બોલી રાજાએ સભા સામું જોયું એટલે તેનો ભાઈ બાલુકરાય રાઠોડ ગર્જના કરી આસન ઉપરથી ઉભો થયો અને ચૌહાણ તથા રાણાને બાંધી લાવવાનું બીડું ઝડપ્યું. બે મોટા બળવાન યવન સરદારો અને સાઠ હજાર માણસોનું સૈન્ય તેને આપવામાં આવ્યું.

દરમીઆન મુહૂર્ત પાસે આવેલું હોવાથી યજ્ઞનો પ્રારંભ કર્યો અને પૃથુ તથા રાણાની પ્રતિમાઓ કરી તેમને માટે રાખેલા કામના સ્થાન ઉપર ગોઠવી. પૃથુરાજની પ્રતિમાને યજ્ઞમંડપના દ્વારપાળ તરીકે ઉભી કરી "આ કાર્ય કરતાં પ્રધાને રાજાને વાર્યો અને કહ્યું કે 'એક મોટા રાજાને પરોક્ષ અપમાન આપવામાં કંઈ સાર નથી.' છતાં મમતે ચડેલા જયચન્દ્રે માન્યું નહિ.

બાલુકરાય મોટું સૈન્ય લઈ દિલ્લી તરફ આવે છે અને પોતાની પ્રતિમાને દ્વારપાળના સ્થાનપર ઉભી કરી મોટું અપમાન આપ્યું છે, એવા સમાચાર દિલ્લી આવ્યા ત્યારે પૃથુરાજના મનમાં બહુ દ્વેષ થઈ આવ્યો. તેણે પોતાનાં અંગ જેવા વિશ્વસનીય અને રાજ્યભક્ત સામંત સરદારોને એકાંતમાં બોલાવી કહ્યું કે શૂરવીર સરદારો ! તમારા બળ ઉપર જ મારા યશનો આધાર છે. હું

તમારા જ વડે બળીઆ અને આબરૂદાર છું તથા તમારી હિમ્મત ઉપર જ મેં જયચન્દ્ર જેવા બળવાન રાજાના દૂતને ધૂતકારી કાઢયો છે. મારું માન રાખવું એ તમારી તરવારોને વશ છે. માટે હવે જેમ યોગ્ય લાગે તેમ વિચાર કરો. તમે જાણ્યું તો હશે જ કે બાલુકરાય રાઠોડ સાઠ હજાર માણસનું લશ્કર લઈ મને પકડી લેવાને ઈરાદે કનોજથી નીકળ્યો છે અને યજ્ઞમંડપના દ્વાર આગળ દિલ્હી તથા અજમેરનાં રાજ્યોને જયચન્દ્રે અપમાન આપ્યું છે.

કન્હ ચૌહાણે ઉત્તર આપ્યો કે હવે વિચાર કરવાનો વખત નથી આપણે કનોજને તોડો. 'સાહસ કરવાનું કામ નથી. કનોજ તોડવું એ ઢગલીઓ ભાગવા જેવું કામ નથી, માટે કૈમાસની સલાહ લ્યો. તે રાજ્યકાર્યકુશળ પ્રધાનને પૂછ્યા પછી ડગલું ભરવું એ યોગ્ય છે.' એમ ગેહલોટે કહ્યું. એટલે સઉએ તેના સામું જોયું.

પોતાની સલાહ પૂછાતાં કૈમાસે કહ્યું કે રાજાધિરાજ! આપના મુખમાંથી જે વચન નીકળ્યું તે પાર ઉતાર્યાં વગર તો છૂટકો નથી, પરંતુ કનોજ ઉપર ચઢી જવાની હું સલાહ આપી શકતો નથી, કારણ કે જયચન્દ્ર રાઠોડ પાસે અસંખ્ય લશ્કર છે, રૂપથી મોહ પામેલાં પતંગીઆં જેમ મોટા અગ્નિ ઉપર પડીને બળી મરે છે તેમ યાહોમ કરી શત્રુને ભોગ પડવાની હું સલાહ આપીશ નહિ. મહારાજનું વચન પળે. જયચન્દ્રનો યજ્ઞ ભંગ થાય અને લોકમાં આપણે માટે બૂરું ન બોલાય એવો વચલો માર્ગ લેવાની જરૂર છે અને તે માર્ગ એ છે કે આપણે કનોજ ઉપર ન જતાં બાલુકરાય ઉપર છાપો મારી તેને મારી નાંખવો. એને મારવાથી આપણે એક કાંકરે બે પક્ષી મારી શકીશું. આપ સઘળા ક્ષત્રિયોને માલુમ હશે કે જ્યારે રાજસૂય યજ્ઞ કરવામાં આવે છે ત્યારે યજ્ઞ કરનારની હદમાં કોઈ પ્રાણીનું મરણ થતું નથી અને જો તેમ થાય તો યજ્ઞ ભંગ થાય છે. જો આપણે બાલુકરાયને મારવા શકિતમાન થઈશું તો યજ્ઞ એની મેળે બંધ થશે. ગઈ રાત્રે મને એવા સમાચાર મળ્યા કે બાલુકરાય આપણા રાજ્ય તરફ બહુ આગળ ન વધતાં પોતાની સરહદ ઉપર આપણને યજ્ઞ ભંગ જેવું કંઈ પણ કરતાં અટકાવવાના ઉદ્દેશે છાવણી નાંખી પડયો છે. એની સાથે જે સૈન્ય છે તેને તો આપણે સહેલથી પહોંચી વળીએ તેમ છે માટે વધુ વિલંબ ન કરતાં એ ઉદ્યોગમાં પ્રવૃત્ત થાઓ.

કૈમાસનાં વચન સાંભળી સભા પ્રસન્ન થઈ. ચન્દ બારોટે તો આસન ઉપરથી ઉઠી, શાબાશ કૈમાસ પ્રધાન! શાબાસ! તમારી બુદ્ધિને જ ધન્ય છે! તેના પ્રતિ આ પ્રમાણે ધન્યવાદક વચન બોલી સભા ભણી ફરી કૈમાસની તરફ વારંવાર હાથ કરી દેખાડતાં તે બોલ્યો કે:—

**छप्पय**

**जिहि कैमास प्रधान, खोदि सव्व धन कढ्यो;**
**जिहि कैमास प्रधान, राज्य चौहान हि चढ्यो;**
**जिहि कैमास प्रधान, पारी परिहार भूर थल;**
**जिहि कैमास प्रधान, म्लेच्छ बांध्यो बल सब्बल.**
**चहुऔर जोर चौहान नृप, तुरक हिंदू डरहत डरहत;**
**वाराह वाघ वाराह बिच, सुवश सुवास जंगल घरह.**

કૈમાસ દહિમા તરફ સભા પ્રસન્નપ્રસન્ન થઈ રહી અને સઘળાઓ એકમત થઈ બાલુકરાય રાઠોડ ઉપર તૂટી પડવાના ઉત્સાહથી બોલ્યા કે સત્ય છે, સત્ય છે. કૈમાસ અને ચન્દ બારોટ કહે છે તે જ સત્ય છે. બાલુકરાયના શા ભાર છે, એક સપાટામાં એના દળને આપણે રણમાં રોળી નાંખીશું. સામંત સરદારોએ આ પ્રમાણે સંમતિ આપ્યા પછી પૃથુરાજે સઉને સજ્જ થઈ આવવા દરબારમાંથી રજા આપી અને પછી ચઢાઈનાં વાજાં વગડાવ્યાં. દડમંજલ કૂચ કરતું ચૌહાણનું લશ્કર બાલુકરાયના પડાવ પાસે આવી પહોચ્યું અને બત્રીસ હજાર માણસો લઈ તે રણમાં ઉતર્યો. બેઉ સેના રજપૂતથી ભરપૂર હતી અને બેઉ પોતપોતાના રાજાની મહત્તા માટે શૂરે ચઢેલા હતા. હાથીએ હાથી, ઘોડે ઘોડા અને પદાતિએ પદાતિ એકત્ર થઈ ગયાં અને રજપૂતો વચ્ચે મહત્તામમત્વની નાશકારક લડાઈ ચાલવા માંડી. કનોજનું સૈન્ય પોતાના બળના ગર્વમાં હતું, પરંતુ ચૌહાણો તેવા મિથ્યા બળના ગર્વમાં ન હતા. તેઓ પોતાને માટે ડરતા હતા અને એ ડર તેમને કનોજીઆ લોક કરતાં વધારે કાળજીથી લડાઇથી ચલાવરાવતો હતો.

બાલુકરાય તેના ભાઈની વતી રણમાં ઉતર્યો હતો, ત્યારે પૃથુરાજ ચૌહાણ પોતાને માટે રણમાં વીર હાક વગાડતો હતો. ઘણી વાર સુધી લડાઈ ચાલી, પરંતુ એકકે પક્ષમાં જયનાં ચિહ્ન દેખાયાં નહિ. કન્હ ચૌહાણને સ્થિર રહેલા બળના તોલનથી ક્રોધ ચઢી આવ્યો અને બાલુકરાય

હાથી સામે આવી તેણે પોતાની બરછી ચલાવવા માંડી. બાલુકરાય જો કે ઉમ્મરે નાનો, મોજમજાહમાં ઉછરેલો અને સુખારામનો ભોકતા હતો, છતાં તે કોઈ રીતે ઉતરે તેવો ન હતો. તે પણ ક્ષત્રિયાણીની ડીંટડીએ ધાવેલો રજપૂત પુત્ર હતો. રામની માફક જયચન્દ્રે તેને ઘણાં લાડ લડાવી, ઉછરેલો હતો અને ભાઈના શ્રેય માટે બાલુકરાયને પણ તેને લક્ષ્મણના જેવી તીવ્ર લાગણી હતી. શૂરવીરને ઘટે તેમ તેણે કન્હને આવકાર આપ્યો. પરંતુ અનેક લડાઈઓ મારી અનુભવ પામેલા વૃદ્ધ ચૌહાણ જેવા યોદ્ધા આગળ આખરે તેનું કંઈ પરિબળ ચાલ્યું નહિ. ચૌહાણ ઘોડેસ્વારોએ સખ્ત કાપણી ચલાવી, તેના લશ્કરમાં આગળ વધવાને કન્હના હાથીને માર્ગ કરી આપ્યો. એટલે પાસે આવી પૃથુના કાકાએ તેના ઉપર બરછીનો ઘા કર્યો. શૂરવીર રાઠોડ કુંવરે કન્હના સ્કન્ધ ઉપર ખાંડાનો સામો ઘા કર્યો, પરન્તુ કન્હની બરછી તેની છાતી ભેદી આરપાર નીકળી જવાથી ચઢતા તારુણ્યના જોશભર્યા લોહીના પ્રવાહમાં તે અંબાડીમાં ઢળી પડયો અને ચૌહાણના ભાટ લોકોએ વિજયઘોષ કરી દિશાઓમાં પૃથુનો જયયશ ગજાવ્યો; અને તેની સાથે જ કનોજનું સૈન્ય ગભરાટમાં પડી નાશભાગ કરવા લાગ્યું અને લડાઈનો અંત આવ્યો.

નાશભાગમાં કનોજનું પાંચ હજાર માણસ કામ આવી ગયું અને હથીઆર તથા બીજી કેટલીક લુંટ મળ્યા પછી ‘ હવે અહીં થોભવાનું કારણ નથી ’ એવી સલાહ મળતાં પૃથુરાજ પોતાનું સૈન્ય લઈ પાછો ફરી ગયો. ઘોરી તેની સામે તૈયાર થઈ રહ્યો હતો અને હિન્દુઓના સંયુક્ત યુદ્ધને માટે ગુજરાત તથા રજપૂતસ્થાનના રજપૂતોએ તયારી કરી મૂકી હતી. દિલ્હી આવતાં રજપૂત રાજાઓએ તેને ઘોરી સામેની લડાઈનો ઝુંડો લેવાની વિનંતિ કરી અને પૃથુએ મોટા ઉત્સાહથી તેનો સ્વીકાર કર્યો.

પેલી તરફ કનોજમાં બાલુકરાયના વધના સમાચાર પહોચતાં જયચન્દનો રાજસૂય યજ્ઞ ભંગ થયો. સૂતક આવી પડયું તેથી યજ્ઞ યજ્ઞને ઠેકાણે રહ્યો અને રાજાઓ તથા બ્રાહ્મણો ગંગાના કિનારા ઉપર સીધાંપાણી ખાતા પડાવમાં પડી રહ્યા. જયચન્દને અત્યન્ત શોક થયો. મહત્તાનો ગર્વ ઉતરી ગયો અને પૃથુરાજ ઉપર પાકું વેર આવ્યું. બન્ધુવધના શોકથી તે મ્લાન

થઈ ગયો અને તેની ક્રિયા કરી. લોકના મનમાંથી ઉત્સાહ જતો રહ્યો અને રાજમહેલમાં રોકકળ થઈ રહી. અત્યન્ત શોકથી દિલગીર રહેતા રાજાને બ્રાહ્મણોએ સમજાવ્યો અને યજ્ઞના હોતાએ કહ્યું કે રાજન્! મનુષ્ય માત્ર મરણને માટે જન્મે છે, તેથી શોકનો ત્યાગ કરો. વળી શાસ્ત્રોમાં કહ્યું છે કે—

**आहवे निहितं शूरं न शोचेत कदाचन।**
**निर्मुक्तः सर्वपापेभ्यः पूतो याति सुलोकताम्॥**

રણસંગ્રામમાં મરેલા શૂરવીરનો કદિયે શોક કરવો નહી; તે તો સઘળાંયે પાપોથી મુક્ત થયો છે, અને પવિત્ર શુદ્ધ થઇને તે સુલોક–સ્વર્ગને પામે છે.

સઘળા માણસો તેને આ પ્રમાણે સમજાવવા લાગ્યા, એટલે, તેના મનમાંથી શોકનો ભાર ઓછો થયો. પછી એક વાર પ્રધાન માથે મળી તેણે વિચાર કર્યો કે આવેલા બ્રાહ્મણો અને રાજાઓને એમ ને એમ પાછા કાઢવા એ ઠીક નહિ, માટે કંઇક ઉપાય શોધી કાઢો. કેટલોક વિચાર કર્યા પછી પ્રધાને સલાહ આપી કે, મહારાજ! આપનું મન શાન્ત થાય ત્યાં સુધી એ લોકને રહેવા દ્યો અને પછી વર યોગ્ય થયેલી સંયોગિતાનો સ્વયંવર કરી, એકઠાં કરેલાં સાધનોનું સાર્થક કરો. રાજાને એ વિચાર બહુ પસંદ પડયો. યજ્ઞનો ભંગ થવાથી અને પોતાથી નાના ભાઈ અને માતાના લોહીનો આશ્રય જવાથી જયચન્દ્રને કેટલાક દિવસ સુધી કંઈ ગોઠયું નહિ. પરંતુ પ્રધાન વગેરે કાર્યભારીઓએ તો રાઠોડપુત્રી સંયોગિતાના સ્વયંવરની ગોઠવણનાં પગલાં ભરવા માંડ્યાં. રાજસૂયમાં ગૃહકાર્ય જેવાં કામ કરવા આવેલા રાજાઓ રાજ-કન્યા કદાપિ પોતાને પણ વરમાળ આરોપે એવા રમણીય વિચારમાં દિવસ ગાળવા લાગ્યા.

જયચન્દ્ર રાઠોડની રાણી જે સિંહલદ્વીપના રાજાની કુંવરી હતી તે પણ પોતાની કુંવરીના સૌભાગ્યને વખાણતી આનંદમાં ઝુલવા લાગી. તેણે સ્વયં-વરની ધામધુમમાં ભાગ લેવા પોતાનાં પિયેરિયાંને કંકોતરીઓ લખી મોકલાવી. નગરના લોક અને બ્રાહ્મણો રાજાના સુવિચારથી ખુશી થયા અને પ્રતિ-દિવસ તેનો શોક ઓછો કરવાના ઉદ્યમ કરવા લાગ્યા. સંસારમાં ઇશ્વરે એવી

માયા ગોઠવેલી છે કે માણસને સ્નેહીસંબંધીના મૃત્યુનો શોક જેમ જેમ વખત જતો જાય તેમ ઘટતો જાય છે. બાલુકરાયભાઈનું મરણ સાંભળતાં જે શોક જયચન્દ્રના મનમાં થયો હતો તે વખત વીતતાં અને વિદ્વાનોનાં શોકશમનનાં વચનોથી દિન પ્રતિદિન ઘટતો ગયો. દિવસ ગણતાં પક્ષ ચાલ્યા ગયા અને રાજા પાછો ખુશ મિજાજમાં આવતો ગયો. રાણીએ પણ રાજાના શોકને ઓછો કરવાના યત્ન ચાલુ જ રાખ્યા હતા. જયચન્દ્રે મહિનો થઈ જતાં સ્વયંવરની તૈયારી કરવાનો જાહેર રીતે હુકમ આપ્યો.

હવે બાલુકરાયને મારી દિલ્લી તરફ પાછા ફરી ગયેલા પૃથુરાજની તરફ શા વર્તમાન ચાલતા હતા તે જોઈએ.

---

# પ્રકરણ ૧૩ મું

## સ્થાનેશ્વરનું યુદ્ધ

**गदानां मुशलानां च परिघानां च निःस्वनैः ।**
**शराणां संक्षवातैश्च क्षुभिताः सप्तसागराः ॥**

મુસલમાનો વારંવાર ચઢી આવતા અને હારતા, અથવા જિતતા તોપણ હિન્દને મોટી હેરાનગતિ પહોંચાડતા. તેમ જ ગરીબ માણસોને ગુલામ તરીકે પકડી જતા તથા લાખો રૂપિઆનો માલ લૂંટી જતા હતા. આવી ચઢાઈઓ અને લડાઈઓથી હિન્દુસ્થાનને બેઉ રીતે ગેર-લાભ હતો. ઉત્તર તરફના લોકો નિરંતર અશાન્ત મને વેપાર રોજગાર અને ખેતીવાડી કરતા. મુસલમાનો ક્યારે ચઢી આવશે તે નક્કી નહોતું. લોકને સદાનો ભય રહ્યાં કરતો હતો. ડુંગરી પ્રદેશમાંથી તેઓ મોટી સ્વારીએ ચઢી આવતા અથવા ટોળાંબંધ થઈ લુંટફાટ કરવા ઉતરી પડતા હતા. ઘણા જુના કાળથી એ રીતે ઉત્તર તરફના લોકો સતત ઉપદ્રવમાં રહેતા હતા. પરંતુ મહમ્મદ શાહની મોટી ચઢાઈઓ પછી એ જાતનો અજંપો ઠેઠ સિંધ, પંજાબ, રજપૂતસ્થાન અને ગુજરાત સુધી લંબાયો હતો. અને જેમ જેમ કાળ જતો ગયો અને ચઢાઈ કરનાર ઉગ્ર મનના લોકોને ગરીબ પ્રજામાં હાથ ઘાલવાનો

પરિચય પડતો ગયો, તેમ તેમ એ પીડા વૃદ્ધિંગત થતી ગઈ. મહમ્મદ ગીઝનીએ ઉત્તર તરફના હમ્મેશ બરફથી ઢંકાયલાં શિખરોવાળા મોટા પર્વતોની તળેટીથી પ્રભાસ પાટણ એટલે અરબી અથવા હિન્દી મહાસાગરના કિનારા સુધીના પ્રદેશને ખુંદી નાંખ્યા પછી તોફાનીઓ જ નહિ પરંતુ તોફાનીઓના રાજાઓ પણ ધન મેળવવા માટે હિન્દુસ્થાન ઉપર સ્વારીઓ કરવા લલચાયા. હિન્દુઓએ ઘણી વાર તેમને પોતાનો હાથ દેખાડયો, પરંતુ એવા અટકાવથી અથવા પરાજયથી તેઓના મનમાં ઉત્પન્ન થયેલી ધનપ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા જરાયે દબાઈ ગઈ નહિ.

મહમ્મદ ગીઝનીની પછી કેટલોક કાળ શાન્તિમાં પસાર થયો. પણ એટલામાં મહમ્મદ ઘોરી જાગ્રત થયો. આ વાર્તાને કાળે હિન્દુઓનાં કાળજામાં એ જ મોટા ફફડાટ રૂપ થઈ રહ્યો હતો. શાહબુદ્દીન અથવા વધારે મશહૂર નામથી લખીએ તો મહમ્મદ ઘોરી પોતાને માટે હિન્દ જિતવાનો ઉદ્યોગ કરતો હતો. ગુજરાત, સિંધ, પંજાબ વગેરે ઠેકાણે ઘણી વાર તેણે સ્વારીઓ કરી ધન મેળવ્યું હતું; જો કે તે સઘળી વખત તેને મોટી હાર ખાઇને પાછા જવું પડયું હતું. પરંતુ હિન્દુઓમાં પેઠેલો કુસંપ તેના કળી જવામાં આવ્યો. એટલે પરાજયથી ન ડરતાં 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો અને યત્ન કરો' એ કહેવત પ્રમાણે દૃઢ નિશ્ચયથી તે હિન્દ જિતવાના પ્રયાસ પાછળ મંડયો. તેની ઘણી સ્વારીઓ આવી ગયા પછી ગુજરાત, રજપૂતસ્થાન અને મેવાડ વગેરેના રજપૂત રાજાઓના કાન ઉઘડ્યા. તેમને એ પ્રબળ શત્રુ છે એમ સમજાયું અને તેથી આજ એટલે સને ૧૧૯૧ માં તેઓ સંયુક્ત થઇ મોટા બળથી તેને છેવટની શિકસ્ત આપવાનો ઉદ્યમ કરવા લાગ્યા.

હિન્દુસ્થાનમાં હજી ઘણા બળવાન રાજાઓ હતા, પરંતુ દુર્ભાગ્યે તેમનામાં સંપ ન હતો. ગુજરાત, દિલ્લી, ચિત્તોડ, કનોજ અને પૂર્વ હિન્દમ મોટા પ્રતાપી રાજાઓ રાજ્ય કરતા હતા અને તેઓ ધારે તો ઉત્તર તરફન તોફાનીઓને દાબી દઈ, ઇરાન અને સૈબિરીઆ સુધી હિન્દની સરહદ લંબાવ શકે એમ હતું. પરંતુ એવો સંપ ક્યાંથી લાવે ? ગુજરાત અને દિલ્લીને વે તથા દિલ્લી અને કનોજને વેર એમ મોટા મોટાં રાજ્યોમાં સામસામાં વે થયાં હતાં, એટલે નાનાં રાજ્યો એકસંપ થઈને કરે શું ? આમ છતાં જ્યાં

ઘણું થયું ત્યારે રજપૂતસ્થાનના રજપૂતોએ બને તેટલા રાજાઓની સાથે સંદેશા ચલાવી, મુસલમાનોને એક વાર સખ્ત શિકસ્ત આપવાનો વિચાર કર્યો. તેમણે પ્રથમ રજપૂતસ્થાનનાં રાજ્યોનો એકસપ કર્યો. પછી ઇડર વગેરે ગુજરાતનાં રાજ્યોને મેળવી લીધાં. આ ગોઠવણ થઈ એટલામાં ઘોરી શાહ દિલ્હી લેવાને ચઢયો અને પૃથુરાજને મદદની જરૂર પડી. એ જ વખતે પેલા રાજાઓએ મુસલમાનો સામે થવાના મહોદ્યમમાં અગ્રેસર થવાની પૃથુરાજને વિનંતિ કરી, અને ઉભય એક અર્થનાં થતાં પ્રીતિકર સંબંધ થયો.

પૃથુરાજ ચૌહાણે દિવસ નક્કી કરી સર્વેની ઉપર દિલ્લી આવવાનાં આમંત્રણપત્ર મોકલાવ્યાં. એ વળી કેટલાકને છિદ્ર શોધવા જેવું થઈ પડયું. ઘણાકને વાંધો પડ્યો અને કેટલાક તેથી પોતાની મહત્તાને ઉતરી જતી માનવા લાગ્યા, છતાં આગળથી બંધાયલા ઘણા રાજાઓ મોટાં મોટાં સૈન્ય લઈ માતૃભૂમિના રક્ષણ માટે થનારા મહા યુદ્ધમાં સામેલ થવા દિલ્લી આવ્યા. દિલ્લીમાં તેમને યોગ્ય માન મળ્યું અને ઘણા રાજાઓ પૃથુરાજના વિનયને માટે તેનો આભાર માનવા લાગ્યા. ચૌહાણની પાસે પ્રથમ એક સો અને આઠ બળવાન સ્વામીભક્ત પટાવત સામંત હતા. પરંતુ ગુજરાત, દક્ષિણ અને કનોજ વગેરે સ્થળોના કલહમાં તેમાંના ઘણાક વીરગતિને પામ્યા હતા. હાલ તેની પાસે માત્ર ચોસઠ પટાવત રહ્યા હતા. સઘળા રાજાઓ આવ્યા પછી પૃથુરાજે તેમની સલાહ લીધી. દરેક દરેક રાજાએ તેને અગ્રેસર થવા વિનંતિ કરી અને લડાઈનો અનુક્રમ નક્કી કર્યો. પૃથુરાજે યુદ્ધ માટે મોટી તૈયારી કર્યા પછી દિલ્લી છોડયું.

આણી તરફ મહમ્મદ શાહબુદ્દીન ઘોરી ધીરે ધીરે પણ મક્કમ પગલે આગળ વધતો હતો. કેટલાક દુષ્ટ અને માતૃભૂમિદ્રોહક રાજાઓએ તેને ઉશ્કેર્યો અને તેણે પણ મોટું લશ્કર જમા કર્યું. તે દિલ્લી ઉપર આવવા નીકળ્યો ન હતો. પરન્તુ જ્યારે રજપૂતમાં કલહ છે અને પૃથુરાજ નિર્બળ થઈ ગયો છે એવા સમાચાર તેને મળ્યા ત્યારે દિલ્લી ઉપર લક્ષ રાખી તે કૂચ કરવા લાગ્યો. બેઉ જણ એક બીજાની સામે પ્રયાણ કરતા હતા, એટલે છેટાં ભાગતાં ઝાઝા દહાડા લાગ્યા નહિ. કુરૂપાંડવોનાં લોહી પીવા છતાં પણ અતૃપ્ત રહેલ કુરુક્ષેત્ર—પાનિપતના ઇતિહાસપ્રસિદ્ધ મેદાનમાં તેઓ ભેગા થયા

અને સ્થાનેશ્વર તથા કર્નાલની વચ્ચે તિરૌરી આગળ મુકામ કર્યા. રુધિરની તરશી પાનિપતની ભૂમિ રજપૂત અને યવનોનાં લોહી પીવા તૈયાર થઈ. છતાં એકદમ હલ્લા થયા નહિ. બેઉ મોટી તૈયારીથી આવેલા હતા. મારફાડ કે લુંટ કરી નાશી જવાનો ઘોરીને વિચાર ન હતો. હિન્દુસ્થાનમાં પહેલવહેલું મુસલમાની રાજ્ય સ્થાપવાની તેને હોંશ હતી અને આગળની હકીકત ઉપરથી જણાશે કે તેણે જ અસાધારણ હિમ્મત, બળ અને સમયોચિત બુદ્ધિચાતુર્ય પહોંચાડી છેવટ એ યશ લીધો.

હિન્દુ અને મુસલમાનનાં સૈન્ય એક બીજાની સામે આવી પડ્યાં. એકમેકમાં પત્રવ્યવહાર ચાલવા માંડ્યા, અને તેમણે યુદ્ધનો દિવસ નક્કી કર્યો. મુસલમાનોને ઉતારે ઇરાનના પ્રાચીન શૂરવીરોની વીરરસભરી શાહનામાની અને હિન્દુઓમાં રામાયણ અને મહાભારતની કથાઓ થવા માંડી. રજપૂત રાજાઓ લડાઈ લડવાને ઘણા જ આતુર થઈ રહ્યા હતા. તેમના મનમાં યુદ્ધ પ્રસંગ એક ઉત્સવ રૂપ બની રહ્યો હતો. અને છાવણીમાં હથીઆરો ઉતારવાનું, દારૂગોળો બનાવવાનું તથા બીજું શસ્ત્ર સુધારવા સંબંધી કામ ધમધોકાર ચાલતું હતું. બેઉ રાજાઓ પોતપોતાના પડાવની રક્ષા માટે ખાઇઓ, ધૂળીઆ કોટ, ખાડાટેકરા અને ઓથ લેવાના સ્તંભો વગેરે બંધાવવા મંડ્યા હતા. પદાતિઓ પટાબાજીની કસરતો, સ્વારો ઘોડાની કસરતો, નિશાનબાજો નિશાન મારવાની રમતો, રથીઓ રથ ખેડવાની અને વ્યૂહરચના પ્રમાણે ઘોડા ચલાવવાની ચાતુરીઓ, રાવતો અને મ્હાવતો બળતાં ઉબાડીઆંથી ઘોડાઓ અને હાથીઓને અગ્નિનાં અસ્ત્રવાળા યુદ્ધમાં ચોંકે નહિ એવા પરિચિત કરવા માટે કેળવવા લાગ્યા.

આ રીતે લડાઈ માટેની તૈયારીઓ થવા માંડી. જે દિવસે યુદ્ધ થવાનો વદાર હતો તેની આગલી રાતે બેઉ છાવણીઓમાં આખી રાત લડાઈ ને લડાઇની જ વાતો અને ધામધૂમો ચાલી. સહજ નિદ્રા લીધી ન લીધી કરી, રજપૂતોએ વહેલા ઉઠી, સ્નાન કરી, ઇશ્વિરસ્મરણ કર્યાં અને મુસલમાનોની છાવણીમાં ધાર્મિક સિપાઈઓએ બાંગનો પોકાર પડ્યા પછી બંદગી કરી. યોદ્ધા, રથીઓ, સ્વારો અને પોતપોતાની નિયત જગાઓ પર જઈ હાજર થયા. સૂર્યનારાયણનાં સોનેરી કિરણ દિશાઓમાં

પડતાંની સાથે જ કાર્તિકસ્વામીનો જય બોલાવી, હિન્દુઓનું સૈન્ય રણભૂમિમાં આવી ઉભું રહ્યું. નિયમાનુસાર મુસલમાનો સામે આવી ગોઠવાયા અને બેઉ તરફના સેનાધિપતિઓએ પોતપોતાની યથાયોગ્ય વ્યવસ્થા થઈ ગયેલી છે, એમ જાહેર કર્યું ત્યાર પછી જ ગોલંદાજોને તોપના કાન ઉપર જામગરી ચાંપવાના હુકમ મળ્યા. તોપના ગડગડાટ સાથે મેઘગર્જન, પછી થતી વિજળીઓ અને જળાસારની માફક તરવારો અને તીરોના વરસાદ વરસવા માંડ્યા. સૈન્યમાં હોકારા થયા અને વીર માણસોની આંખોમાંથી અગ્નિ-ઝરવા માંડ્યો. ઘોરીનો સેનાધિપતિ મોખરે ઉભો રહી પોતાના સરદારોને ઉશ્કેરવા લાગ્યો એટલું જ નહિ, પરંતુ તેણે પોતે એવું પરાક્રમ કરી દેખાડવા માંડયું કે રજપૂતો યવનોની હાર સામે સ્થિર થઈ શક્યા નહિ. કન્હ ચૌહાણ અને કૈમાસ દહિમો તેનું શૌર્ય જોઈ ચકિત થયા. બીજી તરફ શાહ અને પૃથુરાજ સામસામે આવી અટકયા અને તેમનું સૈન્ય સંગ્રામને ગજાવવા મંડયું. જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ લડાઈનું સંહારક સ્વરૂપ કાળ અંધાર અને અત્યંત ત્રાસજનક થતું ગયું.

બપોર થતાં બેઉ સેનાઓ રણમાંથી નિવૃત્ત થઈ. ઉનાળાના દહાડા હતા અને મેદાનમાં એવો તાપ પડતો હતો કે સિપાઈઓથી જમીન ઉપર ઉભું રહેવાતું નહિ. આગળથી જ તેમણે આવો બંદોબસ્ત કરેલો હતો. લડાઈ બંધ રહી અને રાજા તથા સૈન્ય પોતપોતાને સ્થાને ગયાં. બે દિવસ સુધી એ નિયમથી યુદ્ધ ચાલ્યું, પરંતુ મુસલમાનો ડગ્યા જ નહિ. ત્રીજા દિવસના યુદ્ધ માટે રજપૂતોએ મોટા પાયા ઉપર ગોઠવણ કરી અને રાણાજીની સલાહથી ચામુંડરાય દહિમાને રણાધિપત્ય આપ્યું. ચામુંડરાય જેવો બળીઓ તેવો જ યુદ્ધની કળાઓનો અને વ્યૂહરચનાઓનો જાણ હતો. તેણે નવેસરથી જુદી જાતની ગોઠવણ કરી. ત્રીજે દિવસે યુદ્ધનો આરંભ થયો અને તેણે એવી ચાલાકીથી યોદ્ધાઓને લડાઈમાં ઉતાર્યાં કે મુસલમાનોની મક્કમ હઠને પણ બપોર થતાં થતાંમાં મૂકાવી દીધી. મધ્યાહ્ન થવા આવ્યા અને લડાઈ બંધ કરવાનો વખત પાસે આવ્યો, એટલે મુસલમાનો જે નવી ગોઠવણ કરવાની જરૂર જણાઈ, પરંતુ ચામુંડરાયે હાથ આવેલી બાજી જવા દીધી નહિ. તેણે લડાઈ બંધ ન કરતાં કારમા તાપમાં તપી ગયેલા રજપૂતોને વધારે કુપિત કરે

એવી ઉશ્કેરણીથી ત્રાસજનક કત્લમાં જારી રાખ્યા અને તેનું પરિણામ એ આવ્યું કે મોટી હાનિની સાથે મુસલમાનો હારી ગયા. યવનદળમાં ભંગાણ પડયું અને શાહે અનેક યત્ન કર્યા છતાં અફીણની જોમમાં ઘેલા થઈ કત્લ ચલાવતા રજપૂતોની સામે થવાની હિમ્મત ચાલી નહિ. કન્હ, પૃથુ અને કૈમાસે ચામુંડરાયને ધન્યવાદ આપ્યા અને સ્થાનેશ્વરનું એટલે તિરૈરી આગળનું હિન્દુ મુસલમાનોનું મોટું યુદ્ધ નાના દહિમાને વિજયની શોભા તથા માન અપાવી સમાપ્ત થયું.

મુસલમાનોને શિકસ્ત આપવા સારૂ હિન્દુઓએ તેમની પૂંઠ પકડી. પૃથુરાજ અને બીજા રાજાઓ દિલ્લી તરફ પાછા વળ્યા ત્યારે વિજયથી મગ્ન થયેલો ચામુંડરાય શત્રુની પૂંઠે પડ્યો. પૃથુરાજ દિલ્લીમાં આવ્યા પછી ચામુંડરાય ઉપરના દ્વેષને લીધે પ્રથમના લાહોરના સૂબા ચન્દ પુંડિરે તેના મનમાં એમ ભરાવી દીધું કે ચામુંડરાય બળવાન છે તેથી જેટલું ખુશી થવાનું છે તેટલું જ સાવધ રહેવાનું છે, કારણ કે તે જે પરાક્રમો કરે છે તે તમારે માટે નહિ, પરંતુ ભવિષ્યના રાજ્ય માટે કરે છે. ચન્દ પુંડિર સાથે બીજાઓ પણ ચામુંડની ખોદણીમાં સામેલ થયા. સ્થાનેશ્વરના યુદ્ધમાં દેખાડેલા પરાક્રમથી રાજા તેના ઉપર પ્રસન્ન થયો હતો તે પ્રસન્નતા તેમણે ઓછી કરાવી. એક પછી એક વાત છેડી તેમણે પૃથુરાજને કહ્યું કે જો તમે સાવધ નહિ રહો તો ચામુંડરાય તમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી, દાહિમી રાણીના કુંવર એટલે તેના ભાણેજ રેણસી કુંવરને ગાદીએ બેસાડશે. ઘણા દિવસથી એનો પક્ષપાત અમારી નજરે પડ્યાં કરે છે. હાલ પણ રેણસીને તે પોતાની સાથે લેતો ગયો છે. રાજાના મનમાં ચામુંડરાને માટે ખોટી લાગણી હજી દાખલ થઈ ન હતી, પરંતુ હવે તેમ થવાનો પ્રસંગ પાસે આવવા લાગ્યો.

વીશ ગાઉ સુધી મુસલમાનોની પાછળ પડી તેમને ફરીને થોડી મુદતમાં પગભર ન થાય તેવી સ્થિતિએ પહોંચાડી ચામુંડરાય જે દિવસે દિલ્લીમાં આવ્યો, તે દિવસે એક એવો બનાવ બન્યો કે રેણસી કુંવરને લઈ પૃથુરાજને મળવા જતાં એક સાંકડા માર્ગમાં રાજાનો પાટ હાથી જેનું નામ શૃંગારહાર હતું તે ગાંડો થઈ ઉન્માદ કરતો તેમની સામે આવ્યો. ઘોડા પાછા ફેરવવાનો તાલ ન હતો. અને જો હાથી ઉપર ઘા ન કરે તો કુંવર રેણસીનો જીવ

જોખમમાં હતો. ચારે તરફનો વિચાર કર્યા પછી ચામુંડરાયે પોતાની ઘોડીની લગામ ખેંચી. તેને હાથી ઉપર નાંખી અને મોટા યુદ્ધમાં હાથીઓ ઉપર તરાપ મારવા શીખેલી ઘોડીએ શૃંગારહારના આગલા પગના થાપાપર જઈ પોતાના આગલા પગ ભરવ્યા. વિજળીની ઝડપે ચાંમુંડરાયે એક ઘાથી હાથીની શુંઢ કાપી નાંખી અને બીજે ઝપાટે રેણસી કુંવરે તેના આગલા પગમાં—ગદા મારી તેને લંગડો બનાવ્યો. મોટી રાડ નાંખી, તમ્મર ખાઈ, હાથી જમીન ઉપર પડ્યો અને મામો ભાણેજને ઉગારી લઈ દરબારમાં ગયો. પૃથુરાજ અને સામંતોએ તેને ધન્યવાદ આપી મોટો આવકાર દીધો.

સભા વેરાયા પછી ચંદ પુંડિર ખાનગીમાં રાજાને મળ્યો અને શૃંગાર-હારના વધની વધારીને વાત કરતાં તેને સમજાયું કે પાટ હાથીની ઉપર ઘા કરતાં દહિમાને જેટલી વાર લાગી એટલીયે વાર રાજાના ઉપર ઘા કરતાં લાગશે નહિ. માટે તમારે કંઈક સમજવું જોઈએ. પૃથુરાજનો તપતો સૂર્ય હવે માથા ઉપરથી ઉતરતો હતો, એટલે તેને ચંદ પુંડિરનાં વચનોમાં વિશ્વાસ આવ્યો અને રામગુરૂ પુરોહિતને બોલાવી લોખંડની બેડીઓ આપી કહ્યું કે તમે ચામુંડરાય પાસે જઈ તેના હાથપગમાં બેડીઓ પહેરાવી આવો. પુરોહિતે રાજાને ઘણું ઘણુંયે સમજાવ્યો, પરંતુ ચંદ પુંડિરે એવી તકરારો તેની સામે લાવી મૂકી કે રાજાનું મન માન્યું નહિ. રામ ગુરૂ પછી ચામુંડરાયને ત્યાં ગયો અને રાજાનો હુકમ તેને કહી સંભળાવ્યો. ચામુંડરાય નીતિવાળો હતો. તે જો સામો થાય તો પૃથુરાજાને પણ ભારે પડે તેમ હતું, છતાં લાંબીટુંકી ન કરતાં તેણે માત્ર એટલું જ કહ્યું કે પુરોહિત ! તમે રાજાને કહેજો કે લોખંડ પહેર્યા પછી હું હાથમાં લોખંડ પકડીશ નહિ.' પુરોહિતે પાછા જઈ રાજાને તે વચન કહ્યાં પણ તેણે કાન તળે કાઢી નાંખ્યાં. સ્થાનેશ્વરના મોટા યુદ્ધમાં વિજય અપાવનાર ચામુંડરાય દહિમાને બેડીઓ પડી. રાજાઓ કાનના કાચા હોય છે તે અત્ર પૃથુરાજના સંબંધમાં પણ સત્ય ઠર્યું. ચામુંડરાયને બેડીઓ પડવાથી સામંત લોકની રાજભક્તિ કંઈક ઓછી થઈ, પરંતુ મર્યાદા મૂકી કોઈથી રાજાને સત્ય કહેવાયું નહિ.

# પ્રકરણ ૧૪ મું

## કર્ણાટકી અને કૈમાસ

**काजलकी कोठडीमें, केसो हि जतन करें.**
**काजलकी एक रेख लागे हि लागे,**
**देखो एक बागनमें, फूलनकी बागनमें,**
**कामिनीके संग, काम जागे हि जागे;**
**कहेते बिहारीलाल, ऐसो हमारो ख्याल;**
**कुसंगको संग फंद लागे हि लागे.**

ભાષાના કવિરાજ બિહારીલાલની ઉક્તિમાં કહ્યા પ્રમાણે દિલ્લીના શૂરવીર ચતુર અને ડાહ્યા પ્રધાનને કુસંગનો સંગ લાગ્યો અને રાજાને હાથે જ રાજ્યનો પ્રબળ સ્તંભ કેવી રીતે કપાઈ ગયો તે બાબત હવે આપણે જોઈએ. ચામુંડરાયને બેડીમાં નાંખ્યા પછી પૃથુરાજને પશ્ચાત્તાપ થયો. ઠેકઠેકાણાના કલહોમાં તેના ઘણા પટાવતો નાશ પામ્યા હતા તેમાં આ બનાવ બન્યાથી અપ્રીતિ ઉત્પન્ન થઈ અને રાજા પ્રતિ સઉનાં મન ઊંચાં થયાં. રાજાને પોતાની બદલાઈ ગયેલી સ્થિતિનો ભય લાગ્યો. નગરમાં રહેવું એ તેને હવે શરમભરેલું લાગવા માંડ્યું. કન્હ ચૌહાણ જે રાજગૃહનો વડીલ હતો તે પણ ભીમદેવના ભત્રિજાને માર્યા પછી અપમાન પામ્યો હતો અને મનમાં ખિન્ન રહેતો હતો. આવા આવા અણધાર્યા અને અપ્રીતિજનક બનાવોથી રાજાનું દિલ દુખાયું હતું. એટલે ઘણી વાર દરબારનો સહવાસ તેને ગોઠતો નહિ. રાણીઓમાં પણ દાહિમી રાણી ઉપરની અદેખાઈને લીધે કલહ ચાલતો હતો, છતાં રાજાનો કામ કમી થયો ન હતો. કર્ણાટકીનું આ વખતે તેના ઉપર જોર હતું. પૃથુરાજનું અંતઃપુર કામના ધામ રૂપ બની રહેલું હતું અને ખરૂં કહીએ તો એ ને એ જ વિકારોમાં તેણે હિન્દને ગુમાવ્યું એમ લેખાય.. બદલાયલી સ્થિતિથી તે પોતાનું મન રમાડવા મૃગયામાં કાળ ગાળવા લાગ્યો, જ્યારે કૈમાસ રાજકાજની ખંતથી ખબર રાખવા લાગ્યો.

રાજ્યનાં કામને માટે કૈમાસને દરબારમાં જવું આવવું પડતું તથા ઘણી વાર કર્ણાટકીને મોહોલે રાજાને મળવું થતું. તે એટલે સુધી બળવાન

થઈ પડી હતી કે કૈમાસથી તેને પૂછ્યા વગર કોઈ પણ કાર્ય થતું નહિ. રાજાની ગેરહાજરીમાં એ જ રાજા જેટલો અખ્તિયાર ભોગવતી અને કૈમાસને વારંવાર તેની સલાહ લેવી પડતી હતી. ચન્દ, કન્હ, ચન્દ પુંડિર અને હમીર વગેરેને એ બાબત ગમતી નહિ. પરંતુ શું કરે ? તેમને કંઈક ભૂંડાનો અંદેશો આવતો હતો અને આખરે તે ખરો પડયો.

એક વાર બપોરને વખતે જ્યારે સુખી લોક ઊંડાં ભોંયરામાં શીતળ પથારીઓમાં નિદ્રા લેતા હતા ત્યારે કૈમાસને રાજમહેલમાં જવું પડયું. યમુનાના કિનારા ઉપર મોટા સુંદર ઉપવનમાં બાંધેલો રાણીવાસ તે વખતે હિમગૃહ જેવો પ્રિય લાગતો હતો. તેમાં સઉથી વધારે સુંદર મહેલ કર્ણાટકીના ભોગવટામાં હતો. કૈમાસ તેને મળવા આવ્યો ત્યારે સર્વત્ર શાન્તિ ફેલાયલી હતી. બાગનાં વૃક્ષો ઉપર પક્ષીઓ ઘરઘર શબ્દથી નિદ્રા કરતાં હતાં અને આંબાની ગુફાઓમાં કોકિલાઓ સામસામે પંચમ રાગ ગાતી હતી. બારીબારણાંમાં વાળાની ટટ્ટીઓ પાણીથી ભીંજાવી નાંખેલી હતી અને અંદરના હિમગૃહ જેવા કર્ણાટકીના ઓરડામાં ગુલાબ જળનો ઝીણી ધારે ફુવારો ઉડી રહ્યો હતો. ઝીણાં ધવલ વસ્ત્ર ધારણ કરી, ઘુઘરીઓવાળી ખાટમાં મોટા મખમલના તકિયાને અઢેલી તે બેઠી હતી. સાંકળ ઝાલી ઉભેલી દાસીઓ કોઈ સુખડ અને વાળાઓના ભીંના પંખાઓથી તેને પવન ઢોળતી હતી અને કોઈ ધીરે ધીરે ખાટ ઝુલાવતી હતી. કૈમાસ અંદર આવ્યો અને ખાનગી વાત કરવા માટે દાસીઓને દૂર કરવામાં આવી. કેટલીક વાર સુધી તેણે રાજકાજની વાતો કરી પછી રજા લીધી. પરંતુ તેનું મન કર્ણાટકીમાં અને કર્ણાટકીનું મન તેનામાં વજ્રની માફક ચોંટી ગયાં. તે વેળાએ તો મહા મહા મહેનતે અને નીતિ રૂપી લગામથી મન રૂપી ઘોડાને કાબૂમાં રાખી ત્યાંથી નીકળી પોતાને મહેલે ગયો.

કૈમાસ દહિમો ઘણો જ ડાહ્યો શાન્ત અને સંયમી માણસ હતો. તેણે ઘેર આવી વિકારને વશ થયેલા પોતાના મનને લાખો તિરસ્કાર કરી, શાન્ત પાડયું. પરંતુ પેલી તરફ વૈભવી અને કામ પ્રેરે એવા સુખનો સ્વાદ લેતી કર્ણાટકીનું મન શાન્ત થયું નહિ. જાતની કુજાત, એટલે તે બહુ વિષયી હતી. પૃથુરાજ જેવા રજપૂતની ધણીઆણી થઈ રહેલી હોવા છતાં પણ તેનું ચંચળ

મન સ્થિર થયું ન હતું. કૈમાસ ઉપર તેનું મન મોહી પડયું. તેના ગયા પછી અનેક વિચારોથી તે ઉભરાઈ ગઈ. ક્ષણે ક્ષણ કામદેવના આવેશથી તેની ધીરજ જતી રહી અને છેવટ ગણિકાએ ગણિકાના જેવી ચંચળ વૃત્તિએ સંયમી અને ડાહ્યા કૈમાસને મોહજાળમાં ફસાવ્યો. ઘણી વાર વિચાર કર્યા પછી એક પત્ર લખી કૈમાસને તેણે મહેલમાં બોલાવરાવ્યો.

પત્ર આપી દાસીને પ્રધાન પાસે મોકલ્યા પછી તેણે કામભોગને માટે જોઈએ તેવી સુખદ તૈયારીઓ કરાવી. બાગમાંથી પુષ્પ મગાવી, પલંગ ઉપર પુષ્પની ચાદરો અને ઓછાડ નંખાવ્યા. જુદી જુદી જાતનાં સુગંધીદાર ચંદન તૈયારી કરાવ્યાં. અત્તરના દિવા કરાવ્યા અને રાધાકૃષ્ણના વિહારનાં ગાયનો ગાવામાં ચતુર છોકરીઓને બોલાવી નૃત્યગાયનની તૈયારી કરાવી. 'પ્રધાન મારા વિચારને અનુકૂલ નહિ થાય' એ તેના મનમાં ભય હતો, એટલે મોહ ઉત્પન્ન કરે તેવી ગોઠવણ અને શણગાર સજવામાં તેણે કથીયે કમી રાખી નહિ.

આણી તરફ દાસીએ પત્ર આપ્યો તે વાંચતાં જ શાન્ત પડેલો પ્રધાનનો કામ જાગ્રત થયો. પત્રના અક્ષરની સાથે જ તેણે કર્ણાટકીનાં સુંદર નેત્ર, મુખ અને અંગ પોતાની આંખો આગળ સર્વત્ર ફરતાં જોયાં. તેના કાનમાં કર્ણાટકીનાં મધુર વચનોના પડઘા પડવા માંડ્યા અને ટુંકામાં કહીએ તો પ્રધાન ચારે તરફ કર્ણાટકીને દેખવા લાગ્યો. દાસીને રજા આપી કેટલીક વાર સુધી વિચાર કર્યો. પરંતુ આખરે કામનો જય થયો. મોહમદિરાથી મત્ત થયેલા પ્રધાને કર્ણાટકીના મહેલને જ સુખનો કિનારો માન્યો અને સંધ્યાકાળ થતાં તેનું મન તેને મળવાને માટે તલપાપડ થઈ રહ્યું. પુરુષનો સંયમ સ્ત્રીની મર્યાદા ઉપર જ આધાર રાખે છે. સ્ત્રી મર્યાદા મૂકે એટલે સંયમનો મોટો કોટ પણ ટકી શકતો નથી. જગતમાં એવો બળવાન તો ભાગ્યે જ કોઈ હોય છે. પછી પાલખીમાં બેશી સંધ્યાકાળ થતાં તે કર્ણાટકીને મહેલે ગયો.

કર્ણાટકીએ શૃંગારભાવથી તેને કામદેવની જાળમાં લેવાને દરેક સાધન તૈયાર રાખ્યું હતું. અંતઃપુરમાં આવતાં જ તેણે એવા હાવભાવ અને વિનયથી આવકાર આપ્યો કે કૈમાસનો સંયમ, ડહાપણ, ધર્મ અને વિવેક સઉ ગળી ગયાં. તે તેના સામું જોતાં પરાધીન થઈ ગયો અને ભૂતાધીન હોય તેમ તે જેમ દોરી ગઈ તેમ બેલડીએ બાઝી, કંઈ પણ વિચાર કિંવા

વિવેક રાખ્યા વગર દોરાયો અને પોતાના સ્વામીના પર્યંક ઉપર જઈ બેઠો. પાળેલા પોપટની માફક પોતાના મોહપિંજરમાં ગોંધાયલા પ્રધાનને વધારે ઘેલોતુર કરવા કામને ઉદ્દીપન કરે તેવાં મનોહર વાદ્ય સાથે જુવાન નર્તકીઓ પાસે ગાયન કરાવવા માંડયું. વખતો વખત ઉત્તમ મદ્યના પ્યાલા ભરીભરી, પોતાને ઓઠે અરાડીઅરાડી કર્ણાટકીએ તેને મધુરસઘેલો કરવા પ્રીતિનું મદ્યપાન કરાવ્યું અને જ્યારે ખરેખરો કામાવેશ તેના અંગમાંથી ઉભરાઈ જવા માંડયો ત્યારે મોહવશ થયેલી ગણિકાએ સેવકો અને દાસીઓને રજા આપી શત્રુની અભેદ્ય લોહની બેડીને તોડી નાંખી, છૂટી જાય એવા બળવાન શૂરવીરને કેળના છોલેલા ગર્ભ જેવા સુકુમાર ભુજની બેડીમાં ભીડી દીધો.

કર્ણાટકીના મહેલમાં રસની રેલમછેલ થઈ રહી. અત્તરની સુગંધથી ઉપવનના ભ્રમરોનાં ટોળાં આકર્ષાયાં. કૈમાસ દહિમો કામવશ થઈ, ન જવાય એવા પોતાના સ્વામીના શયન ઉપર ગયો અને ધર્મભ્રષ્ટ થયો. તેનામાં ચતુર ગણિકાનાં કટાક્ષે કામ ઉત્પન્ન કર્યો અને મોહે આંધળો કરી નાંખ્યો. કર્ણાટકી તેની સાથે રતિ સુખમાં મસ્ત બની રહી. મહેલમાં થતી રસરંગની ધામધુમો સપત્નીઓથી છાની રહી ન હતી. કર્ણાટકી ને દાહિમી રાણીને તેઓ ધિક્કાર આપવા લાગી.

એટલામાં દૈવેચ્છાએ એવો બનાવ બન્યો કે મૃગયાએ ગયેલો રાજા મહારાણી ઇચ્છનકુમારીને મહેલે આવી પહોંચ્યો. રાણી ઇચ્છનકુમારી પટ્ટરાણી અને સપત્નીઓમાં માન પામેલી હતી. તે ઉદાર અને ગુણવાન હોઈ સ્વામી તથા રૈયતની માનીતી હતી. રાજા પલંગ ઉપર આવી બેઠા પછી તેણે કહ્યું કે ભલે પધાર્યા, અમે તમારી વાટ જોતાં હતાં. આજ તો ક્ષણે ક્ષણ તમે યાદ આવતા હતા. પૃથુરાજે ઉત્તર આપ્યો કે હું તમને યાદ આવું એમાં શી નવાઈ? મને પણ એમ જ થતું હતું, પણ તમે તો કહ્યું કે 'આજ' એનો શો અર્થ? શું તમારા મનમાંથી હું વિસરાઈ ગયો હતો અને આજ જ સાંભર્યો? 'ના ના, પ્રાણેશ! એમ નહિ. તમે તો જગજ્જ્યોતિની માફક નિરંતર મારા અંતઃકરણમાં વિદ્યમાન છો, પરંતુ આજ તમારે માટે કંઈક જોવા જેવું અમે જોયું, જેથી ખાસ યાદ આવ્યા એમ તાત્પર્ય છે.' 'એવું શું છે? મને તે દેખાડો.' પછી દીવા ઝાંખા કરાવી, રાજાને લઈ ઇચ્છનકુમારી રાવઠીમાં ગઈ અને કર્ણાટકીના અંતઃપુરમાં બનતો બનાવ દેખાડ્યો.

પૃથુરાજે બારી સામે જોયું કે તરત તેના હૃદયમાં આગ ઉઠી. કર્ણાટકી અને કૈમાસને એક શયનમાં મદ્યથી મત્ત થઈ પડેલાં જોતાં જ તેની આંખોમાંથી અગ્નિ ઝર્યો. તેણે ખભા ઉપરની કમાન હાથમાં લીધી અને એક બાણ સંધાન કરી એવા જોરથી માર્યું કે જે કૈમાસની છાતીની આરપાર નીકળી જઈ સામેની બારી બહાર જઈ પડયું. 'ઓ રામ ' એમ બોલી કૈમાસ બેઠો થયો અને મશક ફાટી હોય તેમ આગળ તથા પાછળથી તેના શરીરમાંથી લોહી વહેવા માંડયું. પૃથુરાજનો ઘા તે સમજી ગયો અને બીજી જ પળે ફરી વાર 'શ્રીરામ ' કહી, આ લોકમાંથી ચાલ્યો ગયો. ગભરાટથી કર્ણાટકી બેબાકળી થઈ ગઈ, તેનો નિશો ઉતરી ગયો અને પ્રાણના ભયે કેળની માફક કંપવા લાગી. પૃથુરાજ બીજું બાણ મારતો હતો એટલામાં ઇચ્છનકુમારીએ કમાન લઈ લીધી અને 'નીચને તમારા હાથનો ઘા શોભશે નહિ રાજાજી ! ' એમ કહી અંદર તેડી ગઈ. કર્ણાટકીએ જે બન્યું તે જાણ્યું અને રતોવાઈ ત્યાંથી જીવ લઈ નીકળી નાઠી.

રાજમહેલમાં વાત ચર્ચાઈ ગઈ. સેવકો અને દાસીઓ જેઓ ગુન્હેગાર હતાં તેઓ નાશી ગયાં અને શહેરમાં વાત જતાં કૈમાસની સ્ત્રીને સત ચડયું. રાતે કંઈ બન્યું નહિ. સઉ મનમાં સમજી સૂઈ રહ્યું. સવારમાં કૈમાસ જેવો રાજ્યનો મુખ્ય સ્તંભ પડવાથી ખિન્ન હોય તેમ ધુસરો દિવસ ઉગ્યો અને દહિમાની સ્ત્રીએ ચન્દ બારોટ પાસે જઈ, પોતાના સ્વામીનું મસ્ત આણી આપવા વિનંતિ કરી. ચન્દ અને કૈમાસને ઘણો સ્નેહ હતો તેથી તેનાથી ના કહેવાઈ નહિ. પૃથુરાજ પાસે જઈ તેના મસ્તકની માગણી કરવી, એ તેને વિચિત્ર અને ભયપ્રદ લાગ્યું.

આણી તરફ પૃથુરાજ જાગ્યો અને સામંતોને તેડવા મોકલ્યા. રાતની વાતથી સઘળા વાકેફ થયેલા જ હતા. રાજા શું કરશે અને કેવો ઠપકો દેશે એવો તેમના મનમાં ભય હતો રાજાના મનમાં પણ એવો ભય હતો કે સામંતો નાખુશ થશે. ગંભીર અને શોકમય દરબાર ભરાયો. સર્વે એક બીજાની સામું જોઈ મૌન બેશી રહ્યા. ઘણી વાર થઈ પણ કોઈ બોલ્યું નહિ ત્યારે ચંદ બારોટ ઉભો થયો અને ધીરી પણ શોકમય વાણીથી બોલ્યો કે રાત્રે બનેલો બનાવ સઉના જાણવામાં આવ્યો છે. સઉનાં મન સમજે છે. મારી અને

માઠી બેઉ જાતની અસર થઈ છે. પરંતુ જે બન્યું તેની ઉપર વધારે બોલવું ઠીક નથી. બનેલો બનાવ જાણે બન્યો જ નથી એમ માની હૃદયમાંથી બધી વાત કાઢી નાંખો. એવું જ ભાવિ હશે. મનુષ્ય ગમે તેવું ડાહ્યું હોય પરન્તુ દૈવની ગતિ આગળ તેનું ડહાપણ નકામું છે. સારી ખોટી કર્મગતિ માણસને સારૂં ખોટું કરાવી તેનું ફળ આપે છે, માટે જે બન્યું તેને ન ચર્ચતાં હું ધર્મને ઉદ્દેશી ગાદિપતિને વિનંતિ કરૂં છું કે સતીને સત ચડ્યું છે માટે તેને તેના સ્વામીનું મસ્તક મળવું જોઈએ. પૃથુરાજે મારતાં શું કૈમાસને માર્યો, પરન્તુ હવે તેને શોક થયો. તેનું મન શોકથી ભરાઈ ગયું અને આંખોમાંથી અશ્રુ પડવાં જ બાકી રહ્યાં. તે ધીરજ રાખી બોલ્યો કે વીર બંધુઓ ! જે બન્યું તે બન્યું જ. હવે એમાં ઉપાય નતી માટે શબને સતીને સોંપો અને છોકરાંને શરણ આપો.

કૈમાસનું શબ ઉંચકાવી, ચંદ બારોટ શ્મશાન ગયો અને મોટી ધામધુમથી યમુનાના કિનારા ઉપર દહિમા પ્રધાનની સ્ત્રી સતી થઈ. ઘણા સામંતો તેના માન માટે સ્મશાન ગયા. સ્વામીનું મસ્તક ખોળામાં લઈ સતી જ્યારે ચિતા ઉપર બેઠી ત્યારે ચન્દ બારોટે પૂછ્યું કે સતીમા ! દિલ્લીનું કાંઈ ભવિષ્ય કહેશો ? સતીએ ઉત્તર આપ્યો કે દેવીના વરદાયી ! સાંભળ. દિલ્લીની ગાદી આજથી ત્રીજે વર્ષે પડશે. કનોજ, ગુજરાત અને દક્ષિણમાં યવનોની હાક વાગશે અને દેશમાંથી રજપૂતનું રાજ્ય નાશ પામશે. જયચન્દ્ર રાજાની કુંવરી સંયોગિતા પેલે ભવે એક અપ્સરા હતી અને તપ તપતા એક મુનિને છળવા જતાં તેને શાપ થયો હતો કે ‘ મનુષ્ય લોકમાં કન્યકુબ્જના રાજાને ત્યાં જન્મ લઈશ અને તારા વિવાહ વખતે સ્વામી તથા પિતાના હજારો શૂરવીરો કપાઈ મરશે. રજપૂતોનાં લોહીથી તારી ચુંદડી રંગાશે. ’ ભાવિ કાળ છે તે મિથ્યા થનાર નથી માટે હે ચૌહાણોના પ્રતાપી દસેસુંદિ ! જયચન્દ્રની એ કુંવરીને પૃથુરાજની રઢ લાગી છે. તું તેને લઈ કનોજ જજે, અભિમાની ચોહાણ તારો ચાકર થઈને સાથે આવશે. ચાલ હવે નિવૃત્ત થા, જે અંબે ! આમ બોલતાંની સાથે તેણે પોતાના પગના અંગુઠામાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો અને સપાટાબંધ ઢોલના ઢમકા અને શરણાઈઓના સૂર સાથે જે અંબે જે અંબે ! ના પ્રતિઘોષમાં કૈમાસ દહિમાની સતી સ્ત્રી જેના ઉપર

બેઠી હતી તે ચન્દનની ચિતા ભડભડાટ બળવા લાગી. કૈમાસનાં અને તેની સતી પત્નીનાં વખાણ કરતા લોક જોતા ને જોતા રહ્યા અને ઘણી જ થોડી મુદ્દતમાં બેઉ પતિપત્નિને જગતસાક્ષી ભગવાન્ અગ્નિદેવે બાળીને ભસ્મ કરી નાખ્યાં.

સતીએ કહેલાં વચનો ઉપર વિચાર કરતો કરતો ચન્દ ઘેર આવ્યો અને શોકથી ખિન્ન થયેલો પૃથુરાજ પાછો મૃગયા ઉપર ચાલ્લો ગયો. આણી તરફ કનોજમાં રાજસૂય યજ્ઞની ઇચ્છા ભાગી પડ્યા પછી જયચન્દ્ર રાઠોડે પોતાની કુંવરીનો સ્વયંવર રચવા માંડ્યો હતો અને દેશદેશાવરમાં કનોજના બ્રાહ્મણો સ્વયંવરની કંકોતરીઓ લઈ નીકળી પડ્યા હતા. કૈમાસ દહિમાના મરણના કારણ રૂપ થયા પછી ગણિકા પૃથુરાજના ક્રોધથી ભય પામી, દિલ્લીથી ચાલી નીકળી. હસ્તિનો અપરાધી જેમ મૃગરાજને આશ્રયે જાય તેમ કનોજમાં જઈ જયચન્દ્રની કુંવરી અને આવતા પ્રકરણની નાયિકા સંયોગીતાનીસંગિત શિક્ષક થઈ રહી હતી. ગણિકાના જેવી વૃત્તિવાળી હોવા છતાં એટલું તો કહેવું જ પડે છે કે તેને પૃથુરાજની યથાર્થ કિમ્મત હતી. તે છચોક એમ કહેતી કે 'ભરતખંડમાં જો કોઈ પણ નર' હોય તો તે ચૌહાણકુલમણિ અને દિલ્લીનો મહારાજ પૃથુરાજ ચૌહાણ જ છે.' સંયોગિતાના પૃથુરાજ ઉપરના અનુરાગને વધારવામાં તે આ પ્રમાણે કારણરૂપ થઈ.

---

## પ્રકરણ ૧૫ મું

### લગનમાં વધન

**दुहो**

**चलनो भलो न कोशको, दुहिता भली न एक,**
**मंगण भलो न बापको, जो प्रभु राखे टेक.**

આલુકરાયનો શોક શમ્યો અને કનોજમાં રાજપુત્રી સંયોગિતાના સ્વયંવરની તૈયારીઓ થઈ. જયચન્દ્રની માનિની રાણી જુન્હાઈ

સિંહલદ્વિપની પદ્મિની હતી અને એને પેટે જ સંયોગિતાના જેવું કન્યારત્ન પાકયું હતું. રાજકન્યા આ સમયે વયસંધિ ઉપર આવેલી જોબનની બાળ ઝળકીમાં સૂર્યોદય પછી પ્રતિક્ષણે પ્રફુલ્લ થતી કમલિનીની માફક તારુણ્યના બહારથી ખીલતી જતી હતી. માતા, પિતા અને પરિજને લાડ લડાવી, ઉછેરેલી સંયોગિતા દેવકન્યાનો પણ તિરસ્કાર કરે એવી સુંદર હતી. એનું સર્વોત્તમ રૂપ, એનો શીળો અને શાન્ત, વિનયવંત સ્વભાવ, એનું અનુપમ લાવણ્ય. એની ચતુરાઈ, વિદ્યા અને સમજણ વગેરે સઉ એવાં હતાં કે કનોજ એ કન્યાના વડે જ સૌભાગ્યવંતું ગણાતું હતું. સંયોગિતાનું રૂપ મગધ, બિહાર, બંગાળ, દિલ્લી અને દક્ષિણમાં વખણાતું હતું એટલું જ નહિ, પરંતુ કનોજની આ રૂપગુણવતી કન્યા તો જેનાં ધન્યભાગ્ય હશે તેને ઘેર આવશે એમ રાજકુળમાં વાતો થતી હતી અને ખરેખર રાજકન્યા, જેવાં લોકમાં તેનાં વખાણ થતાં હતાં તેવી જ સ્વ સુરૂપવતી હતી.

કૈમાસનો પ્રાણ લેવરાવી, દિલ્લીથી કર્ણાટકી કનોજ આવી રહી. રાજા જયચન્દ્રે સંયોગિતાને નૃત્યવાદ્ય શિખવવા તેને અંતઃપુરમાં રાખી લીધી. થોડા દિવસમાં તે સંયોગિતા સાથે સખીભાવમાં સામેલ થઈ ગઈ. બન્ને એકાંતમાં બેસે અને ઘણી વાર સુધી ગોઠ કરવામાં વખત ગાળે. કર્ણાટકી જાતની ગણિકા છતાં પુરુષની પરીક્ષક હતી. ચૌહાણના ભયથી તેને નાશી છૂટવું પડયું હતું તોપણ ચૌહાણના પૌરુષ માટે તેનો અભિપ્રાય ઉંચો હતો. વખતો વખત સંયોગિતાની સાથે થતી વાતોમાં તે પૃથુરાજ ચૌહાણનાં વખાણ કરતી હતી. પૃથુરાજનાં પરાક્રમ સાંભળી, સંયોગિતાના વરાભિલાષવાળા હૃદયમાં તેના પ્યારનો અંકુર ફૂટયો. કર્ણાટકીની વાતોએ તેનું પોષણ કર્યું અને એક વાર એકાંત મળતાં સંયોગિતાએ એક દ્રાવિડી જોશીને બોલાવી તેને પૃથુરાજ અને પોતાની વચ્ચેની લહેણાદેણી સંબંધી સવાલ કર્યા. વખત વિચારી જોશીબાવાએ પૃથુરાજનો પાયો ટેરવી આપ્યો, તેથી ધર્મશીલ કન્યાના હૃદયમાં ચૌહાણ અચળ થયો.

સંયોગિતાને ભવિષ્ય કહી, બ્રાહ્મણે દિલ્લી જઈ, તેની પ્રીતિનું ચૌહાણને સૂચન કરી, પોતાનું ભાગ્ય ફેરવી લીધું. શત્રુકન્યા માટે પૃથુરાજના હૃદયમાં પ્રીતિ અને આગ્રહ ઉત્પન્ન થયાં. તેણે સંયોગિતાના સ્વયંવરમાં જવાનો નિશ્ચય

કર્યો અને ચન્દને બોલાવી તેની સલાહ પૂછી. ચન્દે ઉત્તર આપ્યો કે મહારાજ! જયચન્દ્ર જેવાની કન્યાનું હરણ કરવામાં મારા કરતાં બળવાન સરદાર અને સામન્તોની સલાહ આપને વધારે ઉપયોગી થઈ પડશે, માટે હરકત ન હોય તો તેમ કરો. આપણા પ્યારા સામન્તોથી આ વાત ગુપ્ત રાખવાનું કારણ નથી. ભલે એમ કરો, કહી પૃથુરાજ મૌન રહ્યો. ચન્દે પછી સામન્તોનો મત લેવા સભા બોલાવી.

બીજે દિવસે સામંત અને સરદારોની રાજમહેલમાં એક ખાનગી સભા મળી. ચન્દ બારોટે રાજાનો વિચાર તેમાં સભાસદોની સન્મુખ મૂકયો. જયચન્દ્રની કન્યાનું હરણ કપટોપાયથી જ થશે. પૂર્વે શ્રીકૃષ્ણ અને અર્જુન જેવા બાણાવલીઓએ પણ છૂપા વેષે જ કન્યાહરણ કરેલાં છે, માટે ચાસન લડાઈ કરવાનો વિચાર મૂકી દઈ, કપટથી સંયોગિતાનું હરણ કરો, એવો અભિપ્રાય સર્વે સામંત સરદારોએ આપ્યો. ‘કેવી રીતે કનોજ જવું?’ એવો રાજાના તરફથી પ્રશ્ન થયો અને તેના ઉત્તરમાં એક સામંતે તરત જણાવ્યું કે કનોજના સ્વયંવર ઉપર હજારો ભાટ લોક જાય છે, માટે ચૌહાણરાયના દસોંદી ચન્દ બારોટે પણ મોટા લશ્કરી રસાલા સાથે કનોજ જવું. ચન્દના રસાલાના માણસો તરીકે આપણે સાથે જવું. વખતે ધણી ચાકર અને ચાકર ધણી થાય તેમાં લાંછન નથી. કપટ કરવું હોય ત્યારે એમ જ થાય. ચન્દના સેવક થઈ આપણે કનોજને પાદરે ડેરા તાણો. પછી ‘જેવા પડશે તેવા દેવાશે.’ આ અભિપ્રાય સઉને પસંદ પડયો અને ચન્દને કનોજ જવા શણગાર્યો.

ઠરાવ કર્યા પ્રમાણે દિલ્હીથી ચૂંટી કાઢેલા અગિયાર હજાર રજપૂતો એટલે ચન્દના સેવકો પછી કનોજ જવા નીકળ્યા. માર્ગમાં તેમને સારા અને ખોટા એમ બેઉ જાતના શુકન થયા. દડ મજલ કૂચ કરતો ચન્દ બારોટ પોતાના મોટા રસાલા સાથે કનોજ આવી પહોંચ્યો અને પૃથુરાજને ચંબુ ઉપાડનાર બનાવી, જયચન્દ્રને મળવા ગયો. ચૌહાણની દુર્બુદ્ધિનું આ પહેલું પગલું ભરાયું. કૈમાસ જેવો પ્રધાન જીવતો હોત તો તેને સેવકના સેવકનો સ્વાંગ લેવાની સલાહ આપત નહિ. થવા કાળ હતું તેમ થયું અને રાજા પોતાના સેવકનો સેવક થઈ ચંબુ ઉપાડી સભામાં ગયો. ગંગાના કિનારા ઉપર રાજસભા માટે કીનખાબનો મોટો અને સુશોભિત મંડપ

બાંધેલો હતો. જયચન્દ્ર રોજ સાંજના તેમાં રાજસભા ભરતો હતો. એ મંડપના દ્વારપાળની પાસે જઈ ચન્દ બારોટે કહ્યું કે 'ધન્ય છે કછવાના કુટુંબને હેમજ કછવા! તને પણ ધન્ય છે, કારણ કે મોટા રાજાઓના મંડપનું રક્ષણ તને સોંપાયું છે. વીર! મહારાજને કહેવરાવો કે ચૌહાણનો દસોંદી ચન્દ બારોટ બાપાને આશીર્વાદ દેવા આવ્યો છે.' હેમજ કછવાએ પ્રતિહારીને મોકલી જયચન્દ્રને ચન્દ આવ્યાના ખબર અપાવ્યા, એટલે તેણે પોતાના દસોંદી ભાટને સન્માનાર્થે સામો મોકલ્યો. બેઉ ભાટ ભેગા થયા. રામ રામ કરી એક બીજાને ભેટી અને કુશળ પૂછી બેઠા. પછી જયચન્દ્રના દસોંદીએ કહ્યું કે ચન્દ બારોટ! તમારી જગત ઉપર મોટી નામના છે. હિન્દના ભાટ માત્ર તમારા ગુણ ગાય છે અને કહે છે કે ચૌહાણનો દસોંદી તો અદૃષ્ટ વસ્તુને વર્ણવી જાણે છે. જોયેલી વસ્તુ વર્ણવવી, એ તો સઘળાને સુલભ છે. ચન્દ! મને તમારો ચમત્કાર જોવાની ઇચ્છા છે, માટે મહારાજ જયચન્દ્ર દેવ કયાં બેઠા છે તેનું વર્ણન કરો, એટલે આપણે અન્દર જઇએ. ચન્દ અગમનિગમ જાણતો હતો તેથી જયચન્દ્રના દસોંદી આગળ તેણે રાજાનો પોષાક, સિંહાસન અને બેસવાની ઢબછબનું આબેહૂબ વર્ણન કર્યું. ચન્દના વર્ણનથી પ્રસન્ન થયેલો જયચન્દ્રનો ભાટ તેને સભામાં લઈ ગયો અને સભાને છક્ક કરી નાંખે તેવાં સ્તુતિનાં કવિતોથી રાજાને ચન્દ સાથે ઓળખાણ કરાવ્યું. રાજરીત પ્રમાણે જયચન્દ્રને નજરાણું કરી, ચન્દ બારોટે સભાની વચ્ચે ઉભા રહી, નીચે પ્રમાણે તેનું યશોગાન કર્યું.

**भुजंगी**

**जहां आसनं सूर ट्टठे सनाहं, जिने क्षात्रि वंशं किए एक राहं;**
**पिने धानि दिकपाल धर्धर विखंडं धरे नृप छत्रं दुती कन्कदंडं.**
**जिने हेम पर्वतसे सब ठाहे, जिने एक दिन अठ्ठ सुलतानसाहे;**
**बरं जपियो सच्च जो चंद चंडं, सुते थप्पियो जाय तिर्हूत पंडं.**

**जिनं दछिनं देश आप्यो विचारे, तटे उनर्यो तुर्त बंधे पेहारे;**
**जहां करनडा हाळ दुब्बान बेध्यो जिने सांधि चालकके चारखेद्यो.**
**जहां तीन विनजुद्ध भिरि भूमिडंडं, तहां तोरी तिल्लंग गोवाळ कुडं**
**जिने छंडीओ बंधि इक गुंड जरा, ग्रहे लीध वैरागरे अवहीरा.**

**जहां गज्जने सूर साहब साही, तिने मोकल्यो सेव निसुरतभाई,**
**जहां छोडी विभीषणे जो मरोरो तहां रोसके दरिआहिलोरे**
**जिने बांधि खुरसान किइ मीर बंदा, सूतो राव राठोर विजेपालनंदा;**
**इते वंश छत्रीश आवे हकारे तहां ईक चहुवान पृथुराज टारे.**

ચન્દની સ્તુતિથી જયચન્દ્ર પ્રસન્ન થયો, પણ છેવટના ચરણથી તેને કડવું લાગ્યું. જયચન્દ્ર પછી કેટલાંક કવિત્ત અને છપ્પાથી ચન્દને પ્રશ્ન પૂછયા અને તેણે પોતાની શીઘ્ર કવિતાશક્તિથી છપ્પા અને કવિત્તોમાં ટકોરદાર જવાબ આપ્યા. * ચન્દની હાજરજવાબીથી રાઠોડની સભા ચકિત થઈ

* આ નીચેનો વાદ વિવાદ જયચન્દ્ર જેવા રાજાની સભામાં શોભતો **નથી.** તે ભોજપ્રબંધની રચનાને ધોરણે પાછલા વખતના ભાટ લોકોએ બનાવી રાસામાં ઘુસાડી દીધેલો હોય તેવો છે. ચન્દ આશીર્વાદ દઈ રહ્યો ત્યાર પછી **જયચન્દ્રે તેને** પૂછ્યું કેઃ—

**दुहो**

**रतन बुन्द वरसे नृपति, हयगय हेमसु हद्द;**
**लगेन बुंद मंगीततन, शिरसो छत्र दरिद्र,**
**मोहि दरिद्र अरु तुच्छ तन, जंगलराज सुहद्द;**
**बन उजार पशु त्रन चरन, क्युं दूबरो वरद्द.**

**छप्पय**

**हंस न्याय दूबरो, मुत्ति लभ्मे न चुगन कहुं;**
**सिंह न्याय दूबरो, करीये चंपे कुंभ कहुं;**
**मृग न्याय दूबरो, नाद बांधियो सुबंधन;**
**छेल हक्क दूबरो, त्रिया दूबरी मित्त बिन;**
**आषाढ गाढ बंधन धुरा, कंध न कहूं हरादिया;**
**कमधज्जराय ईम उच्चरे, तूं किम दुबरो बरदिया.**

**चंद्र— छप्पय**

**चढि तुरंग चहुवान, आन फेरीत परद्धर;**
**जासु युद्ध मंडयो, तास मानयो सरव्वर;**
**कोय देत गृही पत्र, कोय गृहि डाल भूल तरु;**
**कोय दंत तुच्छ त्रंन, गए दश दिशि भाजनि डरु;**

ગઈ. પછી રાઠેડના દસોંદીએ પણ તેનાં વખાણ કર્યાં. રાજાએ બરદાયી

भुव लोक दिखत अचरज भयो, मानस वर भर मरदिया;
पृथिराज नखनि खधो सु खर, ईम दूबरो बरदिया.

जयचंद— छप्पय

पुरे न लग्गी आर, भार लद्धो न पीठ पर
गरजी धार गिमार, गृही गढी न नथ्थ कर.
भ्रामिन कूप भ्रह्मरी, कबुक सम शेन न रत्तो;
पुंछ धार ललकार, रथ्थ सथ्यानन जुत्तो;
आषाढ मास वरषा समय, कंध न कहुं हरदिया;
जंगल उजार पशु त्रन चरन, क्युं दूबरो बरदिया.

चंद— छप्पय

तब जंपे कपि चंद, सुनहु जयचंद राजवर;
पूरें आर किम सेह, सहे किम भार पीठपर;
नथ्थ हथ्थ किम सहे, कूप भ्रामरि किम भंडो;
हय गय शूर धरन्नी, स्वामी सथ भारथ तंडो;
वरषा समान चहुवान गुन, केई अरी उर हरदिआ;
पृथिराज खलनी खधो सु खर, ईम दुबरो बरदिया.

प्रथम नयर नागोर, बंधि शाहिब्ब चरिगत्रन;
गुज्जरवे भर भीम, सीम शोधीत सकल वन;
मेवाती मुगल्ल, अब्ब भजि पत्र जु खद्धा;
ठठ्ठा कर ठीलये, सही स न मूळ न लद्धा;
सामंत नाथ हथ्थां सु कहि, लरी कई मान मरदिया;
पृथिराज खलनी खधो सु खर, ईम दुबरो बरदिया.

આ વિવાદમાં જયન્દ્રે ચન્દને બિરદિયા-બિરદવાળા, વચન બોલનાર '**बहुतांबर**' વગેરે પ્રશ્ન પૂછયા અને ચન્દે તેવી જ છટાથી જવાબ આપ્યા, પરંતુ સભામાં તેવો લાંબો પ્રસંગ શોભા આપતો નથી. ભાટ લોકની બડાઈનું આ એક દૃષ્ટાંત છે.

ચન્દને સારો સરપાવ આપ્યો અને પોતાના દસોંદીની પાસે ઘટતા આસન ઉપર બેસાર્યો.

કેટલુંક રાજ્યકીય કામ થયા પછી જયચન્દે પુનઃ ચન્દ સંબંધી વાત ચલાવી. તેણે કહ્યું કે બારોટ ! હિન્દુસ્થાન ઉપર મોટો બળવાન શત્રુ ગાજે છે તેવા વખતમાં તમારો રાજા મહીઓમહીની લડાઈનાં કારણ શા માટે ઉભાં કરે છે ? એને સ્વદેશાભિમાન છે કે નહિ ? અંદર અંદરની લડાઇથી આપણે નબળા પડી જઇએ છીએ અને હિન્દનો સર્વસામાન્ય શત્રુ આપણા કુસંપનો લાભ લે છે તે તમારા રાજાથી તો વિષયાસક્તિ લીધે કદાપિ ન સમજાય, પરંતુ દિલ્લીના રાજ્યમાં નીતિશાસ્ત્ર જાણનારા રાજદ્વારી મુસદ્દી પુરૂષો છે કે નહિ ? અમારી સાથે વેર ઉભું કરવામાં તમારા બાળક રાજાને લાભ થવાનો નથી, પરંતુ તેથી થાય છે એમ કે હિન્દુઓનું સંયુક્ત બળ તૂટી જાય છે. પૃથુરાજના પિતાને અમે પૂર્વે ઘણો આશ્રય આપ્યો હતો અને અમારા દાદાને પણ અમારી ઓછી હુંફ ન હતી. દિલ્લીની રાજ્યગાદી વગર અમે કંઈ હાથપગ જોડીને બેશી રહ્યા ન હતા. પરંતુ અનંગપાળે અમારો હક્ક ડુબાવી પૃથુને ગાદી આપી તેમાં અમને અપમાન પહોંચ્યું છે. અમે સઘળું સમજીએ છીએ, પરંતુ અંદર અંદર કલહ કરવા જેવો હમણાં વખત નથી માટે બેશી રહ્યા છીએ. બાળક બાલુકરાય ઉપર તૂટી પડી તેનો પ્રાણ લેવામાં પૃથુરાજે પરાક્રમ માન્યું હોય તો તેમાં એની ભૂલ છે ? ભાઈએ ભાઇમાં કલહ અને એક બીજાના પ્રાણ લેવા એ ઘટિત નથી. તમારો રાજા ગમે તેવી ઉદ્ધતાઈ કરે તોપણ અમે તો તેની સામે શસ્ત્ર ઉપાડતા નથી, કારણ કે અમે માનીએ છીએ કેઃ—

**दुहो**

**कडवा होजो लिंबडा, मीठी जेनी छांय;**
**बंधव होजो अबोलडा, तोय पोतानी बांय.**

ઘણું કરી કરીને એ શું કરશે ? અંતે કલહમાંથી વિષ નીકળશે. અમે ઘણી વાર સહન કર્યું છે. શ્રીકૃષ્ણની માફક હું એના ગુન્હા ગણ્યાં કરૂં છું. પછી એની શિશુપાળની ગતિ થશે. માટે બહુ દ્વેષ જવા દો.

ભૂંડાનું ફળ ભૂંડું જ મળે, માટે આટલેથી અટકો તો સારું છે. મેં તો હજી એને જોયો નથી. પરંતુ સાંભળ્યું છે કે તે શૂરવીર ચતુર અને સમજુ છે, ત્યારે શું પ્રધાનમંડળ સારું નથી? બારોટ! રાજા તમારું સાંભળે છે કે નહિ? અને સાંભળતો હોય તો આ બધી વાત તમે એને કહી શકો કિંવા નહિ? જયચંદ્રનાં કઠોર વચન ચંદની સાથે આવેલા જળધરીઆ પૃથુરાજે કાનોકાન સાંભળ્યાં અને તેના અંતરમાં અગ્નિ ઉઠયો, પણ કરે શું? ચંદ પણ રાજાનાં યોગ્ય અને નીતિથી ભરેલાં વચન સાંભળી મનમાં સમજ્યો છતાં વિચાર કરી બોલ્યો કે 'મહારાજ! પૃથુરાજ સમજુ છે. તે રાજનીતિ જાણે છે અને હિન્દના શત્રુની ગોઠવણો ઉંધી વાળવા નિરંતર શ્રમ કરે છે. પરંતુ આપ નામદારો વચ્ચે એક બીજા સંબંધે ગેરસમજ થયેલી છે. બે તિરકસ ટેકાઓ જેમ એકબીજાને આધારે રહે છે, તેમ રાજ્યોના સંપ એકબીજાને આધારે રહેલા છે. તેમાં એકકેકને અભિમાન કરવાનું નથી કે ફલાણો મારે આશ્રયે છે. બેઉ એક બીજાને આશ્રયે સમાન છે. જેમ તમે દિલ્લીના રાજ્યને મદદ કરી હશે તેમ તેમણે પણ તમને બહુ મદદ કરી છે. જુવો મહારાજ! તમે જ્યારે દક્ષિણમાં સ્વારીએ ગયા ત્યારે અમારા બળવાન રાજાએ ઘોરીના ઘેરાથી કનોજનું રક્ષણ કરવા પાછળ પોતાના આઠ હજાર રજપૂતોનાં રુધિર રેડ્યાં હતાં. તમે કલિયુગમાં ન કરવા જેવા યજ્ઞ માંડયો અને અભિમાનથી અમારા રાજાને તમારો સામંત માન્યો ત્યારે તેને યુદ્ધ કરવાની જરૂર પડી. બીજે કયે પ્રસંગે એણે તમારી સાથે અકારણ વેર ખડું કર્યું છે? ચૌહાણનો કુળદીપક પૃથુરાજ કંઈ જેવો તેવો નથી. તે તો:—

**छप्पो**

**बत्तीस लच्छन सहित, वरस छत्तीस मास छह;**
**ईम दूरजन संग्रहे, राह जिम सूर चंद ग्रह;**
**ईक छुटहिमहिवान, ईक छुटही भरि दंढहि;**
**ईक ग्रहहि गिरि कंद, ईक अनुसरहि चरण ग्रहि;**
**चहुवान चतुर सब विध इहे, हिन्दुवान सब हथ्थ जिहि;**
**ईम चंपे चंद बरदाय वर पृथिराज उनिहार इही.**

જયચંદ્રે પૂછયું કે બારોટ ! તમારો રાજા કેવો છે ? આ સભામાં એના જેવો કોઈ છે કે નહિ ?

ચંદ કહે—મહારાજ ! પૃથુરાજની જોડ જગતમાં નથી તો પછી આ સભામાં એના જેવો કોણ હોય ? પરંતુ આપના પ્રશ્નનો આ પ્રમાણે ઉત્તર અપાય—

**इसो राज पृथिराज, जिसो गोकुलमें कानह;**
**इसो राज पृथिराज; जिसो नथ्थह मीमकह;**
**इसो राज पृथिराज, जिसो अहंकारी रावन;**
**इसो राज पृथिराज, राम रावण संतावण;**
**वरस तीस छह अग्गरो, सच्छन बत्तीस संजुत भन;**
**इम चंपे चंद वरदाय वर, पृथिराज उनिहार इन.**

આ કવિત્ત બોલતાં ચંપુવાળાની તરફ જોઈ ‘ इसो राज पीथीराज ’ એમ ચંદ બારોટ ઇસારત કરતો હતો તેથી રાઠોડરાયના મનમાં શક ગયો. તેણે ચંપુવાળાના સામું જોયું તો તેની આંખનું અને કપાળનું તેજ રાજબીજના જેવું લાગ્યું. તેનો શક વધ્યો અને ક્ષણમાં તો તેના મનમાં અનેક વિચાર થઈ આવ્યા. ‘ એ જ પૃથુરાજ છે ’ એમ મનમાં એક ક્ષણે એવો વિચાર કર્યો કે એને પકડી લેવા અને બીજી ક્ષણે તેને એમ લાગ્યું કે કદાપિ પૃથુરાજ ન હોય તો જગતમાં હાંસી થાય. બાલુકરાયનો વધ કરનાર અને પોતાના ખરેખરો વેરી પૃથુરાજ ચંપુવાળાના વેષમાં સભામાં આવેલો છે તો તેને જતો કરવો એ ઠીક નહિ. કેવી રીતે ખાતરી કરવી એમ તેને ઘડભાંગ થવા માંડી, પણ કંઈ સુઝયું નહિ. વારંવાર તેને પૃથુરાજ જેવા ચંપુવાળાની સામે જોવા માંડયું. આમ વિચારમાં ગુમ થઈ ગયેલા રાજાને જોઈ સભાને વહેમ પડયો. સઉ કોઈ પોતપોતાના મનમાં શક આણવા લાગ્યા, પરંતુ કોઇથી જાહેર રીતે બોલાયું નહિ. એટલામાં જયચન્દ્રને કર્ણાટકી યાદ આવી, કારણ કે તે પૃથુરાજની પાસવાન થઈ રહેલી હતી અને એવો નિયમ રાખતી હતી કે પૃથુરાજ શિવાય બીજા કોઈ પુરુષનું આધું ઓઢવું નહિ. પૃથુરાજ જ જગતમાં એક પુરુષ



[ચિત્રકારઃ રા. ર. મ. રાવળ.]
Copyright

કર્ણાટકીએ... અંબર માથે નાખ્યું. [પૃ. ૧૫૩

છે અને તેને જોઈને જ હું માથે ઓઢું છું, એમ જાહેર રીતે તે કહેતી હતી. પોતાનો શક સાબીત કરવાને કર્ણાટકીને રાજાએ પછી સભામાં દાખલ થતાં તેણે ખભા ઉપરનું અંબર પૃથુરાજને જોઈ માથે નાંખ્યું, એટલે ચન્દ બારોટે તેની સામું જોયું. ગણિકાના જેવી ચતુર જાત જગતમાં બીજી કોઈ જ નથી. ચન્દે તેની સામું જોયું કે તરત તેણે માથું ઉઘાડી નાંખ્યું અને શઠોડની સામે આવી સલામ કરી. જયચન્દ્રનો વહેમ વધારે શંકાવાળો થયો, તેથી સલામ થયા પછી કર્ણાટકીને પૂછ્યું કે તું માથે ઓઢતી નથી અને આજ કેમ ઓઢ્યું, વળી ઉતારી નાંખ્યું કેમ ? આમાં કંઈ ભેદ છે કે શું ? અત્રે કર્ણાટકીએ ખરેખરૂં બુદ્ધિચાતુર્ય વાપર્યું. ફરીને સલામ કરી હસતાં હસતાં તે બોલી કે, અન્નદાતા ! પૃથુરાજને જોઈ હું માથે ઓઢું છું અને આ સભામાં પૃથુરાજનો દસોંદી આવેલો છે તે એ રાજાના બીજા અંગ જેવો છે, એટલે ચન્દના માનમાં મેં માથે ઓઢ્યું અને કાઢી નાંખ્યું. સભા કર્ણાટકીનાં વચન સાંભળી ખુશ થઈ, પરંતુ રાજાને પેલો શક વધારે મજબુત થયો.

રાસામાં લખ્યે છે કે, આ વખતે નીચે પ્રમાણે જયચન્દ્રની સભામાં નવે રસ જામી રહ્યા હતા.

छप्पो

भय अद्भुत कमधज्ज, हास्य चहुमान उपन्नो;
करूना दिसि संभरिय, चंद वर'रुद्र निपन्नो;
बीभस्त कायरमनह, वीर भट सुभट विराजे;
गोख बाल तहां जांखि, द्रिग्ग शृंगार सु साजे;
उपजि भयानक दिखि अरि, लोह लहर वज्ज दूसर;
मंगाइ पान पहु पंगने दीन चंद मन शांति कर.

જયચન્દ્રે ધારેલી વાત સભામાં સિદ્ધ થઈ નહિ. કવિ ચન્દ, પૃથુરાજ અને કર્ણાટકીએ પોતપોતાની મહત્તા સાચવી, આવેલા બારીક પ્રસંગને એવા તો બુદ્ધિચાતુર્યથી પસાર કર્યો કે કોઇથી જાહેર રીતે પૃથુને ઉઘાડો પડાયો નહિ. જયચન્દ્ર, બીજા સામંતો અને રાજાઓને વેષ બદલેલો હોવા છતાં ચંબુવાળો પૃથુરાજ છે, એવો શક ગયો એમાં તો શંકા હતી જ

નહિ. સભા દિઙ્મૂઢ બની રહી અને કર્ણાટકી ઉપર પ્રમાણેનો ઉત્તર આપી રજા માગી પાછી ફરી તેની સાથે જ રાઠોડરાયે સભા વિસર્જન કરાવી.

સભામાંથી ઉઠયા પછી રાજાએ રાવણ કોટવાળને બોલાવી કહ્યું કે, સોજાત ! મને શક ગયો છે કે ચન્દની સાથે આવનાર ચંબુવાળો બીજો કોઈ જ નહિ, પણ આપણો શત્રુ પૃથુરાજ ચૌહાણ પોતે છે; માટે તમે ચન્દના ઉતારા ઉપર છૂપાં માણસ રાખી તજવીજ રાખજો, અને જો ખાતરી થાય કે તે પૃથુરાજ છે તો તાબડતોબ મને સમાચાર આપજો. જાઓ, ખબરદાર રહેજો.

રાવણને રજા આપી રાજા અંતઃપુરમાં ગયો અને પુનઃ કર્ણાટકીને બોલાવી પૂછ્યું, પરંતુ તેણે લૂણહરામી કરી નહિ. રાઠોડને આખી રાત એ વિચારોને લીધે નિદ્રા આવી નહિ.

જ્યારે જયચન્દ્રના મનમાં પૃથુરાજને ઓળખી પકડી લેવાના વિચારો ચાલતા હતા ત્યારે બીજી તરફ ગંગાના કિનારા ઉપરના સંયોગિતાના મહાલમાં તેની દાસીઓ રાણીની વતી તેને સમજાવતી હતી. સંયોગિતા પૃથુરાજને ઇચ્છે છે એમ રાણીના જાણવામાં આવ્યું હતું તેથી કુંવરીની માનિતી દાસીને તેણે આગ્રહ કર્યો હતો અને રાતને વખતે તે રાણીના વિચાર કુંવરીના મનમાં ઠસાવવા મહેલની અગાશીમાં બેઠી હતી. કુંવરીને સારૂં લાગે એવી કેટલીક વાતો ચલાવ્યા પછી એક જણીએ કહ્યું કે, બહેન ! અમને સંભારશો ખરાં કે ? કે સંયોગિતાએ કહ્યું કે, સખિઓ ! મારી આંખની કિકિઓ ! તમારાથી તો હું દેખતી છું, તો આવો શક શું કરવા લઈ જાઓ છો ? બાળપણથી સાથે ઉછર્યાં છીએ. એ સ્નેહ તે વિસર્યો પણ વિસરાય એવો છે ? કેમ મંજુઘોષા ! તને એવો શક છે ?

મંજુઘોષાઃ—એમ તો નહિ પણ સંસારમાં પડ્યા પછી પ્રેમ કંઇક ઓછો થાય તો થાય.

સંયોગિતાઃ—એમ બને જ નહિ. તું પણ બીજાની માફક હસે છે ?

મંજુઘોષાઃ—બહેન ! એ વાત જ જુદી છે.

સંયોગિતાઃ—મારા પ્રત્યે એ જુદી નથી. ખાતરી રાખજે.

મંજુઘોષા સંયોગિતાનું ભાષણ સાંભળી બોલી કે, તુંય માણુસ છે અને માણુસ માત્ર ભૂલે એમાં શી નવાઈ ?

સંયોગિતાઃ—ના, હું તો ખરૂં જ કહું છું.

મંજુઘોષા ટાણો મારતાં હાથ ઉંચો કરી બોલી કે, સંયોગિતા વધારે લાચરી જવા દે.

### ગીતિ

**કાલે વરી નરવર કો, વિલસતી વન વન વિનોદ તું કરશે;**
**ત્યારે આ સખિઓ તો, સુપન મહી પણ તને ન સાંભરશે.**

'એમ કે' સંયોગિતા રીસાઈ.

ધારેલી વાત કાઢી લેવા માટે મંજુઘોષાએ કહ્યું કે, ચાલ રીસાય છે શું? એ તો હું મશ્કરી કરૂં છું, કહે તો ખરી કે, કયો રાજવી તારા મનમાં વસ્યો છે?

સંયોગિતાઃ—દિલ્લીનો પ્રતાપી પૃથુરાજ.

મંજુઘોષાઃ—અરર, આ શું? બહેન! કાકાને મારનાર અને બાપના વેરીને તે પરણાય? મહારાજ આ વાત જાણશે તો સામા અમને મારી નાંખશે!

સંયોગિતાઃ—સ્વયંવરનો અર્થ શો? હું મને ગમશે તેને વરમાળ પહેરાવીશ, એમાં પિતાજીને શું?

બીજી સખીઓએ અત્રે મંજુઘોષાના વિચારને પુષ્ટિ આપતાં કહ્યું કે, બહેન! આટલા બધા રાજાઓમાં કોઈ આપના મનમાં ન વશ્યો તે સ્વયંવરના બારણામાં ઉભો રાખેલો દ્વારપાળ તમને ગમ્યો? કહેર કંઠિરને માતાજીએ તથા પિતાજીએ પસંદ કર્યો છે અને અમનેય તમને રીસ ચઢે તો ભલે, પણ એ જ ધ્યાનમાં આવે છે.

સંયોગિતાઃ—પણ એમને ત્યાગીને*મારે સંસારી કરવા નથી તો!

મંજુઘોષાઃ—બહેન! આ સખીઓ શું તારૂં હિત નહિ ઇચ્છતી હોય? અમે શું તું ખાડામાં પડે તેથી ખુશી થનાર છીએ! ભૂંડી, એ વિચાર

---

*કહેર કંઠિર પરમાર જાતનો રજપૂત હતો. પરમાર રજપૂતો તે કાળે ઘણા બળવાન હતા એટલું જ નહિ પણ ભાટ લોકો સામાન્ય રીતે કહેતા હતા કે,

મનમાંથી કાઢી નાંખ. કહેર કંઠિર જુવાન રૂપાળા રાજ્યના ધણી, વિદ્વાન્, ચતુર અને ટુંકામાં કહું તો સર્વ રીતે તને યોગ્ય વર છે.

સંયોગિતાઃ—સધળા રાજાઓ સારા છે, પરંતુ મંજુઘોષા ! તું શું નથી જાણુતી કેઃ—

**दुहो**

**गंगा, जुमना, सरस्वती, सात सिंधु भरपूर,**
**सखीरि चातकके मते, बिन स्वाति सब धूर.**

---

पृथ्वीपति परमार, पृथ्वी परमारां तणी બીજા રજપૂતો તો બ્રાહ્મણુને દાન આપતા, પણુ કહે છે કે પરમારોએ તો રજપૂતોને પૃથ્વી દાનમાં આપી દીધી હતી. કોને કોને તેઓએ ભૂમિ આપી હતી તે સમ્બંધી નીચે પ્રમાણે લખાયલું છેઃ—

**छपय**

**दीयो दिल्ली तुवरां, देई पट्टन चाउरां,**
**दीयो संभर चौहान, कनवज देइ राठुडां,**
**पडिहारां मुरुदेश, सम भट्टी सिंधुतट,**
**दीयो सौरठ ज दवां, हीयां दखिन भाग षट,**
**कच्छ धरा दीनी चारनां, भट्टां पुरव भावही,**
**वनी गयो नृपति बंटी घरा, गिरिजापति माला ग्रही.**

અર્થાત્—મુખ્ય પરમાર રાજાએ આ પ્રમાણે જુદા જુદા રાજવંશોનો પૃથ્વી આપી દઈ પોતે શંકરનું ધ્યાન ધરવા ત્યાગ લીધો હતો. તેઓ હજાર ભાઈ હતા અને સઘળાને ત્યાગ ઉપર પ્રીતિ હતી. એવી દંતકથા છે કે જ્યારે તેઓ વનમાં જપ તપ આચરતા હતા ત્યારે તેમની સન્મુખ એક ગાયને કોઈ રાક્ષસે મારી. પરમારો જે ગૌબ્રાહ્મણુ પ્રતિપાળ હતા તેમને તે જોઈ બહુ શોક થયો પિંપળાના લાકડામાં બળી મરવા તેઓ તૈયાર થયા ત્યારે નારદે પ્રકટ થઈ તેમને ધારાતીર્થમાં દેહ પાડવાની સલાહ આપી. કહેર કંઠિરે કહ્યું કે અમને એવો પ્રસંગ ક્યાંથી મળશે ? ત્યારે નારદે કહ્યું જે, જયચંદ્રની કુંવરીના સ્વયંવર ઉપર તમને એ પ્રસંગ મળશે અને તમારી કહેવાયલી તે રાણી પૃથુરાજ લઈ જશે, તેથી તમને ત્યાગમાં રહેલા છતાં પણુ ક્રોધ ચઢશે. મોટું યુદ્ધ થશે તેમાં તમે પરમારો સહ પરલોક પામશો. સંયોગિતાના સ્વયંવરમાં એ કહેર કંઠિર ત્યાગીના વેષે ત્યાગીઓને લઈ આવ્યો હતો.

કર્ણાટકીએ સંયોગિતાના વિચારને ટેકો આપ્યો અને સખીઓ મૌન રહી. સંયોગિતાએ મંજુઘોષાને સઘળી વાત સમજાવી, પોતાનો નિશ્ચય જણાવ્યો. બીજી કેટલીક વાત કર્યા પછી સખીઓ ઉઠી અને કુંવરી પોતાના શયનગૃહમાં ગઈ. મંજુઘોષાએ જ્યારે સંયોગિતાનો નિશ્ચય રાજા રાણીને જણાવ્યો ત્યારે જયચન્દ્રના મુખથી સહસાજ ઉદ્દ્ગાર નીકળી ગયો કે चलनो भलो न कोशको दुहिता भली न एक । તેઓ દિલગીર થયા. જયચન્દ્રને ઘણું ખોટું લાગ્યું અને રાણી પોતાની કુંવરીની હઠ સાંભળી દિલગીર થઈ.

બીજે દિવસે સવારે રાજાએ પહેલો જે વિચાર કર્યો તે ચન્દના ઉતારામાં પૃથુરાજ છે કે નહિ, તેની તપાસ સંબંધી જ કર્યો. રાવણ કોટવાળને તેડું મોકલી એકાંતે બોલાવી પૂછ્યું અને કોટવાળે પોતાને મળેલી હકીકત જણાવી. પૃથુરાજ ચન્દનો સેવક થઈ સાથે આવેલો છે એમ તેણે જણાવ્યું. ત્યાર પછી વધારે સંપૂર્ણ તપાસ કરવા માટે રાજા પોતે પણ ચન્દને ઉતારે મેમાન-ગીરીએ ગયો હતો. એમ કહેવામાં આવે છે કે, રાજા જયચન્દ્ર પોતે ચન્દને ઉતારે ગયો હતો, પરંતુ જયચન્દ્ર જેવો અભિમાની રાજા એક ભાટને ઉતારે જાય, એ સંભવિત નથી. ચન્દને ઉતારે પૃથુરાજ ચૌહાણ આવેલો છે એવી ખાતરી થયા પછી દિકરીના વિચાર એળે જાય એવાં પગલાં ભરવા તરફ તેણે ધ્યાન પહોંચાડ્યું. સ્વયંવરને માટે નક્કી કરેલા દિવસ આડી હવે માત્ર એક જ રાત રહી હતી. સુમતિ પ્રધાનને બોલાવી તેણે મોટું સૈન્ય તૈયાર કરાવ્યું અને રાવણ કોટવાળને ચન્દના ઉતારાને ઘેરી લેવા હુકમ આપ્યો. જયચન્દ્રના સૈન્યે આવી, ચન્દના ઉતારાને ઘેરો ઘાલ્યો ત્યારે ચૌહાણો બેફામ ન હતા.

પૃથુરાજ અને તેના સામંતો સૈન્ય સાથે તૈયાર હતા. તુરત જ ગંગાના કિનારા ઉપર રણવાદ્ય વાગ્યાં અને સ્વયંવરને પહેલે દિવસે જ કનોજને પાદરે લડાઈ સળગી. ભૂખ્યા વાઘની માફક ચૌહાણો લંગરીરાયના આધિપત્ય નીચે રાવણ કોટવાળ ઉપર તૂટી પડ્યા અને બલમાં મસ્ત બની રહેલા કનોજી-આઓને કત્લ કરવા માંડ્યા. લંગરીરાય તેના પિતાને લાગેલું લાંછન ધોઈ નાંખવા સારૂ એવા શૌર્યથી લડયો કે રાવણ કોટવાળ તેના હલ્લાને જવાબ દઈ શકયો નહિ. કનોજનું ત્રણ લાખ માણસ મંઢાના ટોળાની માફક વિખરાઈ ગયું અને લંગરીરાયે બુદ્ધિબળ ચલાવી પરદેશી રાજાઓ તથા કનોજના

કિલ્લાની આગળ પાછળ પોતાના લશ્કરનો વિંટ નાંખ્યો. વૃદ્ધ કન્હ ચૌહાણ પરદેશી રાજાઓને ફોડવાનો યત્ન કરવા લાગ્યો. રાવણની હારના સમાચાર સાંભળી જયચન્દ્ર દિલગીર થઇ પોતે રણે ચઢવા તત્પર થયો. કનોજના અને દિલ્લીના માણસો જ્યારે આ પ્રમાણે વિગ્રહની ખટપટમાં પડ્યા હતા ત્યારે પૃથુરાજ એકલો જ ઘોડે ચઢી કિલ્લો જોવાને બહાર નીકળી પડ્યો હતો.

## પ્રકરણ ૧૬ મું

### પ્રેમપ્રસંગ

**દુહો**

**हम तो जोगी प्रेमके, प्रेम हमारो देश;**
**सुध नहि पाई पीयकी, तब लीनो ए वेश.**

સાંજનો વખત હતો અને એક જુવાન ઘોડેસ્વાર કિલ્લાનું નિરીક્ષણ કરતો કરતો ગંગા તરફ ચાલ્યો જતો હતો, ઘોડો માંસલ અને હરિણના રંગનો હતો, તેની અણિદાર કાનની ટીશીઓ સહજ પણ અવાજ થતાં શબ્દની દિશા તરફ ફરતી હતી અને તે એવી ચંચળ ચાલથી ચાલતો હતો કે પેટમાંનું પાણી પણ હાલતું નહિ. સાજ હળવું પણ ઘણું મૂલ્યવાન હતું. ઘોડાના લલાટ ઉપર એક જડિત લોલક લટકાવેલું હતું. કેશાળીમાં મોતી પરોવેલાં હતાં અને જ્યારે તે ઉંચી ડોક રાખી રૂવાબદાર ચાલથી તે ચાલતો હતો ત્યારે લોલકનું લીલમ અને કેશાળીમાંનાં મોતી કંઇક ગતિના જોરથી ઝુલી જોનારની આંખને આનંદ આપતાં હતાં. તેની ઉપર બેઠેલા રજપૂત સ્વારે ઝીણું બંગીય મલમલનું નકશીદાર સીવણીનું અંગરખું પહેર્યું હતું અને તેમાંથી આછો ફૂલ ગુલાબી તેના લોહીઆળ ગાત્રનો રંગ જણાતો હતો. જરીઆનનો કલગીદાર શિરપેચ પહેરવાથી એક તરફનાં કાકપક્ષ અને બીજી તરફનો મોતીનો તુરો તેના મસ્તકને શોભા આપતાં હતાં. માણેકજડિત મુઠની લીલી મખમલના મ્યાનવાળી તરવાર, ઘેરા લાલ રંગની કમાન, કીરમજી રંગનો તીરનો ભાથો તથા ગેંડાના ચામડાની રંગિત

નાની ઢાલ એટલાં વાનાં તેને ખભે ભેરવેલાં હતાં. ઘરેણામાં ગળે કંઠો, હાથે વીંટી અને પગે ટોડો હતો. ઘોડા ઉપર તે એવી છટાથી અને સહેલથી બેઠો હતો કે જોનાર તેને જોઈ આનંદ, આશ્ચર્ય અને પ્રીતિ પામે તેમ હતું.

કિલ્લાની પાસે પાસે ઘોડો ચાલ્યો જતો હતો અને સ્વાર ઘણી વાર કોટ સામું તથા સહેજ વાર પરિખા સામું જોયાં કરતો હતો. કેટલુંક ચાલ્યા પછી સૂર્ય અસ્ત થવાની તૈયાર થતાં, તે ગંગાના કિનારા ઉપર આવી પહોંચ્યો. પરિખાનો અહીં ગંગા સાથે સંગમ થતો હતો, એટલે વાચકને કહેવાની જરૂર નથી કે, પરિખાનું પાણી પ્રવાહમાં વહેતું કેટલેક દૂર આગળથી વાળેલું નગર પાછળ વહી, પાછું આ સ્થળે ગંગામાં મળતું હતું. આગળ માર્ગ નહિ હોવાથી સ્વારનો ઘોડો અહીં આવીને ઉભો રહ્યો. તેણે સામે નજર કરી તો ધીરી ગતિએ વહેતી પવિત્ર ગંગાનો પ્રવાહ દીઠો. પાછા જવું પડશે, એમ મનમાં આવ્યું. પરંતુ ઘોડો પાણી પીવાને નદીના પ્રવાહ તરફ જોતો હતો તેથી સ્વારે તેને ભાઠામાં ઉતાર્યો.

આ ઠેકાણે ગંગાના કિનારા ઉપર એક અનુપમ વિહારભવન હતું. એ મંદિર રાઠોડોના મૂળ પુરુષે બંધાવેલું હતું અને સઘળા રાજાઓ તેને પોતાની સમૃદ્ધિથી શોભાવતા રહ્યા હતા. સંગેમરમરના, સુંદર અંદરની નકશીવાળા રંગ બેરંગી પથ્થરોથી તે બાંધેલું હતું. જયચંદ્ર રાજાએ ચીન દેશના ચિતારાએ પાસે તેમાં પુરાણનાં અલૌકિક ચિત્રો ચિતરાવ્યાં હતાં. આ મહેલના છજામં સાંજનો રમણીય દેખાવ જોતી એક કન્યા ઉભેલી હતી. આ કન્યા તે જયચંદ્રની પુત્રી જ હતી. છજામાં એકલી ઉભી ઉભી તે આવતે દિવસે પોતાના સંસારસાથીને પસંદ કરવા સંબંધી વિચારો કરતી હતી. બ્રહ્માએ તેને અપ્સરાઓના ગર્વ ઉતારવા માટે જ ઘડી ન હોય તેમ તે સર્વાંગ-સુંદર હતી. જોનારનાં નેત્રને આનંદ આપનારી સંયોગિતા આ વખતે આનંદમાં ન હતી. તેણે ઓછાં આભૂપણ અને ઝીણાં ફૂલ ગુલાબી કૌશેય વસ્ત્ર પહેર્યાં હતાં, જેમાંથી તેનાં મનોહર અંગ દેખાતાં હતાં. તે પૃથુરાજનું નામ જપતી હતી અને વારંવાર અસ્ત પામતા સૂર્યનારાયણ તરફ જોઈ મનમાં કહેતી હતી કે, હે પદ્મિનીપતિ ! મને પૃથુરાજ પતિ આપજે. હું પદ્મિની છું તે એ જ ચૌહાણ સૂર્યની કળાથી ખીલીશ.

આવા વિચારમાં લીન થયેલી જયચંદ્ર રાઠોડની કન્યા સુવર્ણની જંગમ લતા હોય તેમ કઠેરાને અઢેલી નલિની દંડ જેવા હાથ ઉપર હડપચી ટેકાવી ઉભી હતી. એટલામાં ઉપર વર્ણવેલો ઘોડેસ્વાર મોતીના ક્ષોદ જેવી રેતીવાળા ગંગાના પુલિન પ્રદેશમાં ઉતરતો દેખાયો. પાતળો પાણીદાર ઘોડો, તેના ઉપરનું મૂલ્યવાન સાજ અને જુવાન છબીલા રજપૂતને જોઈ સંયોગિતા પ્રથમ તો લડાઇનાં ભણકારાથી ચોંકી. પરંતુ તેની પાછળ જ્યારે કોઈ નજરે પડયું નહિ ત્યારે તેનાં ચંચળ નેત્ર તેની ઉપર સ્થિર થયાં. મલમલના અંગરખામાંથી દેખાતાં એનાં લોહીઆળ ગોરાં ગાત્ર, ઘોડે બેસવાની એની છટા અને શિરપેચનાં મોતીની કલગીએ કન્યાને મોહ ઉપજાવ્યો. ઘોડો રૂવાબદાર ચાલે ચાલતો ગંગામાં પાણી પીવા ગયો અને દૈવેચ્છાએ કેશાળીમાંથી મોતી જળમાં પડતાં તાજેલા રૂપાની હોય તેવી મીઠા છીછરા પાણીની માછલીઓ તે લેવાને દોડી આવી. કેશાળીમાંથી ખરતાં મોતી ગળવાને એકઠી થયેલી માછલીઓની ગમ્મત જોઈ, જુવાન સ્વાર સંયોગિતાનાં નેત્રકમળ સૂર્ય અને આપણી કથાનો હોંશિલો નાયક પૃથુરાજ તેમાં તલ્લીન થઈ ગયો. છજામાં ઉભી રહેલી સંયોગિતા પણ તેને જોતાં જેમ આલેખેલી સ્થાવર પુત્તલિકા હોય અને કામદેવે ખિલી લીધી હોય તેમ જ્યાંની ત્યાં સ્થિર થઈ રહી.

પૃથુરાજ મત્સ્યલીલામાં અને સંયોગિતા મોહલીલામાં તલ્લીન થઈ ગયાં હતાં, એટલામાં ભગવાન સૂર્યનારાયણ અસ્ત પામી ગયા. ઘોડો માછલીઓની કૂદાકૂદથી દૂર ખસ્યો અને સ્વારે નીચું જોવાથી લલાટ ઉપર આવેલાં કાકપક્ષને કાન ઉપર ચડાવ્યાં અને આણી તરફ કન્યાને ચિંતા થઈ. નેત્રાનંદનો અવધિ આવી રહ્યો. સંયોગ પછીનો વિયોગ સાંભર્યો એટલે તેણે દાસી તથા કર્ણાટકીને બોલાવ્યાં. કર્ણાટકીએ છજામાં આવતાં જ કન્યાનો ભાવ અને પુલિન ઉપરના સ્વારને ઓળખ્યાં. સંયોગિતાનાં કામથી સુરખીદાર થઈ ગયેલાં અંગ અને સામે આવતા વિજોગની ભીતિથી ખિન્ન થયેલું તેનું મન કર્ણાટકી પામી ગઈ. તેણે રાજ્યકન્યાને ધીરજ આપી અને દાસીને તાબડતોબ પેલા સ્વારને તેડવાને મોકલી. કન્યાઓના હૃદયને થાય છે તેમ સંયોગિતાને થયું. કર્ણાટકીના આ સાહસ ઉપર એને ગુસ્સો આવ્યો. તેનું મન પાછું

પડયું. તેના મનમાં અનેક વિચાર થઈ આવ્યા: “ પ્રાણનાથની આગળ હું શું બોલીશ ? બોલાવ્યા બદલ ઠપકો આપશે તો શું કહીશ ? મને એ નિર્લજ્જ તો નહિ કહે ? પરણ્યા પહેલાં મળવાથી લોકમાં મારી વાત તો નહિ થાય ? કનોજની કુંવરીને આવું સાહસ શોભે ? અરેરે ! ! કર્ણાટકીએ મારી લાજ લીધી. મને એ કેવી ધારશે ને પિતાજી જાણશે તો શું કહેશે ? એક તરફ યુદ્ધ ચાલે અને બીજી તરફ હું આવા અઘટિત ઘાટ ઘડું, તેથી સખીઓમાં મારી નિન્દા નહિ થાય ? ”

સંયોગિતા આમ વિચાર કરતી, મનમાં ડરતી, લજ્જાથી અંગમાં ને અંગમાં સમાઈ જતી હોય તેમ સંકોચ પામતી તથા વાંકી કુટિલ દૃષ્ટિથી કર્ણાટકીના સામું જોતી, એક સુંદર આસન ઉપર બેઠી. એટલે કર્ણાટકીએ તેને કહ્યું: “ કુંવરીબા ! ગભરાશો નહિ. તમારું હૃદય પાણી પાણી થઈ જતું હશે, મનમાં પશ્ચાત્તાપ થતો હશે અને મન મુંઝાઈ જતું હશે, એ સઘળું હું સમજું છું. મારી ઉપર તમને રાગ આવ્યો હશે, પણ ધીરાં પડો. એકાદ પ્રહર પછી એ સ્થિતિમાં કેવોક ફેરફાર થાય છે તે જોયા પછી મને ગમે તે ઠપકો દેજો. હજી તો તમને કંઈ નથી થતું. જ્યારે એ રાજવી આ મહેલનાં પગથીઆં ઉપર ચઢશે અને અહીં આવીને ઉભા રહેશે ત્યારે તમને મુંઝવણ થશે, પગ કંપી જશે, રોમાંચથી શરીર કંટકિત થઈ જશે અને જાણે શુદ્ધિ રહિત હો એમ લાગશે. પણ બહેન ! હોય, પહેલી વારનો પ્રેમપ્રસંગ એવો જ હોય છે. પ્રથમ સમાગમ સર્વત્ર આવો જ રમણીય અને મુંઝવનારો થઈ પડે છે. તમે કંઈ બોલશો નહિ. અમે અમને ઘટિત હશે તે બોલીશું, પછી તમને ગમે તો અમને ને એમને ઉભયને ઠપકો આપજો. ”

પૃથુરાજને બોલાવ્યા પછી હામ ચાલી ગઈ હોય તેમ શિથિલ થઈ જઈ આસનમાં બેઠેલી સંયોગિતાને કર્ણાટકી ઉપર પ્રમાણે કહેતી હતી, એટલામાં ચતુર દાસી પૃથુરાજને લઈ ઉપર આવી. તે અંદર આવ્યો કે તુરત સંયોગિતાએ આસન ઉપરથી ઉભાં થઈ નેત્રથી તેને આવકાર આપ્યો. નીચું જોઈ અશરણ હોય તેમ તે ઉભી રહી. એટલે પૃથુરાજ બોલ્યો: “ દેવિ ! આસન ઉપર બિરાજો. તમે બહુ વાર ઉભાં રહ્યાં છો, થાકી જશો. ”

તરત કર્ણાટકીએ વાતને ઉપાડી લીધી અને કહ્યું કે, મહારાજ ! એમની ઝંખનાની તો અવધિ આવી ગઈ છે. એમના અનુરાગનું અને એમની વિરહાતુરતાનું તો અમારાથી વર્ણનેય થાય તેમ નથી. કામદેવે મુવે એમને બહુ બહુ રંજાડ્યાં છે. શું કહીએ ? એમનો સંતાપ જોઈ સખીઓને તો વારંવાર રાધિકાજી સાંભરતાં હતાં અને ખરેખર, કોઈ કોઈ વાર તો એમની અંગત સખીઓ તમારી છબિ જોઈ રહેલાં એમને જોઈ તમારા પ્રતિ ઉકિતઓ કરતી કેઃ—

" વિષ સમ વિષધર સંગથી અંગે, મલયાનિલ લ્હેકારી,
ચન્દન ચન્દ્રકિરણ પણ નિંદે, ખિન્ન બને હીર હારી. હે હરિ ! તે તમ પ્યારી.
અણુગણુ મદન તણા શરથી, જ્યમ રક્ષા સારૂ તમારી,
સજળ કમળ દળ કવચ વિપુલ ઉર, વિધુર રહે વિસ્તારી. હે હરિ ! તે૦

× × × ×

ધ્યાન ધરી ઉપજાવી, દુર્લભ મોહનમૂર્તિ તમારી,
તે તલપે, કલપે, વિલપે, પ્રલપે વળી દુઃખ વિસારી હે હરિ ! તે તમ૦ "

" વાહ વાહ કર્ણાટકી ! ખરેખર તાવી નાંખેલા સોના જેવું એમનું સુકુમાર શરીર જ એમની એવી વિરહવ્યથાની મને સાક્ષી આપે છે. "

" આપ આ આસન ઉપર બિરાજો અને સખિ સંયોગિતા ! તમે પણ મહારાજની પાસે બેસો. છજામાં બહુ વાર સુધી ઉભાં રહ્યાં છો. હવે એ બધા વિવેકની જરૂર નથી. વખત પ્રમાણે વર્તો. મહારાજ ! તમે એમના મનને મનવજો. અમે તો ઘણીએ વાર એમને સમજાવ્યાં છે. હાલનું દુઃખ તમારાથી જ ટળે એમ છે. "

આમ કહી, કર્ણાટકી ત્યાંથી ચાલી ગઈ અને અને સંયોગિતા કંઈ પણ બોલ્યાચાલ્યા વગર જરા મુખ ફેરવી તીણી આંખે તેની સામું જોતી રહી.

કર્ણાટકી અને દાસીના ગયા પછી કેટલીક વાર સુધી અંતઃપુરમાં મૌન રહ્યું. સંયોગિતાથી બેસાયુંયે નહિ, તેમ પૃથુરાજની સામું પણ જોવાયું નહિ. બેઉ વિચારમાં પડી ગયાં હતાં. બેઉના મનમાં હજારો વિચાર ઉત્પન્ન થતા હતા. પૃથુરાજને ક્ષણભર પર ભવનપ્રવેશનો અંદેશો આવ્યો, તેમ ' શું બોલવું ' તે સંયોગિતાનેય સૂઝયું જ નહિ. આખરે પૃથુરાજ પાસે ગયો અને સામે ઉભો રહી બોલ્યો કે, ' મને કોણે અહીં બોલાવ્યો છે ? '

"પોતાના મનથી તમારાપર હક્ક ધરાવતા કોઇક તમારા જ માણસે." સંયોગિતાએ નિશ્ચયવાળો ઉત્તર આપ્યો.

" શત્રુના ભવનમાં મારૂં માણસ કેમ સંભવે ? "

" પ્રેમને મિત્રામિત્રતા જોવાની જરૂર નથી. "

" ત્યારે એ પ્રેમ કેમ મારી અવગણના કરે છે ? "

" એને કંઇક વિધિની જરૂર છે. કુળવંત કન્યાને ઘટે એમ થતું નથી, માટે હું કામથી અને પ્રેમથી જિતાઈ છું, પરાધીન છું, અશરણ છું, શું કરવું તે સૂઝતું નથી. "

આ વચન સાંભળતાં જ પૃથુરાજના હૃદયમાં પ્રેમનો ઉભરો આવ્યો. તે વધારે નજીક ગયો અને હાથ લાંબો કરી બોલ્યો કે, ચૌહાણનો હાથ અશરણને શરણ આપનાર છે તે પકડો.

નજીક આવેલા પ્રિયને જોઈ કામના આવેશથી, મુગ્ધત્વથી અને ધમધમી જતા વક્ષસ્થળને લીધે ધ્રુજી જતા સુકુમાર ચરણદંડથી પોતાને આશ્રય આપતી હોય તેમ જયચન્દ્ર રાઠોડની એકની એક પુત્રી, જીન્હાઈ રાણીની લાડકડી બેટી અને સખીઓની નેત્રકૌમુદી સંયોગિતા ઘણા દિવસથી જેને સ્વપ્નમાં આલિંગન આપીઆપીને જ પોતાના આત્માને સનાથ માનતી હતી તે, પ્રત્યક્ષ પ્રાણેશના હાથનો આશ્રય લેતાં તેના ભુજપિંજરમાં ભીડાઈ જઈ, કામના તાપથી મુક્ત થઈ. તેના મનમાં રહેલો ભાવ, પૂરો થતાં જેમ ગળી જતો હોય તેમ પ્રસ્વેદથી બહાર નિકળવા લાગ્યો. કામ, ગળી ગયો હોય તેમ નેત્રમાર્ગે ટપકવા લાગ્યો અને થાકી ગયો હોય તેમ વસનગ્રંથીએ શિથિલ થઈ ગયો. પૃથુરાજે પોતાના ભુજપિંજરમાં ઘાલી, સંયોગિતાના હૃદયને આશ્રય આપ્યો. છતાં મુગ્ધાનું મુગ્ધત્વ દૂર થયું નહિ. પૃથુએ પ્રેમથી તેનું મુખ ઉંચું કર્યું, પરંતુ ચુમ્બન થતાં લાજની મારી સંયોગિતા ઉંચું જોઈ ખશી ગઈ. થોડું બોલવાથી થાકી ગઈ હોય તેમ મૌન રહી અને શિથિલ ભુજથી છૂટી આસન ઉપર જઈ બેઠી. નાયક તેની પાસે બેઠો અને બહુ બહુ રીતે સમજાવી, પરંતુ લજ્જા અને કુલીનતાને લીધે તે બોલી શકી નહિ. પૃથુરાજના અનુનય અને મુગ્ધાની લજ્જા જોઈ, પાંજરામાં બેઠેલી અટકચાળી પણ ચતુર મૈના બોલી ઉઠી કેઃ—

**अस्यांक तवलंकुरु प्रियसखि भ्रुलास्यलक्ष्मीलव-**
**क्रीते दासजनोपसेवितपदांभोजे कुतः संभ्रमः ।**

હે પ્રિય સખી ! ભ્રૂકુટીના નાચથી ખરીદેલા, તેના ખોળાને શણગારો. દાસજનોએ જેના ચરણ કમળને સેવેલા છે, એ પાસે આવ્યા પછી મુંઝવણ ક્યાંથી ?

કન્યાએ ઉંચું જોયું અને નાયક સહેજ હસ્યો. સંયોગિતાએ હાક મારી દાસીને બોલાવી કહ્યું કે, આ મધુમાલિકાને કેમ અહીં રહેવા દીધી છે ? જા લઈ જા. દાસી મેનાનું પિંજર લઈ બહાર ગઈ. એટલે જાણે શરમ ઓછી થઈ હોય તેમ હિમ્મતથી તે બોલી કે, 'પ્રાણનાથ ! પક્ષીયે કેળવાયાથી બહુ ચતુર બને છે.'

"તમારી કેળવણીથી ચતુર બને તેમાં વળી શી નવાઈ ?" પૃથુરાજે હશીને ઉત્તર આપ્યો.

સંયોગિતા હશી અને પૃથુરાજે પુનઃ તેને પોતાના અંકમાં લઈ ચુંબન કર્યું.

"લગ્નની કંઈ પણ ક્રિયા વગર આ શું કરો છો ?"

"એ જ ગાંધર્વ વિવાહ નામની પ્રાચીન કાળની લગ્નની ક્રિયા. શકુંતલા અને દુષ્યંતને આશ્રમોની નિકુંજોમાં કોણે લગ્નક્રિયા કરાવી હતી ?"

આમ બોલી તત્કાલ પૃથુરાજે ધૃષ્ટ થઈ ગાંધર્વ વિવાહ કર્યો. પરિતપ્ત સંયોગિતા પતિની ઇચ્છાને મૌન રહી અનુસરી. સ્વયંવર સ્વયંવરને ઠેકાણે રહ્યો અને પુષ્પમાળાને ઠેકાણે કરમાળ એક બીજાના કંઠમાં આરોપાઈ. પ્રેમીનાં હૃદય મળી ગયાં. અંતઃપુરમાં અભેદ પ્રેમ પ્રવર્ત્યો અને કામે પોતાનું પરાક્રમ સિદ્ધ કર્યું.

કન્યા પરણી અને ઘણા દિવસનો તપી રહેલો તેનો જીવ શાન્ત પડ્યો. એટલામાં દીવા થયા. એટલે તે સ્વામીને અંતઃપુરમાં મૂકી ભોજનની તૈયારી કરાવવા ગઈ. કર્ણાટકીએ તેને ધન્યવાદ આપી મશ્કરી કરી કે 'કેમ બહેન ! હવે મને કંઈ ઠપકો દેવો છે ?' સંયોગિતા શરમાઈ ગઈ. દાસીઓએ ભોજન વગેરે તૈયાર રાખ્યું હતું ત્યાં પૃથુરાજને બોલાવી જમવા બેસાર્યો. વરકન્યા સાથે બેશીને જમ્યાં, ત્યારે કર્ણાટકીના કહેવાથી મુખ્ય દાસીએ પૃથુરાજને ચાંલ્લો કરી શ્રીફળ આપ્યું અને બેઉને મીંઢળ બાંધ્યાં. કર્ણાટકીએ સંયોગિતાની ચુંદડીનો પાલવ વરના સેલા સાથે બાંધ્યો. પુનઃ વરવધૂ સખીઓને હસાવતાં હસાવતાં અંતર્ગૃહમાં ગયાં. ઉપભોગને યોગ્ય તૈયારીઓ સખીજને

તૈયાર કરેલી જ હતી. વરવધૂએ ત્યાં આવી, હિન્દોળાખાટ ઉપર બેશી, એકાંતમાં ઘણીક વાર સુધી ગૂઢ ગોષ્ટિ કરી, સોકટાંબાજી રમ્યાં અને વિહારને યોગ્ય લીલાઓ કરી. પૃથુરાજ નવવધૂનું મન પ્રસન્ન થાય તેવી રીતે તેને વાતથી, ચેષ્ટાથી, રમતથી, અને વિવિધ વિહારની લીલાઓથી સુખ આપવા લાગ્યો. મોડી રાત સુધી તેમનો પ્રેમ અખંડ પ્રવાહે વહ્યાં કર્યો અને જ્યારે ચન્દ્રમાની ચંદની પશ્ચિમ તરફની બારીએથી સંયોગિતાનું ઉપહાસ્ય કરતી હોય તેમ સપત્ની રૂપ થઈ પલંગમાં પડવા માંડી ત્યારે શ્રાન્ત થયેલાં વરવધૂ ગંગાના જળતરંગથી શીતળ થઈ આવતા દક્ષિણાનિલની મંદ મંદ લહેરોથી નિદ્રાવશ થયાં.

પૃથુરાજ જ્યારે સાંજનો કનોજના કિલ્લાનું નિરીક્ષણ કરવા નિકળ્યો હતો ત્યારે ચૌહાણો અને રાવણ કોટવાળ વચ્ચે યુદ્ધ મંડાયું હતું, તે વાંચનાર જાણે છે. પૃથુરાજ ત્યાંથી નદીકિનારે ઘોડાને પાણી પાવા ગયો અને ત્યાંથી પ્રેમપ્રસંગમાં પડ્યો, એટલે સૈનિકોનું શું થયું તે તેને ખબર નહતી. રાવણ કોટવાળની સામે લંગરીરાય પોતાનાં માણસો સાથે ભયંકર યુદ્ધ કરવા લાગ્યો અને જો 'કિલાકિલા' નામની મોટી ગંજાવર તોપના મારાથી રાવણને અટકાવવામાં આવ્યો ન હોત તો તે જ સાંજે તેણે કનોજમાં ત્રાસ વર્તાવ્યો હોત. પરંતુ ઘણાં માણસોનો નાશ થવાનો હતો તેથી એમ થયું નહિ. લંગરીરાયને પરાભવ આપી, રાવણ શહેરમાં પેઠો અને કિલ્લાના દરવાજા દેવડાવી રાજાને-લડાઈની વાત વિદિત કરી. અને જે વખતે પૃથુરાજ અને સંયોગિતા વચ્ચે પ્રેમનાં પગરણ થતાં હતાં તે જ વખતે જયચંદ્ર રાજાએ પોતાના સરદારોની સભા ભરી હતી અને પૃથુરાજને પૂરેપૂરી શિકસ્ત આપવાનો વિચાર ચાલતો હતો. પરદેશી રાજાઓ જેઓ કન્યાની આશાએ રહ્યા હતા તેમણે રાઠોડને પાનો ચઢાવ્યો અને ઉગતે સવારે મોટી લડાઈ માટે લશ્કર તૈયાર કરાવ્યું.

રાવણ કોટવાળને કિલ્લામાં ઘાલી પાછા ફરેલા ચૌહાણોએ પોતાને ઉતારે સભા ભરી. પણ પૃથુરાજ ન જણાયો ત્યારે કેટલીક ગડબડ થઈ. ઘણાઓને અનિષ્ટની શંકા આવી તથા ઘણાકો કુતર્ક કરવા લાગ્યા. પરંતુ કન્હ ચૌહાણે કહ્યું: " વીર સરદારો ! તમારે પૃથુરાજને માટે લડવાનું છે કે ચૌહાણ વંશને માટે ? પૃથુરાજને માટે અનિષ્ટની શંકા કરશો મા. તેનો બિલકુલ ભય નથી. જ્યાં ગયા હશે ત્યાં એ કુશળ જ હશે. માટે એમના સંબંધી કંઈ પણ ચિંતા ન કરતાં તમો સવારે યુદ્ધ કરવાની જ ગોઠવણ કરો. હું તમારો નેતા થઈશ

અને તમે ધર્મને અનુસરી મને મદદ કરજો. કનોજ આવ્યા અને જ્યારે યુદ્ધ મંડાયું ત્યારે હવે પાછા ફરાય તેમ નથી. કનોજની ભૂમિ આપણે માટે પોકારતી હશે. માટે વીર બંધુઓ ! પૃથુરાજને ન સંભારતાં તમારા પૂર્વજોના યશને સંભારો અને દિલ્લીની ગાદી તથા ચૌહાણોની કીર્તિને શોભા મળે એમ કરો."

કન્હ ચૌહાણનું ભાષણ સાંભળી, વીરપુરુષો ખુશી થયા અને પ્રભાતમાં કમ્મર કસવાનો ઠરાવ કરી બિછાને ગયા.

આણી તરફ સવાર થતાં પૃથુરાજ જાગ્યો. તેણે નિદ્રામાં પડેલી પ્રિયાને ચુંબન કરી જગાડી, અને છાવણી ઉપર જવાની રજા માગી. સંયોગિતાનું મુખ ઉતરી ગયું. તે સ્વામીની કોટે વળગી પડી અને બોલી કે 'અત્યારે યુદ્ધ થશે અને આપ તેમાં ભાગ લીધા વગર રહેશો નહિ. માટે બહેતર છે કે મને સાથે જ લઈ લ્યો.'

પૃથુરાજે કહ્યું: "વહાલી ! યુદ્ધના પ્રસંગમાં તને સાથે લેવાય નહિ. રાતે હું તારી પાસે આવીશ અને તું દિલ્લી આવવાની તૈયારી કરી મૂકજે. મને પ્રસન્ન થઈ રજા આપ. મારા સામંતો મારે માટે ખરાબ વિચાર કરતા હશે. આ શોરબકોર થાય છે તેથી હું ધારૂં છું કે યુદ્ધની તૈયારી છે અને નિર્બળની માફક અહીં ઉભા રહેવું, એ મને શોભતું નથી."

સંયોગિતાએ આંખનાં આંસુ લુંછી નાંખી રજા આપી અને પૃથુરાજ નીચે ઉતરી ઘોડા ઉપર સ્વાર થઈ જે માર્ગે આવ્યો હતો તે જ માર્ગે ચાલ્યો ગયો. મહેલથી ઘોડે છેટે જતાં કેટલાક કનોજીઆઓએ તેને ઓળખ્યો અને તેની પૂંઠ પકડી. કમાનબાજ પૃથુરાજ તેમને એક પછી એક જવાબ આપતો અને ઓછા કરતો પૂરપાટ ઘોડો દોડાવી માર્ગ કાપવા લાગ્યો. પૂંઠે પડેલા અરધા માણસો માર્ગમાં કામ આવી ગયા એટલામાં તે પોતાની છાવણીમાં જતો રહ્યો. છાવણીમાં વીરપુરૂષો યુદ્ધને માટે તૈયારી કરતા હતા, એટલામાં સૂર્યોદયની સાથે જ પૃથુરાજ આવ્યાના સમાચાર તેમને મળ્યા. સર્વેનાં મન પ્રસન્ન થયાં. યુદ્ધને માટે વધારે ઉત્સાહ ઉત્પન્ન થયો. ચંદના તંબુ આગળ આવી તે ઘોડેથી ઉતર્યો અને કન્હ વગેરેએ સામા આવી તેને કહ્યું કે 'અહો ! અમે તો તમારી ચિંતા કરતા હતા અને તમે તો મીંઢળદોરા બાંધીને આવ્યા ? ભલે પધાર્યા, પણ વહુ ક્યાં ગયાં ?'

ચંદને ઉદ્દેશી પૃથુરાજે જવાબ આપ્યો કે " દસુંદી ! કન્યા તો તેને પિએર છે અને હું આવતી કાલે એને આણું દેવાનું વચન દઈ આવ્યો છું. "

ત્યારે ચન્દ બોલ્યો: " રાજન્ ! તમે કન્યાનું હરણ કરવા આવ્યા હતા તે કન્યાને મૂકીને આવ્યા તે બહુ જ ખોટું કર્યું. હશે. જે થવાનું હતું તે થયું. યુદ્ધ પણ થવાનું હતું તે ચાલુ થયું છે. આજના યુદ્ધમાં ઇશ્વિર વિજય આપે તો કાલે ભૂલતા નહિ, તેમ જ જયચંદને જિતીને જવાની મિથ્યા હોંશ રાખતા નહિ. કન્યાનું હરણ કરવા આવ્યા છીએ તે થાય એટલે બસ. '

" એ બાબતની મેં સઘળી ગોઠવણ કરી છે, માત્ર મારા વીર સરદારોની હિમ્મતની જરૂર છે. ' પૃથુરાજે ઉત્તેજન આપે એવો ઉત્તર આપ્યો.

' સરદારો તો તૈયાર જ છે. ' આમ કહી, ચન્દે વાતને ભરી વાળી અને યુદ્ધને માટે થતી તૈયારીમાં સામેલ થવાને જણાવ્યું. પૃથુરાજે તુરત તે બાબતમાં લક્ષ આપ્યું અને હમ્મેશના કરતાં વધારે મોટા ઉત્સાહથી તે લડાઇમાં આગળ પડયો. કનોજના કિલ્લા ઉપરથી કિલકિલા તોપ છૂટવા માંડી અને કન્હ ચૌહાણની સરદારી તળે ચૌહાણ કુળના વીરપુરુષો સંગ્રામ કરવા માટે છાવણીમાંથી નિકળી મેદાનમાં ગયા. જયચન્દ્ર જોઈએ તેવી ગોઠવણ કરી શકયો ન હતો, તેથી કનોજનું લશ્કર મેદાન પડયું નહિ. તેઓએ કિલ્લા ઉપર રહી, આખો દિવસ ચૌહાણો ઉપર અસ્ત્રનો મારો ચલાવ્યાં કર્યો. ચૌહાણોએ કિલ્લાને તોડવાની તજવીજ ન કરતાં તેમને સામા જવાબ આપ્યાં કર્યાં. જયચન્દ્ર વધારે મોટી તૈયાર કરવા માટે મંદ રહ્યા અને ચૌહાણો કન્યાનું હરણ કરવાના ઉદ્દેશે માત્ર નામની જ લડાઈ લડતા રહ્યા. ઉભય પોતપોતાના દાવમાં ખેલ્યા, એટલે આખો દિવસ લડાઈ થઈ. પરંતુ એકકે તરફ ઝાઝી ખરાબી થઈ નહિ. થોડા ઘણા માણસો માર્યા ગયા, શિવાય કોઈ મોટો બનાવ બન્યો નહિ. અને ચૌહાણની ચઢતીને માટે સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ ઉતરવા લાગ્યા. દિવસ હતો ને લડાઈ બંધ થઈ. બેઉ પક્ષે મારો બંધ કર્યો. પૃથુરાજ છાવણીમાં આવ્યો અને સંયોગિતાને હરણ કરી લાવવા કેટલાક શૂરવીર મિત્ર સરદારો સાથે તેને મહેલે જવાને વિચાર કર્યો. પ્રભાતમાં કન્યાને લઈ માર્ગે પડવાના નિશ્ચય સાથે મિત્રોને લઈ તે પેલા વિહારભવન તરફ સીધાયો.

---

# પ્રકરણ ૧૭ મું

## સંયોગિતાનું હરણ

**अत्रान्तरे च कुलटा कुलवर्त्मपात-**
**सञ्जातपातकमिव स्फुटलांछनश्रीः ।**
**गङ्गावनान्तरमदीपयदंशुजालै-**
**र्दिक्सुन्दरी वदनचन्दनबिन्दुरिन्दुः ॥**

સ્વયંવર માટે નિયત થયેલ ચૈત્ર સુદિ પુનમના દિવસની સાંજ પડી, અને અણધાર્યું યુદ્ધ ઉભું થવાથી સ્વયંવર થયો નહિ. લડાઈમાં દિવસ પસાર થયો અને જ્યારે દૂધથી ધોળાતું હોય તેવાં ચન્દ્રકિરણથી આકાશ ધવલ થવા માંડયું અને પૂર્વ દિશા રૂપી સુંદરીના લલાટમાં ચન્દનનું તિલક કર્યું હોય તેવું ચન્દ્રમાનું બિંબ દેખાવા માંડયું ત્યારે નિડુરરાય, જામ જાદવ, લાહોરનો સૂબો ચન્દ પુંડિર, અલ્હન પડીહાર, સલખરાય પરમાર, ગોવિંદરાય ગેહેલોટ અને બળવાન હમીરને લઈ ચૌહાણરાય પોતાની પ્રિયાને લઈ આવવા ઘોડે ચઢી છાવણીમાંથી બહાર નિકળ્યો. કનોજની પરિખાને માર્ગે તેઓ સંયોગિતાના વિહારભવન તરફ ચાલવા લાગ્યા. આ સમયે ચન્દ્રિકાનું ઉપહાસ્ય કરતી હોય તેવી અગાશીમાં રાઠોડપુત્રી તેની માર્ગ-પ્રતીક્ષા કરતી શુક્લાભિસારિકાના વેષમાં એક આસન ઉપર બેઠી હતી. તેણે મોતીનાં આભૂષણ અને ચન્દ્રિકાના જેવું ધવલ રૂપેરી બુટ્ટાનું અંબર પહેર્યું હતું. વારંવાર ઉભી થઈ તે ચૌહાણના સંકેતમાર્ગ તરફ જોતી હતી અને પાસે બેઠેલી સખીને કહેતી હતી કે ‘ પ્રિય સખિ ! ચન્દ્રોદય થયો અને કહેલો વખત વીતી ગયો, પણ પ્રાણનાથ આવ્યા નહિ ! અહીં આવવાની તેમને હિમ્મત રહી નહિ હોય ત્યારે ? આખો દિવસ યુદ્ધ થયું છે તેથી વીરરસમાં મને ભૂલી ગયા હશે તો શું કરીશું ? કાલે સવારે પિતાજી મને પેલા ત્યાગી સાથે પરણાવ્યા વગર રહેવાના નથી. સવારે મારે મરવું પડશે. ’

સંયોગિતા તેના પિતાના બળથી ડરતી હતી. તેને અનેક જાતના તર્ક કુતર્ક થતા હતા અને ક્ષણે ક્ષણ ચિંતાથી વ્યાકુળ થતી જતી હતી.

તેને આમ શંકાકુશંકા કરતી અટકાવી, કર્ણાટકીએ સમજાવી કે "બ્હેન ! તમે ચિન્તા કરશો માં. ચૌહાણના વચન ઉપર વિશ્વાસ રાખો. દેવલોકનું સૈન્ય અંતરાય નાંખશે તોપણ એ તમને આપેલું વચન પાળ્યા વગર રહેશે નહિ. પ્રીતિનો જાણુ આ કાળે જગતમાં પૃથુરાજ જ છે. માટે ધીરજ ધરો, હમણાં આવશે.'

"ખરેખર કર્ણાટકી ! મને થોડા પરિચયથી પણ એમના ઉપર વિશ્વાસ આવ્યો છે. પરંતુ મારૂં મન અનિષ્ટ ઉભાં કરી ડરી જાય છે. મારા કાનમાં એમના ઘોડાના હણહણાટના ભણકારા વાગે છે અને અંતરમાં ટાઢક હોય તેમ અલબત્ત જીવ બળતો નથી. પણ પ્રિય સખિ! હવે તો બહુ વાર થઈ હોં."

આ પ્રમાણે સંયોગિતા ચિંતા કરતી હતી, એટલામાં ક્ષીરસાગરમાં તરતાં હોય તેવાં ધવલ અને વિશદ ચન્દ્રિકાને લીધે મનોહર લાગતાં પરિખા ઉપરનાં વૃક્ષોમાં ઘોડાના પગના પડઘા થવા માંડ્યા અને ચન્દ્રોદયથી પ્રસન્ન થતી રથાંગનાની માફક ઉલ્લાસમાં આવી સંયોગિતાએ પર્યંકમાંથી ઉઠી માર્ગ તરફ જોયું તો સાત આઠ વીર પુરુષોની સાથે પોતાના પ્રિય સ્વામીને વિહાર-ભવન તરફ આવતો જોયો. ચન્દ્ર જે અત્યાર સુધી તેને દમતો હતો તે હવે પ્રિય લાગવા માંડ્યો. મન જે મુંઝાતું હતું તે સ્નેહના પૂરથી ઉભરવા લાગ્યું અને આંખો જે વિયોગાગ્નિથી બળતી હતી તે દર્શન કરવાને તલ્પી રહી. દાસીઓ અને કર્ણાટકી તેને અગાશીમાં એકલી મૂકી, નીચે મહુરતીઆ પરોણાઓનો સત્કાર કરવા ગયાં અને એકલી પડેલી સંયોગિતા પાસે આવેલા સમાગમ સુખના આનંદમાં ક્ષણભર લીન થઈ રહી.

ઘોડા ઉપરથી ઉતરી, પૃથુરાજ અને તેના મિત્ર સામંતો જયચન્દ્રના મહેલમાં આવ્યા. દાસીઓએ નમી નમીને નમન કર્યાં, અને પ્રતિહારે બતાવેલે માર્ગે પૃથુરાજ પોતાની પ્રિયાને મળવા અગાશીમાં ગયો. ચન્દ્રથી સંતાપાયલી સંયોગિતા પર્યંક ઉપરથી ઉઠી પૃથુરાજને જઈ મળી અને પ્રીતિરસમાં રસબસ થઈ ગયેલા ચૌહાણે તેને ભુજાંતરમાં ભીડી ધડકતા હૃદયને ફરીને ધીરજ આપી.

'આપને ઘણી વાર લાગી' એમ પ્રેમથી કહી, સંયોગિતા તેને ગળે હાથ નાંખી ઉભી. એટલે પૃથુરાજ બોલ્યો કે "પ્રિયા ! આ સ્થળે આવવું એ વાર થાય તેવું જ છે. આ અગાશી અને વિહારભવનમાં આપણો આ

છેલ્લો જ સમાગમ છે. મારા વીર સરદારોનો મત એવો છે કે તમારે અત્યારે જ મારી સાથે આવવું.”

“સવારે હું કેવી રીતે પાછી આવીશ?”

“હવે અહીં પાછાં ફરવાનું નથી. વહાલી! હવે દિલ્હી તરફ દિલ લગાડો. મારી સાથે ચાલો. નીચે મારા સરદારો બેઠા છે ત્યાં ક્ષણ વાર અમે વિરામ લઈએ અને તમે તૈયાર થાઓ.”

“ચાલો પ્રાણનાથ!” એમ કહી લટકબંધ ચાલે બેલડીએ બાઝી સંયોગિતા વિહારભવનની અગાશીને છેવટનું નમન કરી નીચે ઉતરી. દાસીઓએ જમણની તૈયારી કરી. તેથી રાજા તેના સામંતો સાથે સસરાના ઘરનું ભોજન કરવા બેઠો. આ વખતે પૃથુરાજે તેને પોતાના સરદારો સાથે ઓળખાણ પાડયું અને સંયોગિતાએ વિનયથી તેમની સાથે વાતચીત કરી. જયચન્દ્રની સામે થવાને તેમણે કેવી તૈયારી કરી છે, એવો સંયોગિતાએ હમીરને સવાલ કર્યો. તેના જવાબમાં તે વીર પુરુષે બહુ સારૂં વચન કહ્યું:—

**दुहो**

**हाहुलीराय हमीर कहे, शूण पंगानि ! बत्तः**
**ईक लडे असी लख्खसु, ईसा साभड हैं रजपुत्त.**

સંયોગિતાઃ—“હાહુલીરાય! તમારાં સઉનાં બલૈશ્વર્યના ગર્વમાં રહેતા નહિ. મારા પિતાજી જ્યારે રણે ચઢે છે ત્યારે દશ દિક્પાળ પૃથ્વીને ભાર ઉપાડી શક્તા નથી અને સેનાના પગરવટથી માર્ગમાં આવતા મોટા પર્વતો પણ ધસાઈને જમીન બરોબર થઈ જાય છે. એમનું બળ અને દળ અકળ છે માટે તમારે બહુ વિચાર કરવાનો છે.”

જામ જાદવઃ—“રાણીજી! આપ તેની ચિંતા કરશો નહિ. અમારાં મસ્તક જ્યાં સુધી આ ધડ ઉપર છે ત્યાં સુધી તમે ઘોડે હો તો પણ મહેલમાં હો એમ માનજો. એક એક વીરને મારી, તમારા પિતાને દિલ્હી આવવું પડશે અને એમ કરતાં તો ગમે તેવું મોટું સૈન્ય હશે તો પણ અમે તેમને રોકી રાખવા સમર્થ છીએ. આપ અને મહારાજ સુખેથી દિલ્હી જઈ પહોંચશો અને દિલ્હીની દિવાલમાં પેઠા પછી આપ બિલકુલ ચિંતા રહિત છો એમ જાણજો.”

પૃથુરાજઃ—" પ્યારિ ! મારા નેત્રની કૌમુદી ! તારે એ વાતાની ચિંતા કરવી નહિ. મારા સરદારો ઉપર મને પૂર્ણ ભરોંસો છે, પરંતુ હવે ઘણી વાર થઈ, ચાલો તૈયાર થાઓ."

પૃથુરાજ અને તેના સરદારો તૈયાર થયા અને જે વખતે ભગવાન મૃગલાંછન આકાશના મધ્ય ભાગમાં આવ્યા તે વખતે સંયોગિતા પોતાની સખીઓને દિલ્લી બોલાવી લેવાનાં વચન આપી, પૃથુરાજની પછવાડે તેના ઘોડા ઉપર બેઠી, જે વિહારભવનને પ્રણામ કરી, તેણે પોતાના સ્વામીની કમ્મરનો આશ્રય લીધો અને ચૌહાણોના ઘોડા ગંગાના પુલિન પ્રદેશમાં થઈ ચાલ્યા. દિશાઓ નિર્મળ હતી, રાત્રિચર પક્ષીઓનો કંઈક ઝીણો ઝીણો કોલાહલ સંભળાતો હતો અને ઊંડો ઊંડો ગંગાનો ઘુઘવાટ રાત્રીની ભયંકરતાને વધારે ભયંકર બનાવતો હતો. રેતીનો સપાટ માર્ગ પૂરો થયો અને પરિખા ઉપરનાં વૃક્ષોની છાયામાં ઘોડા દેખાતા બંધ થયા ત્યાં સુધી સંયોગિતાની સખીઓએ આંખો ખેંચી ખેંચીને તેને જોયાં કરી. જોતજોતામાં તેઓ વિહારભવનની દૃષ્ટિમર્યાદા વટાવી ગયાં અને સખીઓ સ્નેહથી ગદ્ગદ થઈ ગઈ. 'પ્રભાતે જયચંદ્ર શું કરશે ?' એવો ભય ધરતી તેઓ ઘણી વાર સુધી કલ્પાંત કરી આખરે સૂઈ ગઈ.

ચૌહાણોની છાવણીમાં જયજયકાર થઈ રહ્યો. સરદારો અને સૈનિકો ધારેલી વાત સિદ્ધ થવાથી પ્રસન્ન થયા. ચંદે રાણીને આશીર્વાદ દીધો અને રાણીએ પોતાની ઉદારતા પ્રમાણે તેનો સત્કાર કર્યો. કન્હ ચૌહાણે હવે જલદી દિલ્લીનો માર્ગ લેવાની પૃથુરાજને પ્રેરણા કરી. કહેવાની જરૂર નથી કે, માર્ગમાં પાણીની માફક વખત વીતી ગયો હતો અને છાવણીમાં આવ્યા પછી પ્રભાતની વાટ જોવાને પૃથુરાજને થોભવું પડ્યું ન હતું. પૃથુરાજ, કન્હ, ચંદ અને બીજા સરદારોએ એકઠા થઈ વિચાર કરી એવો નિશ્ચય કર્યો કે એકે એકે જયચંદ્રને રોકવો અને પૃથુરાજે પાછળ શું થાય છે તેની દરકાર ન રાખતાં દિલ્લી તરફ ઘોડાઓ ફેંકયે જ જવા.

પરંતુ છૂપા છૂપા ચાલ્યા જવું, એ પૃથુરાજને ઠીક લાગ્યું નહિ. તેને અભિમાન આવ્યું અને ચંદ બારોટને ઉદ્દેશી તે બોલ્યોઃ "ચંદ બારોટ ! જયચંદ્રની કન્યાનું હરણ તો કર્યું, પરંતુ ભાગી રાતે છૂપા છૂપા ચાલ્યા જવું, એ ચૌહાણ

રજપૂતોને લાંછન લાગે એવું છે. માટે જેવો હું દિલ્હી તરફ માર્ગે પડું તેવા જ તમે કનોજ જઈ જયચંદ્રને તેની કન્યાનું હરણ થયાની વાત રોશન કરો તો ઠીક.”

પૃથુરાજનું અભિમાન ચંદને ગમ્યું નહિ. તે બોલ્યો કે ‘મહારાજ ! જે થયું છે તે ઠીક જ થયું છે અને આપ વધારે આડીઅવળી ન કરાવતાં માર્ગે પડો એટલે બસ.’

“આપણે ફત્તેહ મેળવી છે અને આપણો સઘળે જય જ છે. ના, ગમે તેમ થાય તો પણ તારે ખબર કરવી.”

ચૌહાણનો આગ્રહ જોઈ ચંદને ખાતરી થઈ કે રાજાને અભિમાન થયું છે. અભિમાન ગમે તેવાનું પણ રહેતું નથી અને જ્યારે પડતીનો દહાડો પાસે આવતો હોય ત્યારે જ માણસને અભિમાન થાય છે.

ચન્દને કાંઈ વિચાર કરતો જોઈ “કેમ બારોટ ! શો વિચાર કર્યો ?” પૃથુરાજે આમ પૂછ્યું અને બારોટ બોલ્યો કે “મહારાજ ! મારી મશ્કરી ન કરતા. હું કહું છું તે સત્ય જ માનો.”

### दुहा

**कबीर गर्व न कीजीए, रंक न हसीए कोय;**
**अजहु नाव समुद्रमें, कया जाने कयो होय.**

પૃથુરાજ સંયોગિતાને પોતાની પાછળ ઘોડા ઉપર બેસારી, છાવણીમાંથી ચુંટી કાઢેલા વીરપુરુષો સાથે દિલ્હી તરફ વળ્યો અને ચંદ બારોટ છાવણી ઉપાડવાનો હુકમ આપી, કનોજના દરબારમાં ગયો. તેણે વિનયથી જયચંદ્રને તેની કન્યાનું હરણ થયાના સમાચાર આપ્યા. એથી જેમ તપેલા તેલમાં પાણી પડે તેમ જયચંદ્રનો ક્રોધ ભડકો લઈ ઉઠયો. તેણે હાથ પછાડી, ચતુરંગિણી સેનાને અવિલંબે તેની પુંઠે જવાની આજ્ઞા આપી. અને ચંદ બારોટ પોતાના રાજાનું વચન સિદ્ધ કરી પાછે પગલે દરબારમાંથી નિકળી સ્વપક્ષ તરફ ગયો.

જયચદ્રનો હુકમ થતાં વેંત જ મોટું સૈન્ય લઈ તેના બળવાન સામંતો પૃથુરાજની પાછળ પડ્યા. ગંગાના મોટા અને વિશાળ કિનારા ઉપર પૃથુ-રાજનો સામંત ગોવિંદરાય ગેહેલોટ પોતાનાં માણસો સાથે જયચન્દ્રના લશ્કરને રોકવા ઉભો હતો. પ્રલયકાળનો સાગર ઉઘલ્યો હોય તેવું જયચંદ્રનું સૈન્ય

પ્રથમ તેની સામે આવ્યું. ગોવિંદરાય રજપૂતના શૌર્યને શાબાશી અપાવે તેવી રીતે સામે થયો. મરવાને માટે જ તે ઉભો હતો અને તેનાં માણસો સ્વામીની આંખ આગળ પરાક્રમ કરવાને તત્પર હતાં. તેમની વચ્ચે બહુ ત્રાસજનક લડાઈ થઈ. હજારો શૂરવીર અને હાથીઘોડા લડાઇમાં કપાઈ ગયા. ગોવિંદરાયે હઠીલા થઈ ઘણો અટકાવ કર્યો, પરંતુ કનોજની મોટી ફોજ આગળ તે વધારે વાર ટકાવ કરી શકયો નહિ. પૃથુરાજ અને તેના માણસો ઘોડાની સ્વારીએ ચાર પાંચ કોશ ગયા હશે, એટલામાં ગોવિંદરાય રણમાં પડ્યો અને લોહીભરી નાગી તલવારોવાળા જયચંદ્રના ઘોડેસ્વારો આગળ વધ્યા.

એક પછી એક દૂર દૂર પૃથુરાજના સામંતો જયચંદ્રને અટકાવવા ઉભા હતા. ગોવિંદરાયને ગોલોકમાં મોકલાવી, કનોજનું લશ્કર આગળ વધ્યું અને ઘોડાનાં પગલાંએ ઉડેલી રજને આધારે તેમણે માર્ગ કાપવા માંડ્યો. કનોજથી છએક કોશ ઉપર ચંદ પુંડિર રસ્તો રોકી ઉભો હતો. જયચન્દ્રનું સૈન્ય ધસારો કરી તેની ઉપર ધશી ગયું. મોટા પૂરની સામે બાંધેલો ધૂળનો સેતુ તુટી જાય છે તેમ તેનાં માણસોની હાર જોશબંધ થયેલા કનોજના જબ્બર ધસારાથી તૂટી ગઈ અને લાહોરની સૂબાગિરી કરતાં યવનોનો પરાભવ કરી મેળવેલી તેની વીરકીર્તિ જયચન્દ્રના સૈન્યે સપાટા બંધ લઈ લીધી. નાસતાં નાસતાં તેણે ઘણાઓને ધારાતીર્થમાં પાડ્યા, પરંતુ આખરે તે પડ્યો.

કહેર કંઠિર ત્યાગીઓનાં સૈન્ય સાથે દૃષ્ટિમર્યાદા ઉપર દેખાતા પૃથુરાજ ઉપર આંખ રાખી, આગળ ચાલી ગયો. સામંતોના ઘોડાની વચ્ચે પૃથુરાજ અને સંયોગિતા એક ઉંચા ઘોડા ઉપર ઉપર બેઠાં હતાં. ચૌહાણના જયની પતાકા જેવો સંયોગિતાની ચુંદડીનો પાલવ ઘોડાની દોડના વેગને લીધે શત્રુનું ઉપહાસ્ય કરતો હોય તેમ પવનમાં ફરફરી રહ્યો હતો. કહેર કંઠિર પોતાના ઘોડાનો પ્રાણ કાઢી નાંખતો શત્રુના ટોળામાં પેશી ગયો અને લગભગ આવતાં વેંત તેણે પોતાની કમાન વરવધુના કંઠમાં ભરવી દીધી. કમાન ભરવવાથી પૃથુરાજ ઘોડેથી ઢળી પડે તેવો નિર્બલ નહતો. કહેર કંઠિર જેમ ઘસડાતો હોય તેમ તેનો ઘોડો વેગમાં રાખ્યાં કરતો હતો. એટલામાં સમયસૂચકતા વાપરી પોતાના ગુલાબી ગાલ ઉપર ઘસાતી કમાનની તાંત સંયોગિતાએ કરડી નાંખી અને કહેર કંઠિરનો જોશમાં રહેલો હાથ તરછોડ ખાઈ ઘોડાની ઑડ સાથે અથડાઈ પડયો. ત્યાગીને

ખાતરી થઈ કે સંયોગિતાનું બળાત્કારે હરણ થયું નથી. એટલામાં એક સરદારની મારતે ઘોડે નાંખેલી બરછીથી વિંધાઈ જઈ તેનો ઘોડો જમીન ઉપર ઢળી પડ્યો. અને પૃથુરાજ તથા સંયોગિતા ભયમાંથી નિકળી આગળ જતાં રહ્યાં.

તરત જ ત્યાંથી કહેર કંઠિર ઉઠી જયચન્દ્રને મળ્યો અને તેની કુંવરી પૃથુરાજ સાથે પ્રેમમાં પડેલી છે, એમ જણાવી તેનો કેટલોક તિરસ્કાર કર્યો. જયચન્દ્રને એ વાત સાંભળી, ક્રોધ ચઢ્યો. પણ શું કરે? કહેર કંઠિરને તેણે બીજો ઘોડો આપી ઉત્તેજન આપ્યું: "સંયોગિતા ગમે તેને ચહાતી હોય, પરંતુ મેં તો તમને વાગ્દાન કરેલી છે."

પોતાના ભૂષણ માટે લડવાનું છે, એમ જાણી કહેર કંઠિર એક હજાર ત્યાગીઓને લઈ વળી આગળ ચાલ્યો. પૃથુએ આગળ જતાં ત્રીજે મોખરે ઉભેલા આતતાઈ ચૌહાણને શત્રુ આવ્યાની ખબર આપી એટલે તે વધારે મક્કમ થઈ ઉભો રહ્યો.

ત્રીજા પ્રતિબંધ ઉપર ચૌરંગી ચૌહાણનો પુત્ર આતતાઈ મોટું સૈન્ય લઈ ઉભેલો હતો. મહાભારતવાળા શિખંડીની માફક આતતાઈનું વૃત્તાન્ત ચિત્રકથાઓના જેવું ચમત્કારી છે. રાસામાં લખે છે કે "જ્યારે જન્મ થયો ત્યારે આતતાઈ પુત્ર નહિ પણ એક પુત્રી હતો. ચૌરંગી ચૌહાણને સૂતિકા ગૃહમાંથી 'પુત્રી આવી' એમ કહેવરાવવામાં આવ્યું. છતાં 'પુત્ર આવ્યો' એમ સમજી તેણે શહેરમાં પુત્રજન્મોત્સવ કરાવી, માગણોને વધામણીઓ આપી. છોકરીને છોકરાની માફક ઉછેરી. પણ છોકરી ક્યાં સુધી છોકરામાં ખપે? ઉમ્મર મોટી થવા આવી અને કન્યાનાં ચિહ્ન પ્રકટ થવા માંડ્યાં ત્યારે ચૌરંગી ગભરાયો. પોતાનું ઉપહાસ્ય થવાનો વખત પાસે આવવાથી તેણે છોકરીને મારી નાંખવાનો વિચાર કર્યો. રાતને વખતે તે તેને લઈ શંકરના મંદિરમાં ગયો અને તરવાર ખેંચી કેટલીક સ્તુતિ કર્યા પછી છોકરીનું મસ્તક કાપવાની તૈયારી કરી. બાળકની આંખોમાંથી ચોધાર આંસુનાં પૂર ચાલી રહ્યાં અને દેવને દયા આવી. શંકર આપોઆપ પ્રત્યક્ષ થયા અને ચૌરંગીને કહ્યું કે 'વીર પુરૂષ! સાહસ કરતો નહિ. તપાસ કર કે તું જેને મારવા ઉભો છે તે પુત્ર છે કે પુત્રી?' શંકરના અંતર્ધાન થયા પછી તપાસ કરતાં પિતાને અનહદ આશ્ચર્ય વચ્ચે આતતાઈ પુરૂષ માલુમ પડી આવ્યો. તે પુત્રને લઈ

પ્રસન્ન થતો થતો ઘેર ગયો અને ચૌહાણ વંશના રજપૂતની લાજ રહી. આતતાઈ ચૌહાણ ત્યાર પછી પૃથુરાજ પાસે આવી તેનો માનીતો સામંત થઈ રહ્યો હતો. કહેર કંઠિર સાથે યુદ્ધ કરવાને તે યોગ્ય નર હતો. એ બેઉનાં એક બીજાની હાથે સંયોગિતાના હરણપ્રસંગમાં મૃત્યુ થવાનાં હતાં અને કહે છે કે, આગળથી ભવિષ્ય તેવું કથાયલું હતું. આ ભવિષ્યે જ આજ તેમને એક બીજાની સામે યુદ્ધમાં આણી મૂકયા હતા. ”

મોરપિચ્છથી લાજ ઢાંકનાર, એક હજાર શંખધારી, હિમવાનમાં રહેનારા, હરદ્વારના ત્યાગીઓની સાથે કહેર કંઠિર આતતાઈની સામે થયો. ઉભય એક બીજાના શૌર્યને શોભાવે તેવા રણકોવિદ હતા. પોતાની સ્ત્રીનું જ હરણ થયું છે, એવા અભિમાનથી કહેર કંઠિરને ક્રોધ ઉત્પન્ન થયો હતો અને આતતાઈ પૃથુ ઉપરના અનન્ય પ્રેમથી રણમાં પ્રેરાયો હતો. દેવલોક જોવા આવે એવું તેમણે યુદ્ધ કર્યું. હજારો માણસો તેમની સન્મુખ હારજિતની બાજી ખેલતાં ધારાતીર્થમાં પડ્યાં અને આખરે આતતાઈના ખડ્ગથી કહેર કંઠિરનું અને તેની તરવારથી આતતાઈનું મસ્તક સાથે જ ભૂમિ ઉપર પડ્યાં. તેમનાં ધડ કેટલી વાર સુધી મત્ત થયેલા હાથીઓની માફક રણાંગણ ઘૂમી શાન્ત પડ્યાં ત્યારે જયચન્દ્ર વળી આગળ ચાલ્યો.

હવે સાંજ પડવા આવી હતી અને સામે હમીર હાડો હતો. કાશીના રાજાને બોલાવી જયચન્દ્રે તેને હમીર સામે મોકલ્યો. સૂર્યનારાયણ અસ્ત થતાં થતામાં હમીર રણમાં પડ્યો અને હાડાની હાર થઈ. તે જ ઠેકાણે રાત્રિ પડી જવાથી જયચન્દ્રના લશ્કરે પડાવ નાંખ્યો.

પ્રભાત થયું અને વળી કનોજનું સૈન્ય આગળ ચાલ્યું પૃથુરાજના સામંતોએ ઓગણપચાસ ઠેકાણે પ્રતિરોધ રાખ્યા હતા. એક પછી એક તેઓ જયચન્દ્રને રોકતા હતા. પરંતુ મોટું સૈન્ય લઈ ચઢેલો રાઠોડ તેમને એક પછી એક મારી નાંખી આગળ વધ્યે જ જતો હતો. ત્રણ દિવસ સુધી પૃથુની પાછળ તેમણે ધાવન કર્યું, પણ તે હાથ આવ્યો નહિ. છેલ્લે દિવસે દિલ્લી પાસે આવ્યું અને તેણે પોતાના સરદારોને કઠોર વચનથી ઉત્તેજિત કર્યા. દિલ્લી જ્યારે એક મંજલ દૂર હતું ત્યારે તેનું સૈન્ય એટલું બધું પાસે પાસે આવી પહોંચ્યું

કે કન્હ કાકાને તેની સામે થવું પડયું. પૃથુરાજના ચરિત્રમાં કન્હનું વીરત્વ ઘણે ઠેકાણે વ્યકત છે. અત્ર તે છેવટનો લડ્યો અને ઘણીક હાનિ પછી રણમાં પડ્યો.

કન્હ કાકાનાં પરાક્રમનું વર્ણન કરવામાં તો ચન્દ બારોટે રાસામાં કાંઈ બાકી રાખી નથી. પરંતુ આ પ્રસંગે તેના રાવતના શૌર્યનું એટલું બધું વર્ણન કર્યું છે કે, જે આજના વાંચનારાઓના તો માનવામાં પણ આવે નહિ. કહે છે કે કન્હ જ્યારે જયચન્દ્રના લશ્કરનાં એક લાખ માણસો મારી વીરગતિને પામ્યો ત્યારે સઘન નામના તેના રાવતને શૌર્ય ચઢયું. કન્હનો ઘોડો અને ઘોડાવાળો બેઉ રાઠોડના લશ્કરમાં ત્રાસ વર્તાવવા લાગ્યા. સઘન પોતાના સ્વામીની પાછળ જોમમાં ને જોમમાં ગાંડો થઈ ગયો અને અસાધારણ પરાક્રમ કરી પડ્યો ત્યારે તેનાં અંગપ્રત્યંગ લડ્યાં! ચન્દ બારોટ લખે છે કે:—

**छप्पय**

**हय कट्टत भयो भोम, भोम हुय पेन पलट्यो,**
**पय कट्टत कर भक्ष्यो, करहु सब सेन समन्यो;**
**कर कट्टत शिर लन्यो, शिरहु तनतनयट तुट्टो,**
**शिर तुट्टत घर लन्यो, घरहु सन्मुख कट्टा;**
**घर कट्ट कट्ट कवि चंद कहे, रोम रोम लग्गे लरन,**
**सुर असुर नाद जयजय करे, धन्य धन्य सघन मरन.**

સઘને આખરે પડ્યો. પછી હરિસિંહ અને જનક ગુર્જર તથા પૃથુને પ્રિય નિડુરાય, જયચંદ્રને રોકતાં કામ આવી ગયા. તે આગળ વધ્યો અને જ્યારે ચૌહાણનો એકકેય આરો રહ્યો નહિ ત્યારે તેણે પોતાના ભાણેજ સામું જોયું. વિલંબનો વખત ન હતો, છતાં અલ્હન પડિહાર બોલ્યો કે 'મામા! મસ્તક જ માત્ર તમારૂં નથી, પણ આ કાયાએ તમારી છે.' પૃથુરાજ તેના કહેવાનો અર્થ સમજી ગયો અને બોલ્યો કે 'એ તો મશ્કરીની વાત હતી અને આ યુદ્ધની વાત છે.' અલ્હન પડીહારે તલવારથી પોતાનું મસ્તિક કાપી મામાના હાથમાં આપતાં પહેલાં કહ્યું કે 'મામા! હું તમને મારૂં મસ્તક કાપી આપું છું તે જમીન ઉપર મૂકશો નહિ. જ્યાં સુધી મારૂં આ મસ્તક અદ્ધર હશે ત્યાં સુધી મારૂં ધડ જયચંદ્ર સામે લડશે.'

પછી લોહીભર્યું અને ફાટેલી ક્રૂર આંખોવાળું મસ્તક મામાને આપી, કબંધ રાક્ષસની માફક તે રાઠોડની સામે થયો. અને અલ્હનનું ધડ લડાઈ કરવા લાગ્યું.

ચૌહાણ તો આગળ વધ્યો જ ગયો અને સંયોગિતા કે જેને માટે વીર પુરુષોની આહુતિઓ અપાતી હતી તે વાટમાં તરશી થઈ. માણસો પાણી લઈ આવ્યાં ત્યારે તેણે કહ્યું કે 'પાણી આવ્યું, પરંતુ તમારા હાથમાં મૃત મસ્તક છે તેથી હું તે પીશ નહિ.' પ્રેમમાં ઘેલા થયેલા પૃથુએ ભાણેજનું મસ્તક જમીન ઉપર નાંખી, હાથ ધોઈ નાંખ્યા અને સંયોગિતાએ પાણી પીધું. તેની સાથે જ પેલી તરફ અલ્હનનું લડતું ધડ જમીન ઉપર ઢળી પડ્યું.

પછી લાખનસી તુંવર પહાડ અને વિંજરાજ વગેરેએ કનોજનું દળ રોક્યું અને જયચંદની અસાધારણ દોડ છતાં પૃથુરાજ સંયોગિતાને લઈ દિલ્લીના કોટમાં દાખલ થઈ ગયો.

સંયોગિતાના સ્વયંવરમાં જવા ચન્દના ઉપરીપણા નીચે અગિયાર હજાર માણસ દિલ્લીથી નિકળ્યાં હતાં તેમાંનાં માત્ર પાંચ સાત જ પાછાં આવ્યાં. તેમ જયચંદ્રને પણ ઘણું નુકસાન લાગ્યું અને હજારો વીર પુરુષો આ મમતની લડાઈમાં માર્યા ગયા.

દિલ્લીના કાંગરા જણાયા અને પૃથુરાજ હાથ આવ્યો નહિ ત્યારે કનોજપતિને શોક થયો. દિલ્લી ઉપર ઘેરો નાંખી તેને હરાવવા જેટલી હજી તેનામાં હિમ્મત હતી, પરંતુ પેટની જણી છોકરીનો ભવ બાળવો, એ તેને ઠીક લાગ્યું નહિ. તેનું હૃદય દયાથી ભરાઈ ગયું, મન પૃથુરાજની હિમ્મત જોઈ પ્રસન્ન થયું તથા હિન્દમાંના કોઈ પણ રાજપુરુષથી ન બને એવું પરાક્રમ ચૌહાણે કર્યું, એ એક સ્વયંવરને પણ જિત્યા જેવું જ થયું છે, એમ માની તેણે શ્રીકંઠ બારોટને બોલાવી કહ્યું કે 'બારોટ ! તમે હવે દિલ્લીમાં જાઓ અને સંયોગિતાને અમને શોભે તેવી ધામધુમથી પરણાવો. અમે અહીંથી પાછા જઈએ છીએ.'

જયચંદ ત્યાંથી પાછો ફરી ગયો અને શ્રીકંઠે દરબારમાં જઈ પૃથુરાજના સાહસનાં વખાણ કરી, રાઠોડની ઇચ્છા પ્રકટ કરી. ચૌહાણે જયચંદની

મોટાઇથી પ્રસન્ન થયા. જયચંદ્રને પૈસે નગરમાં મોટી ધામધુમ થઈ. લડયું વઢયું સઉ કોઈ ભૂલી ગયું અને ભાટ લોક કહેવા લાગ્યા કેઃ—

**कवित्त**

**प्रेमहिमें परतीत, रसरीत प्रेमहिमें,**
**प्रेमहिमें राजरीत, हारजित जंग है;**
**प्रेमहिमें हावभाव, सहित समूह प्रेम,**
**प्रेमहिमें रागरंग, उभंग अनंग है;**
**प्रेमहिमें ध्याता ध्येय, ग्याता गेह प्रेमहिमें;**
**प्रेमहिमें जोग भोग, पंचभूत अंग है;**
**प्रेमको प्रकाश वो तो, कर्त्ताकी करामत,**
**जहां देखो तहां एक प्रेमको प्रसंग है.**

પૃથુરાજ અને સયોગિતાનાં લગ્ન કરી, શ્રીકંઠ બારોટે કનોજેશ્વરને શોભે તેવી પહેરામણી આપી અને પોતે મોટા વિજયથી રાજકુળને શોભે તેવી રીતભાત કરી પાછો ફર્યો. હજારો વીર પુરુષો મરણ પામ્યા હતા, પરંતુ લગ્નની ધામધુમમાં તેમને કોઇએ સભાર્યા નહિ અને ન સંભારે એવો જ એ કાળ હતો. પ્રિય વાચક ! રજપૂતો તે કાળે રણમાં પડેલાનો શોક કરતા પણ નહિ.

---

## પ્રકરણ ૧૮ મું

### સુખવિલાસ-ભોગ

**गौरवाद्यदपि जातु मंत्रिणां**
**दर्शनं प्रकृतिकांक्षितं ददौ ।**
**तद्गवाक्षविवरावलंबिना**
**केवलेन चरणेन कल्पितम् ॥** ( रघु )

શોખી મોજીલો અને કામી ચહાય તેવો બળવાન હોય તોપણ નાશ પામે, તેમાં શી નવાઈ? પૃથુરાજ શોખમાં, મોજમાં અને કામમાં ત્રણેમાં પૂરો હતો. સંયોગિતા જેવી વિલાસવતી અને કળાપ્રવાણ નવવધૂ

મળતાં ઉપરનાં ત્રણે વાનાં એનામાં અધિકતાએ પહોંચ્યાં. કામભોગ ભોગવવા એ જ જીવનનું સાર્થક છે, એમ તેણે માન્યું. ભોગવિલાસ અને આનંદાભિમાનની મસ્તી દરમીઆન એક વાર મૃગયા રમતાં ચક્ષુઃશ્રવા નામના ઋષિનો એને શાપ થયો કે 'એક વર્ષની અંદર તારા વૈભવનો અન્ત આવશે.* ' ઋષિના શાપ પછી વિષયસુખમાં તે વધારે લુબ્ધ બન્યો અને રાત્રિદિવસ સંયોગિતાની સાથે કામનું સેવન કરવા લાગ્યો. સંયોગિતા તેને અનુકૂળ અને કામચતુર વધૂ હતી. ઉભય રતિનાં લોલુપ અને વિલાસી હતાં. નાયિકા, નાયિકાભેદ, બાહ્યભોગ વગેરે બાબતોમાં બહુ ચતુર હતી. સખીઓએ તેને એમાં વધારે અનુકૂળતા કરી આપી. પૃથુરાજ કામઘેલો બન્યો અને સેવકજન તેમની રતિના રતિને ઉચિત સંભારમાં સહાયકારક થઈ રહ્યાં. રઘુવંશના કામી નાયક અગ્નિવર્ણની માફક તે અંતઃપુરનો પોપટ બની ગયો. રાજકાજ ને પ્રધાનોને મળવાનું તેણે મૂકી દીધું.

ઘોરીની ખટપટને લીધે પ્રધાનો વારંવાર આવવા માંડ્યા ત્યારે ડેલીએથી જ તેમને પાછા વાળવાની સંયોગિતાએ ગોઠવણ કરી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પ્રીતિમાં વધારો થયો. પૃથુરાજે બહાર નિકળવાનું માંડી વાળ્યું અને રાજ્યમાં અંધાધુંધી ચાલવા માંડી. બળવાન ઘોરી આગળ વધતો ગયો. રાજ્યના જૂના માણસો ચિંતા કરવા લાગ્યા. પણ રાજાને મળે કોણ? પ્રધાન તો તેને હાથે માર્યો ગયો હતો. જુદે જુદે ઠેકાણે થયેલા વિગ્રહોમાં ઘણા અંગના મિત્રો મરી ગયા હતા. ચામુંડરાય બંદિખાનામાં હતો અને ચન્દ બારોટ રાજાના ભોગવિલાસમાં વિક્ષેપ પાડવાના કારણ રૂપ થવાને નારાજ હતો. છતાં પ્રજાના અને વૃદ્ધ રાજદ્વારી માણસોના આગ્રહથી ચંદ બારોટ અને હાહુલીરાયને રાજા પાસે જવાની વિનંતિ થઈ. રાજાને બોધ કરવા માટે તેણે નીચે પ્રમાણેની દ્વિઅર્થી કવિતા બનાવી, અને તે એક

---

* આ એક દંતકથા છે. પૃથુને વાઘના શિકારનો શોખ હતો. શિકારીઓએ શિકારની શોધમાં ફરતાં એક ગુફામાં વાઘાંબર ધારણ કરી, તપ તપતા ચક્ષુઃશ્રવાને જોઈ ભૂલ કરી, ધુમાડી વગેરે કરી. ગુફામાં શોર મચાવ્યો અને વાઘને ઠેકાણે વાઘના કરતાં પણ વધારે ક્રૂર મુનિ સમાધિમાંથી જાગી ઉઠયા. પૃથુરાજ અને તેના શિકારીઓ ઝાંખા પડી ગયા અને મુનિએ ઉપર પ્રમાણે શાપ દીધો.

પત્તા ઉપર લખી. રાજાને પહોંચાડવા અંતઃપુરપાલિકાને આપી. દાસીએ તે સંયોગિતાને આપી અને માનીતી નાયિકા તે વાંચી ગુસ્સે થાય તેમાં આશ્ચર્ય જેવું ન હતું. ચન્દે ચિઠ્ઠીમાં લખ્યું હતું કેઃ—

' तुं गोरीपर रतियं
अरु ता घर गोरी तक्कीयं "

પૃથુરાજને તે ચિઠ્ઠી ન બતાવતાં સંયોગિતાએ ફાડી નાંખી અને ચન્દ તથા હાહુલીરાયનું અપમાન થાય તેવાં વચન કહાવી મોકલ્યાં. ખુશામતીઆં માણસ પોતાના ઉપરીના હુકમનો હમ્મેશાં વધારે ખરાબ દુરુપયોગ કરે છે. રાણીની દાસીએ એમ જ કર્યું. રાજ્યના સ્થંભ રૂપ ચન્દ અને હાહુલીરાય ઝાંખા પડી જાય તેવો ખરાબ ઉત્તર તેણે આપ્યો. બારોટને તેની અસર થઈ નહિ, પરંતુ હાહુલીરાયને દાસીએ આપેલા અપમાનથી હાડોહડ લાગી ગયું.

તેણે ઘેર જઈ, કાબુલ જવાની તૈયારી કરી. ચન્દ તથા રામગુરૂએ તેને સમજાવ્યો. પરંતુ અપમાનથી ઉત્પન્ન થયેલો તેનો ક્રોધ શમ્યો નહિ. તેણે કહ્યું કે "બારોટ ! પ્રજાને માટે રાજા છે, કંઈ રાજાને માટે પ્રજા નથી. પ્રજાની દાદ સંભળાય ત્યાં સુધી રાજા રાજ્ય કરવાને લાયક છે. પ્રજાની દાદ લઇને આપણે કહેવા ગયા તો કેવો તિરસ્કાર પામ્યા તેનો વિચાર કરો. મેં તો પાકો નિશ્ચય જ કર્યો છે કે આજ રાતે દિલ્લીમાં રહેવું નહિ. હું શત્રુને મળી જઇશ. પ્રજાના હિતને માટે રાજાનો શત્રુ થઇશ અને અપમાનનું વેર લઇશ. રાજા અને રાજ્ય માટે ખાધેલા મારા શરીર ઉપરના ઘા હજી રૂઝાયા નથી, ત્યાર પહેલાં રાણીએ તેમાં લૂણ નાંખ્યું, તેથી તેના રાજ્યમાં રહેવું મને હરામ છે."

ચન્દ સમજાવી સમજાવીને થાકયો પણ તેણે માન્યું નહિ. તે દિલ્લી છોડી ગયો, એટલે લોકની ચિંતામાં વધારો થયો.

દિલ્લીનાં માઠાં ભાગ્ય વંચાવા માંડ્યાં. ઘરડાં માણસો નગરસ્થાપન વખતના પેલા જોશીના બોલ સંભારવા લાગ્યાં અને કેટલાક લુચ્ચા ચોર લોક એમ બોલવા લાગ્યા કે 'પાંચે, દશે, વા પંદરે વર્ષે એકાદ વાર રાજ્યની ઉથલપાથલ ન થાય તો અમારા જેવા શું કરે ?' ગૃહસ્થોનાં કાળજાં ફડફડી ગયાં.

તેઓ ધનમાલ ધરતીને સોંપી, રૂપાળી સ્ત્રીઓને પરરાજ્યમાં મોકલી, સામે આવતા નઠારા ભાવીને માટે કોરા કડક થઈ બેઠા. બ્રાહ્મણો અને જાપીઆ અનુષ્ઠાન કરવામાં રોકાયા. કોઈ શત્રુવિધ્વંસનો મંત્ર સાધવા લાગ્યા. ટુંકામાં કહીએ તો વગર શત્રુએ દિલ્લીનું સૌભાગ્ય અને તેજ ઝાંખાં પડી ગયાં. લોકની ચિંતા અને દેશની સ્થિતિનું વર્ણન રાજા આગળ જઈ કહે તેવું કોઇ ન હતું. ચન્દ જેવાનું અપમાન થયું તો બીજો કોણ રાણીની ખફા માથે વોહોરી લેવાને તત્પર થાય ? ‘જેવું ભાગ્ય’ એમ બોલી સર્વે પોતપોતાનું સંભાળવા લાગ્યા.

પૃથુરાજને આ સ્થિતિ કહેવામાં અસમર્થ થયેલો બારોટ ઉદેપૂર સમરસિંહ પાસે ગયો. ત્યાં તેણે રાજ્યની અવ્યવસ્થાનો અને રાજાની બેદરકારીનો એવો કરુણાજનક ચિતાર આપ્યો કે, રાણો તે સાંભળી ગળગળો થઈ ગયો. સાળા માટે બનેવીને અસર થઈ તે જોઈ, લશ્કર લઈ દિલ્લી આવવા ચન્દે તેને વિનવ્યો. ‘જાઓ બારોટ ! હું તેર હજાર રજપૂતો સાથે દિલ્લીના રક્ષણ વાસ્તે આવું છું. હાહુલીરાય જેમ વંઠયો તેમ બીજાને વંઠવા દેશો નહિ અને વખતો વખતના મને સારામાઠા સમાચાર મોકલાવતા રહેજો.’ આમ કહી, સમરસિંહે ચન્દને કોલ આપ્યો અને પ્રસન્ન થયેલો ભાટ દિલ્લી પાછો આવ્યો.

હાહુલીરાયે ગીઝની જઈ, શાહબુદ્દીનને દિલ્લી ઉપર હલ્લે લઈ આવવા સમજાવ્યો. રજપૂત રાજ્યોની નિર્બળ સ્થિતિ અન્યોન્યમાં થયેલાં વેર અને પૃથુરાજની વિષયાસકિત વગેરેનું વર્ણન કરી, તેણે શાહને એમ બતાવી આપ્યું કે, દિલ્હી સર કરવાનો આ ખરેખરો વખત છે. શાહને એ જ જોઈતું હતું. તેણે મોટા સૈન્યની તૈયારી કરી, હાહુલીરાયને સાથે રાખી, રજપૂતોને લડાઈની રીતથી મુસલમાન સીપાઈઓને થોડી તાલીમ અપાવી. શાહ વખત ગુમાવે તેવો ન હતો. પૃથુરાજના ફૂટેલા માણસને કાબુમાં રાખી, ત્રીસ હજાર ધર્મચુસ્ત અને હિન્દુઓને મારી ગાઝી થવાને આતુર ત્રણે વખતે બંદગી કરનાર હડહડતા મુસલમાન સિપાઇઓના સૈન્ય સાથે તેણે ગીઝની છોડયું. ચાર લોકની તેણે એવી સારી ગોઠવણ રાખી કે, જેમ જેમ તે કૂચ કરતો ગયો તેમ તેમ દિલ્લી તરફના સમાચાર તેને મળતા રહ્યા. પોતાને

મળતા સમાચાર ઉપર દરેક સાંજે હાહુલીરાયને પાસે રાખી તે વિચાર કરતો અને પોતાના મનનું સમાધાન થયા પછી જ આગળ કૂચ કરવાનો હુકમ આપતો. તે દગાથી બહુ જ ડરતો હતો.

શાહ મોટું સૈન્ય લઈ આવે છે, એવા સમાચાર દિલ્હી, કનોજ અને રજપૂતસ્થાનમાં આવ્યા અને એકેક અવાજે લોકો એમ બોલવા લાગ્યા કે 'હિન્દુઓનાં રાજ્ય હવે જશે.' દેશમાં સઘળે ઠેકાણે અફવાઓ ચાલવા માંડી. ગરીબ લોક લુચ્ચા લોકને ભોગ પડવા માંડ્યા અને ધન તથા પ્રાણની સલામતીનો નાશ થયો. દિલ્લીના લોક હાહુલીરાય સ્વારી લઈ આવતો હતો તેથી વધારે ભય પામી ગયા. થોડા દિવસમાં તો શહેરની વસ્તી અરધી થઈ ગઈ. આટલું બધું થયું, પરંતુ પૃથુરાજે કંઈ જ જાણ્યું નહિ. તે માત્ર સંયોગિતાની પ્રીતિ, આસવનાં પાન, ધાતુપુષ્ટ ઔષધો અને કામને વધારનારા ઉપચારોમાં જ તલ્લીન થઈ રહ્યો હતો. સ્ત્રીઓ શિવાય કોઈ પુરૂષ એનું મુખ જ જોવા પામતો નહિ.

શાહની સ્વારીની ખબર મળતાં વેંત ચન્દને આપેલા વચન પ્રમાણે સમરસિંહ દિલ્લી આવ્યો. પરંતુ તેના આવ્યાની પણ ખબર પૃથુરાજને કોણ પહોંચાડે ? એક બે દિવસ સુધી તે બહાર તંબુ નાંખી પડી રહ્યો. પણ પૃથુરાજ સામો આવે જ ક્યાંથી ?

ચન્દે કહ્યું: “મહારાજ રાણા સાહેબ ! તમારો સાળો તો તમે આવ્યા છો તે જાણતો જ નથી. તેના કાન ઉઘાડ એમ કરો. રૈયત નાશી જાય છે અને દિલ્લીનું સર્વસ્વ લુંટાઈ જાય છે. માટે હવે આપ નામદાર તેને મળો. નહિ તો શાહ ઓચિંતો આવી છાપો મારશે અને શૂરવીર ગણાતો ચૌહાણ વિષયાસક્ત હાથી જેમ હાથણીના સંગથી શિકારીઓને હાથ સપડાય તેમ સપડાઈ જશે.”

સમરસિંહે એક ચિઠ્ઠી લખી, પોતાના પોપટને આપી, તે પૃથુરાજના ખોળામાં નાંખવા કહ્યું. રાજગૃહમાં રહેલો પોપટ બડો ચતુર હતો. તુરત તે સંયોગિતાના મહેલમાં ગયો. રાજારાણી જળક્રીડા કરતાં હતાં તેથી થોડી વાર તે ઝરૂખા પર બેઠો અને જ્યારે રાણીએ જળવિહારથી તૃપ્ત થઈ, બહાર નીકળી, વસ્ત્રાભૂષણ બદલવા માંડ્યાં ત્યારે પેલી ચિઠ્ઠી તેણે પૃથુરાજને આપી.

રાણી દૂર હતી, એટલે રાજાએ તે વાંચી. વિષય ભોગવ્યા પછી જે નિર્વેદ આવે છે તે અત્યારે પૃથુરાજને આવેલો હતો. એટલે આ ચિટ્ઠીમાં લખેલાં સમરસિંહનાં તીવ્રતર વચનો વાંચી તેને ભોગ ઉપર તિરસ્કાર આવ્યો.

સંયોગિતા તેના મુખ ઉપર થયેલા ફેરફારથી પામી ગઈ અને અનુકૂળતાથી બોલી કે "જીવનહાર! શું છે? કેમ ખિન્ન લાગો છો?"

"આજ બે ત્રણ દિવસ થયાં સમરસિંહજી આવેલા છે. પણ મને કોઈએ ખબર આપ્યા નહિ, કેવો જુલમ છે?"

રાજા ક્રોધમાં આવી ગયો. સિંહનું બાળક ગમે તેવું ગોંધી રાખેલું હોય તોપણ મેઘગર્જન સાંભળી ગુસ્સે થઈ જાય તેમાં શી નવાઈ? વસ્ત્ર પહેરી તુરત તે બહાર નીકળ્યો અને મોટા માનભેર સમરસિંહની સામે ગયો. સમરસિંહે તેને મળી કેટલોક ઠપકો દીધો અને પૃથુરાજ વિનયથી તે સાંભળી રહ્યો. શાહની સ્વારી સામે થવાની તે પછી બેઉ જણે તૈયારીઓ કરવા માંડી.

રાજ્યની અવ્યવસ્થા, લોકમાં ધટાડો અને શાહની સ્વારી વગેરે વાતો જાણવામાં આવતાં સંયોગિતાને પણ પશ્ચાત્તાપ થયો અને પોતાની અત્યાસક્તિ માટે ઘણું લાગી આવ્યું અને રાજ્યની ખરાબી માટે શોક થયો. થનાર ભાવી માણસને ભય દેખાડે છે, તેમ સયોગિતાને તેનું મન સતી થવાની તૈયારી કરવા તરફ જ પ્રેરવા લાગ્યું. રમ્ય વસ્તુઓ તેને અરમ્ય લાગવા માંડી. રાત્રિએ સ્વામીને મળતી તોપણ તે ઉદાસ રહેતી. પૃથુરાજ તેને રીઝવવા યત્ન કરતો, પરંતુ તે ચૌહાણને રાજ્યરક્ષણ માટે સમરસિંહજી સાથે રહી જેટલો શ્રમ લેવાય તેટલો લેવાને ઉશ્કેરતી હતી.

એક વાર તેણે મહારાણી ઇચ્છનકુમારીની આગળ આંસુ ઢાળી, પોતાના મનનો ખેદ કહાડતાં કહ્યું: "મોટી બહેન! મારો વાંક નથી, રાજ્યની વ્યવસ્થા રાખવી એમાં આપણે શું સમજીએ? એમને મેં અંતઃપુરમાં ગોંધી રાખ્યા ન હતા. ઘણી વાર હું કહેતી કે, તમે દરબારમાં જાઓ; પણ ભાવિ હશે તે કેમ ભૂલે? હું એમના ઉપર અને એ મારા ઉપર એવાં મોહિત થઈ ગયાં કે અમને રાત્રિદિવસનું ભાન જ રહ્યું નહિ! અરેરે! હવે શું થશે? મારા ઉપર દિલ્લીની પડતીનું નિમિત્ત આવશે?"

મહારાણી ઇચ્છનકુમારીએ તેને ઘણું ઘણુંય સમજાવી, તોપણ તેનું મન માન્યું નહિ. જેટલી વખત રાજાને મળવું થાય તેટલી વખત તે 'યુદ્ધની શી વ્યવસ્થા કરી ?' એમ જ પૂછવા લાગી. રાણી સંયોગિતાને ઘણું લાગી આવ્યું. પરન્તુ હવે તે સઘળું 'રાંડ્યા પછીના ડહાપણ' જેવું હતું. શાહ મોટા બળવાન સૈન્ય સાથે ઘણો આગળ વધી આવ્યો હતો.

## પ્રકરણ ૧૯ મું

### મહાયુદ્ધ, દિલ્લીપતન

**आपसमें फूटे कबू, काहुको भलो न होत.**

સમરસિંહજી સાથે રહી, પૃથુરાજે હિન્દુસ્થાનના સઘળા રાજાઓને કૂમકે આવવાની અને હિન્દને મુસલમાનના હાથમાં જતું બચાવવાની વિનતિ કરી. રજપૂતસ્થાન, મેવાડ, મારવાડ, કચ્છ અને સૌરાષ્ટ્ર સાથે ગુજરાત વગેરેના રાજાઓ પોતાથી બનતી ત્વરાએ લશ્કર લઈ દિલ્લી આવ્યા. હિન્દુઓનું અસંખ્યાત દળ ભેગું થયું. પરંતુ ખરા શૂરવીરોની તેમાં ખોટ હતી. અંદર અંદરના કલહથી શૂરવીરો કપાઇ મુઆ હતા અને મુસલમાન સામે થવાને માત્ર નામનાં હથીઆર ઝાલનાર જ રહ્યા હતા. માત્ર શૂરવીરોની જ ખોટ ન હતી, પણ યુદ્ધ જાણનારા રથીઓની અને રાજનીતિ જાણનારા પંડિતોની પણ ખોટ હતી. શોખીન, પોતાનામાં શક્તિ હોય તેથી વધારે બોલી બતાવનારા અને લાકડાની તરવારે રણ ઘુમ્યાનો યશ લેવાની આશાવાળા રાજાઓ અને યોદ્ધાઓ પૃથુરાજના વાવટા તળે એકઠા થયા હતા. સમરસિંહ આવેલા રજપૂતો અને રાજાઓને જોઈ દિલગીર થયો, પણ કંઈ બોલ્યો નહિ. હવે હિન્દનું ભાવિ ભરાઈ રહ્યું, એમ તેણે નિસાસો મૂક્યો, અને કલ્યાણકુંવરને લડાઇમાં સામેલ કર્યો.

પૃથુરાજ સઘળા રાજાઓને લઈ કાગર નદીના કિનારા સુધી શાહની સામે જવા ઉપડ્યો. જ્યારે તેણે લડાઇમાં જવાની સંયોગિતા પાસે રજા માગી, ત્યારે જ તે મનમાં રંડાઈ. તેને ખાતરી થઈ કે, રાજા હવે પાછો ફરનાર નથી.

રાણીવાસમાં સર્વત્ર એવી જ લાગણી થઈ રહી. મહારાણી ઇચ્છનકુમારીએ રાજાને આજ્ઞા આપતાં કહ્યું કે " અહીંથી અમે તમને રજા આપતાં ખાતરી આપીએ છીએ કે, અપ્સરાઓ આપને લોભાવે ત્યાર પહેલાં અમે તમારી સેવામાં આવવા આજથી જ તત્પર થઈ રહેલાં છીએ. "

રાજા ખિન્ન થઈ, ભારે પગે રણવાસમાંથી નીકળ્યો અને મોટા વાદિત્રના ઘોષ સાથે રજપૂતોનું દળ શાહની સામે જવા ઉપડયું.

ચૌહાણના ચોસઠ સરદારોમાંથી માત્ર ત્રણ જણ આજ તેને પડખે હતા. ત્રણમાં એક ભાટ ચન્દ બીજો રામગુરુ પુરોહિત અને ત્રીજો ચામુંડરાય હતો. ચામુંડરાય શાહની સામે જવા માટે જ્યારે બંદિખાનામાંથી બોલાવવામાં આવ્યો ત્યારે સમરસિંહ આગળ તેણે કહ્યુંઃ " રાજન્ ! લોખંડ હાથમાં ઝાલવાના મેં સોગંન ખાધા છે, એટલે હું તમારી સાથે આવીશ તો પણ શું ? અને અહીં બંદિખાનામાં રહીશ તોપણ શું ? "

સમરસિંહ તેના બળનો જ્ઞાતા હતો, એટલે તેણે કહ્યું કે "ચામુંડરાય ! આ વખતે જૂની વાતને નવી કરવાનો અવસર નથી. આખા હિન્દુસ્થાનને માટે તમારે રણમાં ઉતરવાનું છે. મારી સાથે જ ચાલવું પડશે. "

" હું માત્ર લોખંડ વગરનું ધનુષ જ વાપરીશ " એમ કહી ચામુંડરાય સામેલ થયો.

છતાં 'પોતાની સાથે કોઈ નથી' એમ સમજાયું ત્યારે પૃથુરાજે ખિન્ન થઈ આગલી અન્યોન્ય સંહારક લડાઈઓ લડવા માટે પશ્ચાત્તાપ કર્યો. તે હિમ્મત હારી ગયો. ભાગેલે પગે અને ઉદાસ મને તેણે કૂચ કરી કાગરનદીને કિનારે જઈ પડાવ નાંખ્યો.

શાહ સામે આવી તૈયાર થઈ રહેલો હતો. પહેલે દિવસે યુદ્ધનો આરંભ થયો અને ગુજરાતના ઇલ દૂગવાળા પડિહાર રાજાએ મોટું પરાક્રમ કર્યું. મુસલમાનો તેના હલ્લાને ઘણી મુશ્કેલીથી ઝીલી શકયા, છતાં પાછળથી જોઈએ તેવી કૂમક ન હોવાને લીધે પડિહાર રાજા સૂર્યાસ્ત સાથે રણમાં પડયો અને મુસલમાનો વિજયનાં વાજાં ગડાવી, લડાઈ બંધ કરી, છાવણીમાં ગયા. રાત્રે સમરસિંહ તથા પૃથુએ મળી પોતાના માણસોનો હિસાબ કાઢ્યો તો અરધોઅરધ માણસ ઓછું જણાયું.

બીજે દિવસે સમરસિંહે રણાધિપત્ય લીધું અને આખી રાત જુદા જુદા રજપૂત રાજાઓને બોલાવી લડાઈ માટેની યોગ્ય સૂચનાઓ આપી. પૃથુરાજે હિન્દુઓના વિજય માટે દેવીને બલિદાન આપવાનો વિચાર કરી, ચન્દ બારોટને પાસેના કોઈ ગામમાં કાલિકાને મંદિરે મોકલ્યો અને ફરીને તે પાછો ફર્યો નહિ. રાસાના અંતમાં તેનું કારણ બતાવતાં જણાવ્યું છે કે, ચન્દ બલિદાન આપવા દેવીના મંદિરમાં દાખલ થયો કે તુરત બારણાં બંધ થઈ ગયાં. મંદિરમાં દેવીના કેદી થઈ રહેલા ચન્દે 'પૃથુરાજ રાસો' લખવા માંડ્યો અને જ્યારે તે પુસ્તક પૂરૂં થયું ત્યારે બારણાં એની મેળે ઉઘડી ગયાં. આ વાત આજના વાચકોને ગળે ઉતરે તેવી નથી. અસ્તુ: ગમે તેમ થયું, પરંતુ ચન્દ પાછો ફર્યો નહિ, એ તો ખરૂં જ છે.

બીજે દિવસે સમરસિંહે રણ ગજાવી મૂક્યું. મધ્યાહ્ન થતાં સુધીમાં હજારો મુસલમાનો તેની સેના આગળ કપાઈ ગયા. છતાં હિન્દ પડવાનું હતું તે કોણ મિથ્યા કરે ? હાહુલીરાયે એક યુકિત બતાવી, તેનો આશ્રય લઈ, તાતારખાન તેની સામે ગયો અને એક ભાલાથી રાણાના હૃદયને કાણું કર્યું. કલ્યાણકુંવર, પૃથુરાજનો ભાણેજ તેના પિતાની પાસે અંબાડીમાં બેઠો હતો. બાળક રજપૂતે પિતાનું વેર લેવા એક તીર મારી તાતારખાનને તેની અંબાડીમાંથી ગબડાવી પાડ્યો. એટલામાં રુધિર વહી જવાથી સમરસિંહ ઢળી પડ્યા અને એક ઝનુની મુસલમાને પિતાને ટેકવી રહેલા કલ્યાણસિંહનું મસ્તક કાપી નાંખ્યું. હિંન્દના સૈન્યમાં હાહાકાર વર્તાઈ રહ્યો.

રાણો અને કુંવર બેઉ પડ્યા, તેથી પૃથુરાજ ખિન્ન થઈ ગયો અને રણભૂમિમાંથી નિવૃત્ત થયો. હવે વિજયની આશા જતી રહી. જે માણસો રહ્યા હતા તેમને પૃથુરાજે કેસરીઆ વાઘા પહેરાવી, પોતે મરણીઓ કેસરીઓ રજપૂત બન્યો. ચામુંડરાય તેની સાથે હાથી ઉપર બેઠો નહિ.

ત્રીજે દિવસે સવારે 'હરહર મહાદેવ' બોલતા બધા રજપૂતો મરવાના કિંવા મારવાના દૃઢ નિશ્ચય સાથે રણમાં ઉતર્યા. શાહબુદ્દીન અને હાહુલીરાય તેમની સામે આવ્યા. હાહુલીરાયને જોઈ પૃથુરાજને ગુસ્સો ઉપજ્યો. તેણે કઠોર વચનથી સંબોધી તેને પોતાની સામે બોલાવ્યો. ચામુંડરાયે રાજાને વાર્યો. પણ હવે પૃથુરાજ શાને માટે દરકાર કરે ?

તે એ સૌ ન ગણકારતાં, કાળબળ આવી પહોંચ્યાથી ઉલટો જીદ્દી બન્યો. તેણે ચન્દના પુત્રને હાહુલીરાયના સૈન્ય ઉપર તૂટી પડવાનો હુકમ આપ્યો અને ચામુંડરાને કહ્યું કે "ચામુંડરાય! તમે એક તીરનો ઉપયોગ કરવાના છો, તે હાહુલીરાય ઉપર કરી, એ દુષ્ટને મારી આંખો આગળથી નિવૃત્ત કરો."

ચામુંડે કહ્યું: "મહારાજ! શાહના ઉપર મને ઘા કરવા દ્યો. ઈશ્વર કરશે તો મારૂં પણ સફળ થશે, અને હિન્દુઓ ઉપર લટકી રહેલું નાશકારક વાદળ મારા એક તીરથી જ ઉતરી જશે. હાહુલીરાય આખરે હિન્દુ છે, આપણો છે અને જય પામશે તોપણ તમને યશ મળવાનો છે. માટે આ વખતે દ્વેષને વિસારો. મારૂં ભાલા વગરનું તીર પણ જેને વાગશે તેના પ્રાણ લેશે, એમ તમે ખાતરી રાખજો અને આ અણિને વખતે મને શાહનું કાસળ કહાડવા દ્યો."

પૃથુરાજ આ વખતે સમજ્યો જ નહિ. ઉલટો દ્વેષથી તે ભરાઈ ગયો હતો. હાહુલીરાયના ઉપર જ તીર નાંખવા તેણે હઠ લીધી અને ચામુંડરાયે રાજાનું વચન રાખવા તીર માર્યું. લોખંડ રહિત છતાં તે તીરે હાહુલીરાયનો પ્રાણ લીધો, અને બીજી જ પળે શાહના તીરે ચામુંડને તેના મિત્રની પાછળ મોકલ્યો. અને રણમાંથી હાહુલીરાય અને ચામુડનાં નામ જતાં રહ્યાં.

લડાઈ ભયંકર થઈ અને રજપૂતોએ પૃથુની આગળ મોટું પરાક્રમ કરી રુધિરનો કાદવ કર્યો. એક મુસલમાન સરદારે પોતાની ઘોડી આગળ ફેંકી, પૃથુના હાથીની શુંઢ કાપી નાંખી. એટલામાં શાહનો હાથી પણ પડ્યો અને ઉભય રણ ઘુમતા રાજાઓ પગપાળા થઈ રહ્યા. તેમણે વાહનની દરકાર કરી નહિ. વખત પણ વાહનને માટે નહતો. બેઉનાં માણસો ઘટી ગયાં હતાં. આછા આછા માણસોમાં રુધિરથી ભરાઈ જતી આંખે અને મડદાંના ઢગલામાં અથડાઈ પડતા પગે તીરકામઠાં અને તરવાર ચલાવવાનાં હતાં. રજપૂતો ઘેલા જેવા થઈ ગયા હતા, મુસલમાનો જયને દેખતા હતા અને વીરપુરૂષો પોતાને લેવા આકાશમાંથી ઉતરી આવેલાં વિમાન સાથે જાણે અથડાતા હતા.

ચન્દનો પુત્ર આ વખતે પૃથુરાજની ખીજમતમાં હતો. તે વીરરસમાં ઘેલો થઈ ગયો હતો. તે એક પછી એક નિશાન માંડ્યા વગર કાન

સુધી કબાન ખેંચી શત્રુના ઉપર તીર ફેંકયો જ જતો હતો. શાહ બરોબર સામે દેખાયો ત્યારે ચન્દના પુત્રે રાજાની સામે જઈ વિનંતિ કરી કે “મહારાજ! શાહ આપની બરોબર સામે આવેલો છે. માટે તેની ઉપર નિશાન માંડી તીર મારો. આપનું પ્રતાપી બાણ વ્યર્થ જશે નહિ અને માતાજીને પ્રતાપે હિન્દનું બૂડતું નાવ બચી જશે.”

નાના બારોટનાં વચન સાંભળી, પૃથુએ શાહના સામું જોયું અને ભાટે આપેલું અગ્નિની શિખાની માફક ચકચકતું તીર કબાન ઉપર ચઢાવ્યું. પાર્શ્વે ઉપર ખશી જઈ ચન્દના પુત્રે પુનઃ શાહના સામી આંગળી કરી અને પૃથુએ પોતાના શત્રુ ઉપર લક્ષ બાંધી, પૂર્ણ ક્રોધથી કબાન ખેંચી. પરંતુ શાહના મોટા આવરદાએ અને હિન્દુઓના પડતા ભાગ્યે પૃથુની કબાન ભાગી ગઈ. તીર હાથમાં રહ્યું અને તાંત તથા કબાન તૂટીને નીચે પડ્યાં. પૃથુરાજ આ બનાવથી સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. એટલે ચન્દનો પુત્ર અફસોસ કરી કપાળે હાથ મારી બોલ્યો કે—

**दुहो**

**दीन पलाट्यो, पलटी घडी, पलटी हथ्थ कबान,**
**पिथल ! एही पारखु, दिन पलट्यो चौहान.**

પૃથુરાજ નિરાશ થયો. તેણે પડતીનો ક્રૂર દૈવ પોતાની સન્મુખ ઉભેલો જોયો અને મનમાં અફસોસ કરતાં તેનાથી બોલાઈ જવાયું કે “માણસ માત્રના મદની અવધિ છે. અર્જુન સર્વત્ર જય કરી આવતો, ગાંડિવ ધનુષ્ય કદિ પણ તેને નિરાશ કરતું નહિ, છતાં કાબાઓ જેવા લુંટારા આગળ ગાંડિવનું કંઈ પણ ચાલ્યું નહિ અને મહાભારતના યુદ્ધમાં વીરહાક વગાડનાર પાર્થ ગુજરાતના કાબાઓથી લૂંટાયો, ત્યારે મારા જેવાને આમ થાય એમાં શું આશ્ચર્ય ? મારો દહાડો ઉતરતો છે, મારો પ્રતાપસૂર્ય પશ્ચિમ સમુદ્રમાં ક્ષિતિજ ઉપર નિસ્તેજ થઈ અસ્ત પામતો હું જાતે જોઉં છું. તો હવે શોક કરવાનું શું પ્રયોજન છે? આ ધરતી કોઈની થઈ નથી, તે વળી મારી ક્યાં સુધી રહેવાની હતી ? રામ, રાવણ અને પાંડવો જેવા એની પ્રાપ્તિમાં તથા સ્થૈર્યમાં નિરાશ થયા છે તો પૃથુરાજ! તું શું કરવાને શોક કરે છે? ક્ષત્રિયોને દુર્લભ એવો આ પ્રસંગ તારે માટે ઉત્તમ છે. તારા વીર મિત્રો તારા મુખ આગળ જ આ લોકમાં

યશઃશરીર મૂકી સ્વર્ગ લોકનાં પગથીઆં ઉપર ચઢી ગયા છે અને તારે હવે પાછળ પડવાનું નથી. તેં તારૂં કર્ત્તવ્ય કર્યું છે અને જીવનના સાર્થક રુપ ભોગ ભોગવવામાં કમી રાખી નથી. ધર્મ આચરવામાં તું નિષ્ફળ ઉતર્યો છું. માટે હવે આ રણયજ્ઞમાં આહુતિ આપવી એ જ ઉત્તમ ધર્મ છે. વીરશય્યામાં સૂવા જેવું ક્ષત્રિય માટે બીજું સુખ નથી. શત્રુઓને હસાવવા એના જેવી ક્ષત્રિયની અધમાવસ્થા બીજી કોઈ નથી. માટે ભાગેલી ક્માનનો શોક ન કરતાં રાજ્યા-સન ઉપર બેસતાં જે તારી કેડે બંધાઈ છે તે તરવારનો આશ્રય લે અને ઉછળતા લોહીના પૂરમાં પડી, વૈતરણીમાં પડવાનું ભાવી ટાળી, સૂર્ય લોકને ભેદી, પેલી પાર જવાનો માર્ગ ગ્રહણ કર. ”

ધમધમી જતા મને અને પ્રસ્વેદથી ન્હવાઈ જતા અંગે આ પ્રમાણે પોતે જ પોતાને બળ આપી, પૃથુરાજે કમ્મર ઉપર હાથ નાંખ્યો અને કાળની જીભ જેવી નાજુક પણ શત્રુનાં હાડકાંમાં ભેદતાં ખળે નહિ એવી તરવાર ઉપાડી. તેણે ખીજવાયલા અને મરણ ઉપર આવેલા સિંહની માફક શત્રુઓનાં કાળજાંમાં ભય પેદા કરે તેવી રાઢ પાડી, સમશેરનો ઉપયોગ કરવા માંડ્યો.

શાહાબુદ્દીન તેની સામે થયો અને ઉભય વચ્ચે મહા ભયંકર યુદ્ધનો અને કાપાકાપીનો સંગ્રામ ચાલ્લો. ભારે તરવારોથી રજપૂતો અધકચરા થઈ રણભૂમિ ઉપર પડવા લાગ્યા અને ક્રૂર મુસલમાન તેમના ઉપર પગ દઈ આગળ વધવા મંડ્યા. પૃથુરાજ અને તેના સાથીની ઝીણા પાનાની તરવારો મુસલમાનોને ચૈણવાનું દુઃખ દેતી નહિ. એક ઘાના બે કકડા કરતી. તેઓની સમશેરો રણભૂમિને રુધિરથી તૃપ્ત કરતી ક્ષત્રિય તેજને ઉડાવતી હતી. રજપૂતો ઘેલા થયા હતા. ઘાસ કાપે તેમ તેઓ શત્રુઓના સૈન્યમાં તરવાર ફેરવતા હતા. પરન્તુ ઝાઝા આગળ થોડાનું કેટલું ગજું? આખરે રજપૂતો કપાઈ ગયા અને ચૌહાણવંશનો કુળદીપક, વિલાસિઓનો શિરોમણિ, હિન્દવાણને રંડાપો આપનાર, ક્ષત્રિયાણીઓનો કામ અને દિલ્હીનું અનુપમ ભૂષણ, પૃથુરાજ ચાહાણ એક મુસલમાન સરદારના હાથથી કપાઈ ગયો અને મોટા વિજયથી પ્રસન્ન થયેલા મુસલમાનો આથમતા સૂર્યનારાયણની સામે બેશી બંદગી કરવાને રણભૂમિમાંથી નિવૃત્ત થયા.

વાંચનાર ! આ વાર્તાનો નાયક અને હિન્દુસ્થાનનો છેલ્લો રજપૂત રાજા ચૌહાણ મોટી કીર્તિના છત્રતળે રણશયનમાં સૂતો તેના ઉપર તું અશ્રુ પાડતો નહિ.

દિલ્લી, અજમેર, ગુજરાત, રજપૂતસ્થાન અને ટૂંકામાં કહીએ તો હિન્દના ઘણા ભાગોમાંથી પૃથુના આમંત્રણને માન આપી આવેલા રજપૂત શૂરવીરો કાગર નદીના કિનારા ઉપર પોતાના દેશને, વંશને, જનેતાને અને નામને અમર કરી વીરશયનમાં સુતા. એટલે યવનોને દિલ્લી ઉપર હલ્લો લઈ જવાની સુગમતા થઈ રહી. દિલ્લી સ્રીયારાજ જેવું થઈ રહ્યું હતું, તેમાં માત્ર સ્રીઓ જ અવશેષ રહી હતી અને તેય વીરપત્નીઓ, કે વીરમાતાઓ ન હતી; કારણ કે મહા સંહારના સમાચાર આવતાં વેંત જ તેઓ પોતાના પતિઓની પાદુકાઓ લઈ, યમુનાના વિશાળ કિનારા ઉપર ચંદનની ચિતાઓ ખડકી, પતિને મળવા માટે ક્યારનીય સ્વર્ગમાં પહોંચી ગઈ હતી. પૃથુરાજની રાણીઓની ચિતાઓ પાછળ હજારો ચિતાઓ ખડકાઈ હતી અને શાહ જ્યારે દિલ્લીને પાદરે હલ્લો લઈ આવ્યો ત્યારે તો આછો આછો તેનો અગ્નિ અને મિશ્રગંધી ધૂમ ચાલતો હતો.

મુસલમાનોએ ચિતાઓને અપમાન આપી, દિલ્લી ઉપર છાપો માર્યો. એટલે દાહિમી રાણીનો કુંવર, પૃથુનો પાટવી પુત્ર અને ચામુંડરાયનો ભાણેજ રેણસી કુંવર, જેને માટે દિલ્લીની ગાદી મુસલમાનોની દયા ઉપર ખાલી પડેલી હતી, તે થોડા અભણ તથા અજ્ઞાન માણસો લઈ સામો થયો અને મુસલમાનોને હાથ કપાઈ જઈ, પિતાને ધન્યવાદ અપાવતાં તેમને દિલ્લીનું રાજ્ય નવારસ કરી આપી ગયો.

યવનોએ શહેરમાં લૂંટ ચલાવી, અનેક ધનવાનોને પાયમાલ કરી નાંખ્યા. સ્રીઓ, ધન, અને જુવાન, મજબૂત તથા રૂપાળા માણસો તેમની લૂંટની મુખ્ય વસ્તુ હતી. ત્રણ ચાર દિવસ સુધી ક્રૂર અને નિરંકુશ સિપાઈઓએ નગરમાં એવી રીતે ત્રાસ વર્તાવી દીધા પછી શાહે રાજ્યનો બંદોબસ્ત કરવા માંડ્યો.

દિલ્લી લીધાથી રજપૂત રાજ્યનો કે હિન્દનો કબ્જો હજી તેને હાથ આવ્યો ન હતો. કનોજ ઉપર તેની નજર હતી અને તે લેવાય ત્યાં સુધી પગ

વાળીને બેસવું, એ તેના જેવા વિજેતાને યોગ્ય ન હતું. તાતા ઘાએ જેટલું કામ થાય છે તેટલું ટાઢકે થતું નથી. માટે વખત ન ગુમાવતાં તેણે કનોજ ઉપર જવાની તૈયારી કરવા સારૂ દિલ્લીનો બંદોબસ્ત કર્યો. શાહનો હુકમ મળ્યો, એટલે મુસલમાન સિપાઇઓ સ્ત્રીઓ, ગુલામો, કાપડ, ધન તથા જવાહિર લઈ સ્વદેશ પ્રતિ જવાને ઉપડ્યા અને પાયમાલ થયેલું દિલ્લી અને રજપૂતનું રાજ્ય મુસલમાનોએ હક્ક આપેલા એક યવન સરદારના હાથમાં રહ્યું. પાંડવોના વખતથી જે નગર સૌભાગ્ય ભોગવતું હતું, તે આજ રંડાયું, હિન્દનુ અભિમાન રાખતું હતું તે વટલાયું અને સાહેબીનું ગૌરવ જવાથી નિસ્તેજ થઈ ગયું.

---

## પ્રકરણ ૨૦ મું

### ચંદ બારોટ

**पृथिको बारोट चंद, सुखदुःख हुवो सामील,**
**साथी भडनामी, एक रंगी जसो यार हे;**
**विजोग न सह्यो जीने, मोत कीयो चक्षु आगे,**
**दुश्मन मरायो राजा हाथ रंग हजार हे;**
**गयो जोधनी बिदेशे विग्रहको समो आयो,**
**राजके बारोट सो तो भूमिपर भार हे;**
**कहतहे कवि जेमल, सुणो राणा राजसिंह,**
**धनीको निमक खायो, घरबैठ धिक्कार हे.**

(जेमल).

**મ**હા કવિશ્રી કાલિદાસની માફક ભાષાના આ પ્રથમ કવિ ચંદ બારોટનું જીવનચરિત્ર પણ અંધારામાં જ રહેલું છે. શ્રી કાલિદાસના જીવન માટે જેવાં અનુમાન કઢાય છે તેવાં અનુમાન કાઢવાનો પણ ચંદ કવિને માટે અવકાશ રહ્યો નથી. મહાભારતના જેવા મોટા, રજપૂતસ્થાનમાં સર્વમાન્ય એક વીરરસપ્રધાન કાવ્યનો લેખક, ચન્દ પૃથુરાજના વખતમાં

થઈ ગયો હતો એમાં તો શંકાવકાશ નથી. પરંતુ તે સંબંધી કંઈક વિશેષ જાણવાની વાચકને ઇચ્છા થાય તો તે સફળ થવાની નહિ જ. કવિ ચન્દે **'પૃથુરાજ રાસો'** લખ્યો અને તેમાં મહાભારતની માફક એક લક્ષ કવિત્તો તથા છંદ વગેરેનું પૂર કર્યું. પરંતુ હાલ તે પુસ્તક ક્યાં છે? જે છે તે અસંપૂર્ણ છે. અને તેમાં પણ વિશ્વાસ મૂકી શકાય તેવી ચન્દની પોતાની કવિતાઓ ઘણી જ થોડી છે.

બંદિજન માગધ વગેરે પ્રાચીન જાતોમાંથી મધ્ય કાળે ભાટ, ચારણ અને બારોટ થયા, તથા તે પછી તેમની જુદી જુદી જાતો અને ભેદ થતા ગયા. જ્ઞાતિઓના સંબંધે જેમ ભિન્નત્વ પડેલું છે તેમ આના સંબંધે બન્યું હશે, એવા અનુમાન ઉપર કેમ ન અવાય? રાજાઓના યશોગાન કરનારા ભાટ લોક રાજ્યસભામાં મોટું માન પામતા. બંદિજનમાં અને તેમાં પાછળથી એટલો ફેર પડ્યો કે, બંદિજન કરતાં ભાટ વધારે ઉંચો કહેવાયો. બંદિજનના વખતમાં રાજકવિ બહુધા વિદ્રાન બ્રાહ્મણો હતા અને પાછલા વખતમાં, એ ઉભય પદ બ્રાહ્મણ ભાટથી ભરાવા માંડ્યાં. પૃથુના વખતમાં ભાટો રાજકવિની પદવી ભોગવતા હતા.

ચન્દ કવિ પૃથુરાજનો બંદિજન નહિ પણ ચૌહાણ કુળનો માનીતો રાજકવિ હતો, આમ કહીએ તો તે વધારે યોગ્ય કહેવાય. પૃથુરાજ રાસામાથી ચન્દે મહા કવિની ઉપમા પ્રાપ્ત કરી છે; પરંતુ દુર્ભાગ્યે હાલ આપણી પાસે તેનાં ખરાં કાવ્યો નથી. ચન્દ બરદાયીનું કાવ્ય રજપૂતસ્થાનમાં કંઈક ઓર જ માન, મોભો અને મહાત્તા ધરાવે છે. પૃથુરાજ રાસામાં કવિએ પોતાના રાજાનું—આશ્રય આપનારનું યશોગાન કરતાં જે વીર, શૃંગાર, કરુણા વગેરે રસોને યોજેલા છે તે એને મહા કવિ કહેવરાવે એવા જ છે.

પૃથુરાજ રાસો–હાલ જે ઉપલબ્ધ છે તેમાં પાછળના ભાટ લોકોએ ઘણો વધારો, ઘટાડો ખરાબ સુધારો તેમ પણ કરેલો છે. પ્રત લખનારા લહીઆઓએ પણ તેમાં પોતાનું ડહાપણ ન ડહોળ્યું હોય તેમ નથી. આવા ગમતા અગમતા ફેરફારોથી રાજ્યાશ્રયમાં રહી, શોધ ચલાવનાર એક વિદ્રાને તો હમણાં સિદ્ધ કરી આપ્યું છે કે, હાલ મળતા રાસામાં જે બાબતો છે, તે વિશ્વાસને યોગ્ય નથી. પૃથુરાજની જન્મકુંડળી ઉપરથી ગણિત કરી જોતાં તે ખોટી અને

બનાવટી જણાય છે, એટલું જ નહિ પણ જે સમરસિંહ રાણાને પૃથુના બનેવી તરીકે રાસામાં સ્થાન આપેલું છે, તે સમરસિંહજી પૃથુરાજ પછી લગભગ એક શતક કેડે ચિત્તોડની ગાદીએ આવ્યા છે. વંશાવલિ–એક વેહેળા ઉપરના પુરાતન પથ્થરના પુલ ઉપરની શિલામાંથી વહેતી આવેલી રાણાના વંશની વંશાવલિ–ઉપરથી આ વાત સિદ્ધ થઈ રાસાની વાત ખોટી પડે છે. આ શિવાય બીજી ઘણી બાબત તે પંડિતે બતાવી છે. પરંતુ અત્ર તેનું દિગ્દર્શન જ વાચકના સંતોષ માટે પૂર્ણ ધારૂં છું.

ચંદ, પૃથુનો બાળમિત્ર, તેનો માનીતો કવિ અને શૂરવીર સામંત હતો. તેણે પૃથુરાજ રાસા નામનું કાવ્ય બનાવેલું, એમાં પણ શંકા નથી. પરંતુ તે કાવ્ય જેટલા પૂરા પ્રમાણમાં રચેલું તેટલા પૂરનું આજ આપણને મળી શકે તેમ નથી અને જે મળે છે એમ કહીએ છીએ તેમાં સેંકડે નેવુ ટકાની ધાલમેલ છે, એમાં કાંઈ ફેર નથી. અસ્તુ, ગમે તેમ હો. પરંતુ કવિ ચન્દ મોટો મહાકવિ તો હતો જ.

ચન્દ બારોટ, કવિ તેમ જ શૂરવીર હતો. પૃથુની સાથે તે દરેક લડાઈમાં સામેલ રહેતો અને ઘણે ઠેકાણે તેણે રજતપૂના જેવાં જ પરાક્રમ કરી, રાજાની પ્રીતિ સંપાદન કરી હતી. કનોજ અને ગુજરાત વગેરેનાં રાજ્યોમાં એનું કવિ અને વીર ઉભય રીતે મોટું માન હતું. જયચન્દ્રે તેને એક રાજાના જેટલું માન આપ્યું હતું, તે વાર્તાના પ્રવાહમાં વાચક વાંચી ગયા છે. એટલે તેનું પિષ્ટપેષણ કરવાની અત્ર અગત્ય નથી. છેવટના મહાયુદ્ધમાં તે પોતાના પુત્રને પૃથુ પાસે રાખી બલિદાન આપવા ગયો અને દેવીના મંદિરનાં દ્વાર બંધ થઈ જવાથી તેણે અંદર રહીને પૃથુરાજ રાસો બનાવ્યો. એ પુસ્તક પૂરૂં થતાં મંદિર ઉઘડ્યું અને ચન્દે તપાસ કરી તો તેને યુગ બદલાઈ ગયેલો જણાયો. વીર બચ્ચો કયાંહી ચન્દની નજરે પડ્યો નહિ. 'પૃથુરાજને શાહ કેદી કરી ગીઝની લઈ ગયો છે' એવા તેને સમાચાર મળ્યા. બાળસ્નેહીના મનમાં આ વાત સાંભળવાથી ઘણી લાગણી થઈ અને લાગલો જ તેણે ગીઝનીનો રસ્તો લીધો.

મહા યુદ્ધના અંતમાં પૃથુરાજ મરણ પામ્યો હતો, એમ અંગ્રેજ ઇતિહાસકારો લખે છે અને તે વધારે યોગ્ય તો એટલા માટે જ છે કે, પૃથુરાજ

જેવો વીર પુરૂષ યુદ્ધથી પરાઙ્મુખ થાય અને શત્રુને હાથ પડી જીવતો રહે, એ પહેલી નજરે જ અસંભવિત છે. પરંતુ પ્રચલિત દંતકથાઓમાં અને પોતાના પાદશાહોની કીર્તિ ગાવામાં મસ્ત રહેતા મુસલમાન ઇતિહાસકારો પોતના ઇતિહાસ ગ્રંથોમાં પૃથુને શહાબુદ્દીન ગોરીએ કેદી કર્યાની વાત લખી છે, એટલે આપણે પણ ઉભયમાં પગ રાખીશું.

પાદશાહ પૃથુને કેદી કરી, આંખો ફોડાવી, ગીઝની સાથે લઈ ગયો અને ભારે બેડી પહેરાવી, કેદમાં પૂર્યો. તે પછી ઘણે દિવસે ચન્દ ત્યાં જઈ પહોંચ્યો. મિત્રને આવ્યો સાંભળી, પૃથુ ભારે બેડીમાં પડેલો હતાં સફાળો છતાં ઉભો થયો. પ્રેમનું જોર તો અમાપ છે એમા શંકા નહિ. પાદશાહને આ વાત રોશન થઈ, ત્યારે તેણે પૃથુને બીજી બેડી નાંખવાનો હુકમ કર્યો. પરંતુ પોતે, મિત્રને સુખ કરતાં દુઃખનું કારણ થઈ પડે નહિ એટલા માટે, ચન્દ શાહને કરગરી પડ્યો અને પૃથુની કેટલીક કળાઓ જોવરાવવા માટે તેને બીલકુલ છૂટો કરાવી, સારૂં ભોજન આપવાનો બંદોબસ્ત કરાવ્યો.

પૃથુરાજ હોંશિયાર થયા પછી ચન્દે તેની સાથે શાહનો પ્રાણ લેવાનો મંત્ર કરી, તેની પાસે શબ્દવેધીત્વનો તમાસો કરાવવાનું શાહને સમજાવી નક્કી કરાવ્યું. રાજાએ તે સભામાં લોખંડના સાત તવા બંધાવરાવ્યા અને સારી કબાન આપી તેને સભામાં ઉભો કર્યો. કેદી કર્યો ત્યારે જ શાહે તેની આંખો ખોતરાવી નાંખી હતી, તે વિસરી જવું જોઇતું નથી. મુસલમાન અમીરોની સભા ભરાઈ અને શાહ ગાદી ઉપર બેઠો, પછી ચન્દે કહ્યું કે જહાંપનાહ! આપ કાંકરી મારો એટલે તવાનો અવાજ થશે, અને એ અવાજ ઉપર લક્ષ્ય તાકી, એ તવા ઉપર અમારો રાજા તીર મારશે. શાહે તેમ કર્યું. પછી ચન્દે પોતાના મંત્ર મુજબ પૃથુરાજને ચેતાવતાં નીચે પ્રમાણે એક દુહો કહ્યો:—

**दुहो**

**चार बांस चोवीस गज, अंगुल अष्ट प्रमाण,**
**एते पर सुलतान है, मत चूके चौहाण.**

આ દુહાથી સુલતાન કેટલે ઉંચે બેઠો છે તેનું સૂચન કર્યું. ઉપરાંત શાહનું કાશળ કાઢવાને ઉશ્કેરાઈ રહેલા માટે પોતાના રાજાને ઉશ્કેરવા વળી કહ્યું:—

**छप्पय**

**एही बाण चौहान, राम रावन उत्थप्यो;**
**एही बाण चौहान, करणशिर अरजुन कप्प्यो;**
**एही बाण चौहान; शंकर त्रिपुरासुर संध्यो;**
**एही बाण चौहान, भ्रमर लछमन कर वेंध्यो;**
**सो बान आज तो कर चढ्यो, चंद विरद सच्चो चवे;**
**चौहान राज संभरधनी, मत चूके मोठे तवे.**

તવાને કાંકરી મારી, શાહે પૃથુરાજને તવા વીંધવાની આજ્ઞા આપી કે તુરત કાન સુધી કબાન ખેંચી, ચોહાણે શબ્દ ઉપર લક્ષ રાખી, તેને તીર માર્યુ અને તે આબાદ ધારેલે ઠેકાણે, એટલે શાહબુદ્દીનના કપાળમાં જ વાગ્યું. તર્ત તેના મસ્તકના ટુકડા થઈ ગયા અને તે ગાદી ઉપરથી ગબડી છેક નીચે જઈ પડ્યો. સભામાં ત્રાસ અને હાહાકાર વર્તાઈ રહ્યો. 'ગજબ! ગજબ! જુલ્મ કીયા કાફર સેતાને જુલ્મ કીયા' એમ બોલતા અમીરો બેઠકો ઉપર સડક થઈ ગયા. એટલામાં તો ચન્દે ખંજર ખેંચી પૃથુરાજને અને પૃથુરાજે તેને કત્લ કરી નાંખ્યો. તે જોતાં 'કાફર બી આપસે કટા ગયા. સુભાન અલ્લાહ! બડા જુલ્મ હો ગયા' એમ બોલતા અમીરો ચકિત થયા. અને બે પવિત્ર હિન્દુઓના જીવો અપવિત્ર ન થતાં એક બીજાને યોગ્ય કાર્ય કરી જગતમાંથી અસ્ત થઈ ગયા.

કવિ ચન્દે પોતાને યોગ્ય હતું તે કર્યું. દુશ્મનનું ખરેખરૂં વેર લીધું અને પોતાના સ્વામીને યવનને હાથે મરણપ્રસંગ ન આવે એવું ક્રૂરતર કર્મ પણ કર્યું.

ચન્દની બાનિ ઘણી જ મનોહર હોવા છતાં તે કાળના વહેમ વગેરેના વિચારોથી ભરપૂર છે. કવિને દેવીનું વરદાન હોવાથી સર્વત્ર 'વરદાયી' કહીને જ બોલાવવામાં આવતો. કવિ ચન્દે પોતાના રાસામાં દેવીના પ્રભાવથી કેટલુંક

ભવિષ્ય કહેલું છે, એવા વિચારથી ઘણા માણસો ચન્દ કવિએ કહેલું ભવિષ્ય વાંચવાને આતુર રહે છે. એમની ઇચ્છા પણ અતૃપ્ત ન રાખતાં અત્રે તે સાદર કરીશું.

સમરસિંહને માન આપવા ગયેલા પૃથુરાજના ઠાઠમાં વાદિત્રોનો એવો ઘોષ થયો કે, શંકરનો વીરભદ્ર નામનો ગુણ જાગી ઉઠયો. અને તેણે આ ભવિષ્ય કહ્યું એવી રચના છે. એ સઘળી કવિતાઓ આ પ્રમાણે છેઃ—

" रंग राग बागत थट्टयं, घन घोर सोर प्रगट्टयं
सुनि अखल वीर स जग्गयं, सर लपट ऊँथिय पग्गयं
लंबी असी गज सज्जयं, पञ्चास चोडिय गज्जयं
दस गज सु दल परमानयं, तिहि गुफा खुल्लि अमानयं.
रुद्राक्ष मुद्रा धारयं, मुख शंभु शंभु उचारयं
कर खडग खप्पर राखयं, मुख शुभं शुभं उचारयं
पृथिराज कीन प्रणामयं, बोल्यो न वीर सत्तामयं
तहां देख रावल समरसी, छड़ो न आसन रघुवंसी.
पूछंत चंद सु बत्तियं, कहो होनहारं स कथ्थियं
यह होनहार स होय हे, दिली न थिरता सोय हे
पुन म्लेच्छ दल बल जोर हे, अर शहर दिलीय तोरहे
पृथिराज जुद्ध न जीतहे, रणसमय रावल वीतहे.
चामुंडराय गुरु रांमही, कट पराहि भारथ कामही
पृजिराज बंधहि पावही, खट मास विपत विहाविही
नृप शाह चंद रु तीनयं, रहे एक ठोर सु लीनयं
गौरी सु दिल्ली आनयं, पुनि बरत हिंदुसथानयं
तिहि दुर्ग देवल भाजयं, अति आनरथ्य स साजयं
वरते स वरसां दोयसे, ता पीछ चकता आवसे
हिंदवान दंड भरावही, नृप घर घराहि धिय ब्यावही
दखनाद सुं दल आवही तिहि तखत दिल्ली न पावही
ता पीछे टोपी आवही, बहु इलम कलम चलावही
नारी सु राज बजसी, हिंदू तुरक सब भज्जसी

**इह तखत दिल्लीय आवही, नृप घर घरहि सुख पावही**
**वह धर्मराज जमावही, प्रतिपाल न्याय कहावही**
**जब न्यायबंधन छुट्टही, तब आप पेटी फूटशी**
**मिली बलक काबुल थट्टयं, तीजो स भूपत भटियं**
**विध्वंस दिल्ली पाटयं, राहि बरस खट परनाठ यं**
**सीसोद दिल्ली आवही, शिर राण छत्र धरावही.**
**पेंतीश वरष प्रमानही, भोगवे हिंदुस्तानही**
**अजमेर पीर जग्गही, पुनि तखत दिल्लीय मंगही**
**तुंवर स जिल्लीय घेरही, पुनि आण दिल्लीय फेरही**
**राठोर दिल्ली आवही, फिर धर्म नीत चलावही.**

“ રંગરાગના મોટા ઘોર અવાજો થયા, જે સાંભળી અલખવીર જાગી ઉઠયો અને એક શિલા ઉથલી પડી; તે એંશી ગજ લાંબી, પચાસ ગજ પોહોળી અને દશ ગજના દળની હતી. ગુફા ઉઘડી તેમાંથી એક વીર નીકળ્યો. તેણે રૂદ્રાક્ષની માળાઓ પહેરી, હાથમાં ખડગ અને ખપ્પર ધારેલાં તથા મોંઢેથી શંભુ શંભુ ઉચ્ચાર કરતો હતો. પૃથુરાજે તેને પ્રણામ કર્યો, પણ તે કાંઈ બોલ્યો નહી. પણ સમરસિંહ સદાશિવનો અવતાર હતો તેને જઈ તે પગે પડ્યો. ચન્દે તેને પૂછ્યું હવે શું થનાર છે, ત્યારે તેણે કહ્યું હતું કે–તમારો પરાજય થવાનો છે અને દિલ્લી સ્થિર રહેશે નહિ. મ્લેચ્છના દળનું જોર થશે, તે દિલ્લી શહેર તોડશે; પૃથુરાજ યુદ્ધમાં જિતશે નહિ; અને રાવળ સમરસિંહ કામ આવશે. ચામુંડરાય અને રામગુરુ કપાઈ જશે. રાજા બંદિવાન થઈ છ મહિના દુઃખ ભોગવશે. પછી તે, શાહબુદ્દીન અને ચન્દ એક જ ઠેકાણે રહેશે. પછી યવનો હિન્દુસ્થાનમાં ફેલાશે, તેઓ કિલ્લાઓ અને દેવળો ભાગી નાંખી મોટો અનર્થ કરશે.

“ આમ બસો વર્ષ ચાલ્યા પછી મોગલો આવશે. તેઓ હિન્દુઓને દંડશે અને ઘેરઘેરથી રાજાઓની દીકરીઓ લેશે. તે પછી ટોપી આવશે તે ઘણાક ઇલિમ અને કલમ ચલાવશે. સ્ત્રી રાજા કહેવાશે અને હિન્દુ તુરત બધા ભાગી જશે. તે પણ દિલ્લીના તખત ઉપર બેસશે અને રાજાઓ ઘેર ઘેર સુખ પામશે. તેઓ ધર્મરાજ ચલાવશે અને ન્યાયના

પ્રતિપાળ કહેવાશે. જ્યારે ન્યાયનું બંધન છૂટશે ત્યારે ટોપીઓમાં પણ અંદર અંદર ફૂટ પડશે. બલ્ખ અને કાબુલ તથા એક ભટ્ટી રાજા મળીને દિલ્લી લેશે, તે ૭ વર્ષ રહેશે. પછી સિસોદિયા (ઉદેપુરવાળા) આવશે અને રાણોજી પોતાના મસ્તક ઉપર છત્ર ધરાવશે, તે પાંત્રીસ વર્ષ ભોગવશે. પછી અજમેરના ઓલીઆ પીર જાગશે, તે પછી તુંવર અને તુંવર, પછી રાઠોડ થશે, ને ફરીને ધર્મનીતિ ચલાવશે."

### दुहो

**वीरभद्रके वचन सुण, लग्यो सोच चौहान,**
**महा वीर दृढ ग्यानको, बोल्यो तब बलवान.**

### छंद त्रोटक

**नृप शोच न कीजिये काहुनको, भुगते जन भव्य सुखं दुखको.**
**वसुधा किनके घर नांहि रही, पुनि केतिक वार उथल्ल गई**
**नृप वेननकी न भई धरनी, कर वास विशंभरही करनी।**
**सुरराजसे न हुई उनकी, वर नांहि रही हरजांकुसकी**
**वलकी न हुई जिन जग्य किये, तिन वामन बाध पताल दिये**
**धरनी धरनी भइ मानधकी थिर वास करे न रही उनकी**
**त्रिपुरांज विसंभ जालधरसे उनके घरहुंसे गई किनसे**
**पृथुराजवतारभई हरके थिर नांहि रही उनही घरके**
**दुजराम वडे न हुई उनकी, फिर मात चलाइय वामनकी**
**हठराम फरस्स इकीस करी, वसुधा न रही सु उथल परी**
**पत्त मोर बंध्यो शिर रावनको, जिन ध्यान कियो हे सदाशिवको**
**तिनसु तजि प्रीत खरी विसही, रघुनाथ लही अपनी सु कही**
**प्रभु तीनहि लोक उपावनके, रघुराम तिस न हुई उनके**
**दुरजोधन जोध वडे जबरे, तिनसे अरजुन संगाम भरे**
**कल भारत क्षोन अढार कटे, उनके घरहुसे गइ विछूटे**

**रन खेत मरंत अती, तिनको मल भक्ष धरती**
**रनखेत विचार लरे जबही, रजवट्टको नीर रहे तबही.**

**दुहो**

**वीरभद्रा कहि ए कथा, वेट गयो इति ठान**
**फिर शिला शिरपर धरी, लगो हेत शिव ध्यान.**

પૃથુરાજ જેવો વીર હતો તેવો જ ચન્દ કવિ હતો. પૃથુને જેટલું માન તેના શૌર્ય માટે ઘટે છે તેટલું, બલ્કે તેથી પણ વધારે માન ચન્દને કવિ તરીકે અદ્યાપિ પણ મળે છે. ભાષાના કવિઓમાં ચન્દ પહેલો નંબર ભોગવે છે અને એ જ કવિશ્રેણીમાંના એક કવિએ પ્રાચીન કવિઓના ગુણની ગણના કરતાં કહેલું છે કેઃ—

**दुहो**

**चंद छंद, पद सुरके, कवित्त केसवदास,**
**चौपाई तुलसीदासकी, दुहा बिहारीदास.**

પૃથુરાજ રાસામાં રજપૂતસ્થાનના રાજાઓને મોટો વિશ્વાસ છે. મહાભારતનું માહાત્મ્ય અને મહાભારતનો વહેમ તે ભોગવે છે. રાસો વંચાય ત્યાં લડાઈ થાય એવો લોકમાં હજી પણ વહેમ ચાલે છે. 'રાજસ્થાન' નામનો ઇતિહાસ લખનાર પ્રસિદ્ધ ટોડ સાહેબ ચન્દ અને રાસાને માટે પોતાના પુસ્તકમાં લખે છે કે–

"The work of Chand is a universal history of the period in which he wrote. The ears of Prithiraj, his alliances, his numerous and powerful tributaries, their abodes, and pedigrees make the work of Chand invaluable as historical and geographical memoranda, besides being treasures in mythology; manners, and the annals of the mind."

ચન્દની કીર્તિ હજી જેવી ને તેવી જ અમર છે અને પૃથુરાજનું શૌર્ય પણુ એને આશ્રયે જ ગવાય છે. કવિના આશ્રય વગર મોટા બળવાન રાજા પણુ પામરની માફક જગતમાં ભૂલાઈ જાય છે, જ્યારે શામળ કવિને આશ્રય આપનાર **રખિદાસ** જેવા જેવા પટેલો પણુ પોતાના નામને કાળની પાંખ ઉપર કોતરાવી અમર થઈ ગયા છે. ચન્દ અને પૃથુનો આ મહિમા વીરરસના ભોગીને વીર, શૃંગારના ભોગીને શૃંગાર અને ઇતિહાસનાં પાનાં ઉથલાવી પ્રાચીન કાલના ભરતખંડના મહિમાનું આંખ આગળ ચિત્ર ઉભું કરી પ્રસન્ન થનારને, ઇતિહાસના બનાવોથી ભરપૂર વૃત્તાન્તો આપે છે. એ જ એના લેખનો રમણીય રસપ્રદ હેતુ અને ભારતનો વિજય છે ! !



# રાજા ગણેશ

અથવા

# મન્દાકિની

અનુવાદક—શા. વિજયશંકર હિમ્મતરામ ઘોળકિયા.

બંગાળાના લબ્ધપ્રતિષ્ઠ ઉપન્યાસ લેખક શ્રી શ્રીશ-ચન્દ્ર ચટ્ટોપાધ્યાય કૃત પ્રખ્યાત ઐતિહાસિક ઉપન્યાસ રાજા ગણેશનો આ અનુવાદ છે. બંગાળામાં રાજા ગણેશનું નામ આજેય ઘણું માન ને પ્રેમથી પૂજાય છે. ઉપન્યાસમાં દર્શાવેલા પ્રસંગો સામાન્ય બનેલા છે આજથી પાંચસો વર્ષ પૂર્વે રાજા ગણેશની સત્તા બંગાળામાં હતી. તે વખતનો ઇતિહાસ આપણી આંખ આગળ તાજો કરી ને દેખાડ ઉભો રહે છે. દેશપ્રેમથી ઝળહળિત આ અપૂર્વ નવલ કથાની મોહિની આશ્ચર્યકારક છે પુસ્તક હાથમાં લીધા પછી મુકવું ગમે તેમ નથી.

કિમ્મત રૂપીયા ત્રણ.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.
પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઈ, નં. ૨